# શ્રી દુર્ગા સપ્તશતી.

(ગુજરાતી અનુવાદ સહિત.)

—:અનુવાદક:—


વેદાંતભૂષણ છોટાલાલ ચંદ્રશંકર શાસ્ત્રી.

આત્મપુરાણ ઉપનિષદ આદિના અનુવાદક.





સંવત ૧૯૮૨ સને ૧૯૨૬







—:પ્રકાશક:—

મેસર્સ સી. સી. શાસ્ત્રી એન્ડ સન.

બુકસેલર્સ પબ્લીશર્સ.

કાલબાદેવી–મુંબઈ.

# પ્રસ્તાવના.

શ્રી દુર્ગા સપ્તશતી સાતસો મંત્રાત્મક છે. આમાં શકિતનું વર્ણન છે. આ શકિત તેજ માયા, માયા તેજ ઇચ્છા, તથા ઇચ્છા તેજ પરબ્રહ્મ છે. કારણકે છાંદોગ્ય ઉપનિષદ્‌માં જણાવ્યું છે કે, सोऽकामयतएकोऽहं बहुस्यां प्रजायेय અર્થઃ–તેણે અર્થાત્‌ પરબ્રહ્મે કામના કરી કે, હું જો કે નિર્ગુણ સ્વરૂપે એકજ રૂપે છું. છતાં હું પોતેજ ઇચ્છાને અર્થાત્‌ પ્રકૃતિ સાથે જોડાઇ અનેક ભાવને પામું તથા હું પોતેજ જન્મ મરણ ભાવને પામું. આજ જગતનો આવિર્ભાવ છે. પરબ્રહ્મનું સંકલ્પ સાથે અર્થાત્‌ માયા સાથે અર્થાત્‌ શકિત સાથે જોડાવું, તેજ જગત્‌ છે. આ શકિત તેજ સપ્તશતીરૂપે છે. આ શકિતનો દરેક દેવને વિશે આવિર્ભાવ થઇ તેનાં જે જે મહાન્‌ કર્મો થયાં, અર્થાત્‌ પરમાત્મ શકિતવડે જે મહાન્‌ કર્મો થયાં, તેની જે સ્તુતિ, તે આ ચંડીપાઠ છે.

સંવત ૧૯૮૨ — માસ્તર

ચંડ્રાજન્મ. — એમ. કે. ઓઝા એસ્ટ્રોલોજર.

# અનુક્રમણિકા.

Printed by:—**Narayanrao Laxmanrao Nikam** at the
"Shanker" Printing Press, Near Cistern Chawta Bridge, SURAT.
&
Published by;—C. C. Shastri & Sons, Kalbadevi Road, BOMBAY.

# श्री दुर्गा सप्त शती.

॥ श्रीगणेशाय नमः ॥

**પાઠ કરવાનો ક્રમઃ**—પાઠ કરવાવાળાએ સવારમાં ઉઠી સ્નાન કરી, પછી પોતાનું નિત્યકર્મ કરી, પૂર્વાભિમુખે બેસી ત્રણ આચમન કરવાં. તે નીચે પ્રમાણેઃ- **ॐ ऐं आत्मतत्त्वं संशोधयामि नमः स्वाहा** કહી પહેલું, **ॐ ह्रीं विद्यातत्त्वं संशोधयामि नमः स्वाहा** કહી બીજું તથા **ॐ क्लीं शिवतत्त्वं संशोधयामि नमः स्वाहा** એમ કહી ત્રીજું આચમન કરવું. આ રીતે ત્રણ પ્રકારના તત્વવડે આચમન કરી હાથ ધોઇ નાંખી પવિત્ર કરવા. પછી પ્રાણોને રોકવા. મૂલમંત્રવડે ડાબી નાસિકાવડે વાયુને અંદર પૂરવો. કુંભકવડે ચાર વાર મૂલમંત્રનું પઠન કરવું. ત્યાર બાદ બે વાર મૂલમંત્રનો ઉચ્ચાર કરી જમણી નાસિકામાંથી વાયુને બહાર કાઢવો. ત્યારબાદ ગણપતિનું સ્મરણ કરી નીચે પ્રમાણે સંકલ્પ કરવોઃ-સંકલ્પઃ—અત્રાદ્ય૦ દેશ તથા કાળનું ઉચ્ચારણ કરી અમારા સઘળા કુટુંબઆદિને સર્વ પ્રકારની મંગળની પ્રાપ્તિ થવા માટે અમુક ગોત્રવાળો તથા અમુક નામવાળો જે હું, તે મારી અમુક પ્રકારની કામનાની સિધ્ધિ થવા માટે મહાકાલી, મહાલક્ષ્મી તથા મહાસરસ્વતીના સ્વરૂપવાળી, ત્રિગુણાત્મક મહાલક્ષ્મીની પ્રીતિ થવા માટે કવચ, અર્ગલા, કીલક,

१ એકાદશ ન્યાસ સહિત, નવાર્ણ મંત્રનો એક સો આઠ વાર જપ, રાત્રીસૂક્ત, મૂળ પાઠ, દેવી સૂક્ત, નવાર્ણ મંત્રનો એક સો આઠવાર જપ, તથા ત્રણ રહસ્યના પાઠ સહિત સપ્તશતી ચંડીનો પાઠ હું (અમુક મંત્રના સંપૂટ સહિત) કરીશ. આનાજ અંગે સંક્ષેપે કરી આસનશુધ્ધિ, ભૂશુધ્ધિ તથા ભુત શુધ્ધિઆદિ કર્મ, દીવાનું સ્થાપન, પૂજન, સપ્ત શતી પુસ્તક પૂજન, રહસ્યમાં કહેલા યંત્રમાં રહેલા પ્રધાન દેવતાઓનું પૂજન અથવા તો તંત્રમાં કહેલ નવાર્ણ યંત્રમાં રહેલ પ્રધાન દેવોનું પૂજન, પૂજાને અંગે બળિદાન, સર્વ પ્રકારના શાપથી થનારા અટકાવનો નાશ થવા માટે શાપોદ્ધાર મંત્રનો સાતવાર જપ, તેમજ પાઠના આદિમાં તથા પાઠના અંતે એકવીશ વાર તંત્રમાં કહેલા ઉત્કીલન મંત્રનો જપ હું કરીશ, એમ કહી બીજીવાર પાણી મૂકવું. ત્યારબાદ ગણપતિનું સ્મરણ તથા નમસ્કાર કરવા. ગુરૂને નમસ્કાર, ગુરૂઓને, ગુરૂ પાદુકાઓને, શ્રેષ્ઠોને, શ્રેષ્ઠોની પાદુકાઓને, આચાર્ય સિધ્ધેશ્વરની પાદુકાઓને તથા લક્ષ્મીપતિની પાદુકાઓને નમસ્કાર કરવા. આ રીતે ગણપતિ તથા ગુરૂ વગેરેને પ્રણામ કરવા.

**આસનનો વિધિઃ**—જ્યાં આસન કરવાનું હોય તેની નીચે જળ આદિ વડે ત્રિકોણ કરવું. ॐ ह्रीं आधारशक्तिकमलासनायनमः આમ કહી આધાર શક્તિનું પૂજન કરવું. તેનાપર મનને ઉદ્વિગ્નતા નહિ કરે એવા મૃગચર્મને પાથરવું. १

વળી ઉન તથા દર્ભાદિનું આસન પાથરવું. "પૃથ્વી" આ મંત્રના ઋષિરૂપે મેરૂપૃષ્ઠ છે, દેવતારૂપે કૂર્મ છે, છંદરૂપે સુતલ છે. આનો વિનિયોગ આસનને વિશે છે. पृथ्वि त्वया: ઈત્યાદિ મંત્રવડે આધાર શકિતની પ્રાર્થના કરવી. ૐ भूः भुवः स्वर् ઇત્યાદિવડે આસનનું પ્રોક્ષણ કરવું. તે આસનપર પૂર્વાભિમુખે અથવા તો ઉત્તરાભિમુખે બેસવું. પોતાની ડાબી બાજુએ ગુરુઓને નમસ્કાર કરવા. દક્ષિણ બાજુએ ભદ્રકાલીને નમસ્કાર કરવા. ઉપરના ભાગ વિશે ગણપતિને નમસ્કાર કરવા. આ રીતે દ્વાર દેવોનું પૂજન કરવું. મૂળમંત્રનો ઉચ્ચાર કરવો. દિવ્ય દૃષ્ટિના જોવાવડે દિવ્ય એવા વિઘ્નોનું ઉત્સર્જન કરવું. ॐ फट् ઇતિ મંત્રવડે પ્રોક્ષણ કરી અંતરિક્ષમાં રહેલ વિઘ્નોનું ઉત્સર્જન કરવું. વળી તેજ મંત્રવડે ભૂમિ ઉપર પગની પાની ત્રણ વાર અફાળવી. આ પ્રમાણે પૃથ્વી સંબંધી વિઘ્નોનુ ઉત્સર્જન કરવું. अस्त्राय फट् એમ કહી ત્રણ તાલ વડે દિશાનું બંધન કરવું. ॐ नमः सुदर्शनाय अस्त्राय फट् આ મંત્રવડે છોટિકા કરી વહ્નિના ત્રણ પ્રાકારોની ભાવના કરવી. પછી મૂળ મંત્રવડે આચમન તથા પ્રાણાયામ કરવા.

ભૂશુદ્ધિ:—ૐ हूं આ રીતના બીજવડે કુંડલિની નામની નાડીની ઉત્થાપના કરવી. હૃદયને વિશે રહેનાર તથા દીપની કળીના આકારવાળા જીવનું ૐ हंसः આ મંત્રવડે બ્રહ્મને વિશે સંયોજન કરવું. ડાબી કુખને વિશે રહેલ તથા

અસદ્વાસનાત્મક પાપયુક્ત પુરુષનું ધ્યાન કરવું. યમ્ આ રીતના વાયુ બીજવડે બત્રીશવાર આવર્તન કરી શોષણ કરવું. રમ્ આ અગ્નિ બીજવડે ચોસઠવાર આ-વર્તન કરી તેનું દહન કરવું. ત્યારબાદ ફરી યં આ વાયુ બીજવડે સોળ માત્રાથી તે ભસ્મનું રેચન કરવું, પછી વં આ રીતના અમૃત બીજવડે પ્રાણાયામ કરવા.

**ભૂતશુદ્ધિ:**—ઇડાવડે વાયુને પૂરી કુંભક વિશે હં યં રં લં વં આ રીતે પાંચ ભૂત બીજોનું એકવાર આવર્તન કરવું. પછી પિંગલાવડે રેચન કરવું. ત્યારબાદ વં આ અમૃત બીજવડે પ્રાણાયામ કરવા. તેમાં સત્ય સ્વરૂપ વાસનાવાળાં દેવીના સ્વરૂપને ઉત્પન્ન કરવું. સોહં આ મંત્રવડે કુંડલિનીને બ્રહ્મ સાથે લગાડી તેમાં રહેલ જીવને હૃદય વિશે સ્થિર કરી કુંડલિની મૂલાધાર વિશે ગયેલ છે, એમ ધારણા કરવી.

**પ્રાણ પ્રતિષ્ઠા.**:—આં હ્રીં ક્રૌં મારા પ્રાણો માફક આ મૂર્તિ વિશે પ્રાણો થાઓ, આં હ્રીં ક્રૌં મારો જીવ છે તેમ આમાં જીવ થાઓ, આં હ્રીં ક્રૌં મારી સઘળી ઇન્દ્રિયો છે, તેમ આમાં સર્વ ઇન્દ્રિયો થાઓ. આં હ્રીં ક્રૌં આમ કહી મારાં વાણી, મન, ત્વચા, ચક્ષુ, શ્રોત્ર જિહ્વા તથા ઘ્રાણરૂપ ઇન્દ્રિયો જેવાં છે તેવાં આને વિશે થાઓ તથા સુખરુપે થઇ તેમાં નિવાસ કરો. પછી ગર્ભાધાનાદિ પંદર પ્રકારની સિદ્ધિ થવા માટે હું પંદર પ્રણવાવૃત્તિ કરીશ, આમ કહી પંદર

વાર ૐ કારને જપવો. પછી रक्तांभोधिस्थपोतोल्लसदरुणसरोजाधिरूढाकराब्जैः पाशं कोदंडमिक्षूद्भवमथगुणमप्यंकुशं पंचबाणान् । बिभ्राणा सृक्कपालं त्रिनयनलसिता पीनवक्षोरुहाढ्या देवी बालार्कवर्णा भवतु सुखकरी प्राणशक्तिः परा नः ॥ આ પ્રમાણે પ્રાણ પ્રતિષ્ઠા કરવી.

**માતૃકાન્યાસઃ**—अंनमः કહી લલાટને વિશે, आंनमः કહી મુખ વિશે, इंनमः કહી જમણા નેત્ર વિશે, ईंनमः કહી ડાબા નેત્ર વિશે, उंनमः કહી જમણા કર્ણ વિશે, ऊं नमः કહી ડાબા કર્ણને વિશે, ऋंनमः કહી જમણી નાસિકામાં, ॠंनमः કહી ડાબી નાસિકામાં, ऌंनमः કહી જમણા ગંડ સ્થળમાં, ॡंनमः કહી ડાબા ગંડ સ્થળમાં, एंनमः કહી ઉપલા ઓઠને વિશે, ऐंनमः કહી નીચલા ઓઠને વિશે, ओंनमः કહી ઉપરની દાંતની પંક્તિમાં, औंनमः કહી નીચેની દાંતની પંક્તિમાં, अंनमः કહી મસ્તકને વિશે, अः नमः કહી મુખને વિશે, कंनमः કહી જમણા બાહુ મૂળ વિશે, खंनमः કહી જમણી કાખને વિશે, गंनमः કહી જમણા મણિબંધ વિશે, घंनमः કહી જમણા હાથની આંગળીના મૂળમાં, ङंनमः કહી જમણી આંગળીઓના અગ્ર ભાગમાં चंनमः કહી ડાબા બાહુ મૂળમાં, छंनमः કહી ડાબી કાખમાં, जंनमः કહી ડાબા મણિબંધમાં, झंनमः કહી ડાબી આંગળીના મૂળમાં, ञंनमः કહી ડાબી આંગળીના અગ્રમાં, टंनमः કહી જમણા પગના મૂળમાં, ठंनमः કહી જમણી

જાનુમાં, ङंनमः કહી જમણા ગુલ્ફમાં, ढंनमः કહી જમણા પગની આંગળીઓના મૂળમાં. णंनमः કહી જમણી પગની આંગળીના અગ્રાંમ, तंनमः કહી ડાબા પગના મૂળમાં, थंनमः કહી ડાબી જાંગમાં, दंनमः કહી ડાબી ગુલ્ફમાં, धंनमः કહી ડાબી આંગળીના મૂળમાં, नंनमः કહી ડાબી આંગળીના અગ્રમાં, पंनमः કહી જમણા પાર્શ્વમાં, फंनमः કહી ડાબી પાર્શ્વમાં, बंनमः કહી પૃષ્ઠમાં, भंनमः કહી નાભિમાં, मंनमः કહી જઠર વિશે, यंनमः કહી હૃદયમાં, रंनमः કહી જમણે ખભે, लंनमः કહી કાંધે, वंनमः કહી ડાબે ખભે, शंनमः કહી હૃદયાદિ જમણા હાથના અંત સુધી. षंनमः કહી હૃદયાદિ ડાબા હાથના અંત સુધી, संनमः કહી હૃદયના જમણા પગના અંત સૂધી, हंनमः કહી હૃદયના ડાબા પગના અંત સૂધી, ळंनमः કહી જઠર વિશે, क्षंनमः કહી મુખને વિશે, પ્રણવાદિ સર્વ સ્થળે, એમ કહી તત્ત્વમુદ્રા વડે માતૃકાન્યાસ કરવા.

**દીવાની પ્રતિષ્ઠાઃ**—મૂળમંત્રવડે આચમન તથા પ્રાણાયામ કરી કર્મના સાક્ષી માટે દીવાનું સ્થાપન કરવું. ત્રણ ખુણાવાળું દીપના આધારરૂપ યંત્ર કંકુમાદિ ગંધવડે દેવીની જમણી બાજુએ કરવું. પછી **दीपाधार यंत्राय नमः** આ મંત્ર વડે ત્યાં પૂજન કરી તે પર દીવાની સ્થાપના કરવી. પછી ગંધાદિવડે દીવાની પૂજા કરવી. દીવાની નીચે પ્રમાણે પ્રાર્થના કરવીઃ—**भो दीप देवीरूपस्त्वं कर्मसाक्षी**

ह्यविघ्नकृत् यावत्कर्म समाप्तिः स्यात्तावत्त्वं सुस्थिरो भव ॥ આમ કહી દીવાની પ્રાર્થના કરવી. વળી દેવીની ડાબી બાજુએ તેલનો દીવો કરવો.

### યંત્રની પૂજા.

| | | |
|---|---|---|
| ॐ गौर्या सह रुद्राय नमः | ॐ सरस्वत्या सह विरिंचये नमः | ॐ लक्ष्म्यासह हृषीकेशाय नमः |
| ॐ ऐं महाकाल्यै नमः | ॐ ह्रीं महालक्ष्म्यै नमः | ॐ क्लीं महासरस्वत्यै नमः |
| ॐ दशाननायै नमः | ॐ अष्टादशभुजायै नमः<br>सिंहं महिषं | ॐ अष्टभुजायै नमः |

સ્ફટિક, સુવર્ણ, તામ્ર અથવા બીજી કોઇ ધાતુના પતરા વિશે અથવા પાંદડાપર યથાશકિત આઠ પ્રકારના ગંધવડે અથવા રકતચંદનવડે નવ કોઠાવાળો આ યંત્ર કાઢવો. પહેલી પંકિતમાં ઉત્તરથી દક્ષિણ પર્યંત ગૌરીસહરૂદ્ર, સરસ્વતીસહ વિરિંચિ તથા લક્ષ્મી સહિત વિષ્ણુને આલેખવા. વચલી પંકિતમાં ઉત્તરથી દક્ષિણ પર્યંત મહાકાલી, મહાલક્ષ્મી તથા મહાસરસ્વતીને આલેખવાં તથા ત્રીજી પંકિતમાં

વાયુ કોણથી નિર્ઋતિ કોણ પર્યંત દશાનના, અષ્ટાદશ ભુજાવાળાં, તથા અષ્ટભુજાવાળાં દેવીની સ્થાપના કરવી. અઢાર ભુજાવાળાં દેવીની જમણી બાજુએ સિંહ તથા ડાબી બાજુએ મહિષની સ્થાપના કરવી. યંત્રની પ્રાણપ્રતિષ્ઠા કર્યા પછી આવાહનાદિ ષોડષોપચારથી પૂજન કરવું. સ્તોત્રોવડે કાલી, લક્ષ્મી તથા સરસ્વતીની સ્તુતિ કરવી.

**યંત્રની પૂજાનો વિધિઃ**—આ નવાર્ણ મંત્રના ઋષિઓરૂપે બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ્વરો છે, ગાયત્રી, ઉષ્ણિક તથા અનુષ્ટુભ્ છંદો છે, દેવતારૂપે શ્રી મહાકાલી, મહાલક્ષ્મી તથા મહાસરસ્વતી છે. શકિતઓરૂપે નંદા, શાકંભરી તથા ભીમા છે, બીજરૂપે રકત દંતિકા, દુર્ગા તથા ભ્રામરી છે તથા તત્વોરૂપે અગ્નિ, વાયુ તથા સૂર્ય છે. શ્રી જગદંબાની પ્રીતિ માટે યંત્રની પૂજા વિશે ન્યાસ કરવાનો વિનિયોગ છે. પ્રથમ ઋષ્યાદિ ન્યાસો તથા મૂલ ષડંગ ન્યાસો કરવા. કળશ, શંખ તથા ઘંટા આદિનું પૂજન કરવું. **अपवित्रः पवित्रो वा सर्वावस्थांगतोऽपि वा । यः स्मरेत् पुंडरीकाक्षं सबाह्याभ्यंतरः शुचिः** આ મંત્ર વડે આત્માનું તથા પૂજાના દ્રવ્યોનું પ્રોક્ષણ કરવું. યંત્રને સ્પર્શ કરી ૐ आंसोहं આ રીતે ત્રણ વાર ઉચ્ચાર કરી યંત્રની પ્રાણપ્રતિષ્ઠા કરવી. પછી ત્રિખંડા મુદ્રાનું પુષ્પ ગ્રહણ કરી પોતાના હૃદયને વિશે રહેલ ત્રણ ગુણવાળી દેવી સુષુમ્ણા માર્ગ વડે બ્રહ્મ રંધ્રદ્વારા પુષ્પને વિશે રહેલ છે,

એમ ભાવના કરવી. પછી ત્રણ પ્રકારના સ્વરૂપવાળાં દેવીનું खड्गं चक्र० अक्षस्रक्० घंटाशूल० ઇત્યાદિ મંત્ર વડે ધ્યાન કરી તે પુષ્પ યંત્ર પર સ્થાપવું. પછી મધ્ય બીજ ત્રયમાં મહાલક્ષ્મી આદિ ત્રણ દેવતાની વિભાવના કરવી. આવાહની, સ્થાપની, સંનિધાપિની, સંનિરોધિની ઇત્યાદિ ધેનુ તથા યોનિમુદ્રા દર્શાવવી. શ્રી મહાકાલી, મહાલક્ષ્મી, તથા મહાસરસ્વતીભ્યોનમઃ આમ કહી આવાહન કરવું. આ રીતે ફરી કહી આસન, પાદ્ય, અર્ઘ્ય, આચમનીય, સ્નાન, મંગળ સ્નાન, મધુપર્ક, તથા પંચામૃત પૂજા કરવી. વળી શ્રી સૂકત તથા પુરુષ સૂક્તાદિવડે અભિષેક કરવો. શ્રી મહાકાલી ઇત્યાદિ દેવીઓનું સ્મરણ કરી વસ્ત્ર, ઉપવસ્ત્ર, ઉત્તરીય, કંચુકી, યજ્ઞોપવીત, ચંદન, અલંકાર, હળદ, કંકુ, કાજળ, સીંદૂર, પરિમલ દ્રવ્ય, કંકણ તથા કંઠસૂત્ર આદિ સૌભાગ્ય અલંકાર, પુષ્પો શ્રી મહા૦ આદિ દેવીનું સ્મરણ કરી ચઢાવવાં. હું અમુક દ્રવ્ય સમર્પણ કરૂં છું, એમ કહી મંત્ર પુષ્પાંજલિ પર્યંત દરેક ઉપચાર કરવો. આવરણ દેવોનું આવાહન કરી પૂજન કરવું. આ સર્વ બાબતમાં યથાક્રમે પૂર્વાદિ દિશાઓ ગ્રહણ કરવી. ઇન્દ્ર આદિ લોક પાલાદિના આવાહન સંબંધી પૂર્વાદિ દિશાજ જાણવી.

**પ્રથમ આવરણઃ**—યંત્ર ષટ્ કોણસ્થના પૂર્વ ખૂણામાં સરસ્વતી બ્રહ્મભ્યાં નમઃ સરસ્વતી બ્રહ્માણું આવાહયામિ આમ સવત્ર આવાહનમાં કહેવું.

ઈશાન કોણમાં ગૌરીરુદ્રાભ્યાં નમઃ ગૌરી રુદ્રં આવાહયામિ એમ આવાહનમાં કહેવું, આગ્નેય કોણમાં લક્ષ્મીહૃષીકેશાભ્યાં નમઃ લક્ષ્મી હૃષીકેશં આવાહયામિ ઇત્યાદિ કહેવું, પશ્ચિમ કોણમાં અષ્ટાદશ ભુજાયૈનમઃ કહેવું, વાયવ્ય કોણમાં દશાનનાયૈનમઃ કહેવું, નૈઋત્ય કોણમાં અષ્ટભુજાયૈ નમઃ કહેવું. પછી दयाब्धे त्राहि संसारसर्पान्मां शरणागतम्। भक्त्या समर्पये तुभ्यं प्रथमावरणार्चनम् એમ કહી પ્રથમ આવરણાર્ચન મહાકાલી આદિ શકિતઓને કરવું. દ્વિતીય આવરણઃ— ફરીષટ્ કોણમાં પ્રગાદિ દિશાઓમાં ॐ नं नंदजायै नमः (१) ॐ रं रक्तदंतिकायै नमः (२) ॐ शां शाकंभर्यै नमः (३) ॐ दुं दुर्गायै नमः (४) ॐ भीं भीमायैनमः (५) ॐ भ्रां भ्रामर्यै नमः (६) दयाब्धे त्राहि संसार ઇત્યાદિ ભણી બીજું આવરણ કરવું.

તૃતીય આવરણઃ—ષટ્કોણથી બહારના ભાગમાં આગ્નેયાદિ ચાર ભાગોમાં ॐ जं जयायैनमः (१) ॐ त्रि विजयायैः नमः (२) ॐ जं जयंत्यै नमः (३) ॐ अं अपराजितायै नमः (४) ષટ્કોણના બે બાજુ વિશે દક્ષિણ ભાગમાં ॐ सिंहाय नमः (५) ઉત્તર ભાગમાં ॐ महिषाय नमः (६) दयाब्धे० ઇત્યાદિ શ્લોક ભણી ત્રીજું આવરણ કરવું. ચતુર્થ આવરણઃ—અષ્ટ દળના પ્રાક્આદિ દિશામાં ॐ ब्रां ब्राह्म्यै नमः (१) ॐ मां माहेश्वर्यै० (२) ॐ कौं कौमार्यै० (३) ॐ वैं वैष्णव्यै० (४) ॐ वां वाराह्यै० (५) ॐ नां नारसिंह्यै० (६) ॐ ऐं ऐंद्र्यैनमः (७) ॐ चां चामुंडायै०

(૮) दयाब्धे० આ શ્લોક ભણી ચોથું આવરણ કરવું. પાંચમું આવરણ:—અષ્ટ દળમાં પૂર્વાદિમાં ॐ अं असितांगभैरवाय० (१) ॐ रुं रुरुभैरवाय० (२) ॐ चं चंडभैरवाय नमः (३) ॐ क्रों क्रोधभैरवाय० (४) ॐ उं उन्मत्तभैरवाय० (५) ॐ कं कपालभैरवाय० (६) ॐ भीं भीषणभैरवाय० (७) ॐ सं संहारभैरवाय० (८) दयाब्धे० ઇત્યાદિ શ્લોક ભણી પાંચમું આવરણ કરવું. ષષ્ઠ આવરણ:—પૂર્વાદિ ક્રમવડે ॐ विष्णुमायायै. (१) ॐ चेतनायै. (२) ॐ बुध्यै. (३) ॐ निद्रायै. (४) ॐ क्षुधायै. (५) ॐ छायायै. (६) ॐ शक्त्यै. (७) ॐ तृष्णायै. (८) ॐ क्षांत्यै. (९) ॐ जात्यै. (१०) ॐ लज्जायै. (११) ॐ शांत्यै. (१२) ॐ श्रद्धायै. (१३) ॐ कांत्यै. (१४) ॐ लक्ष्म्यै. (१५) ॐ धृत्यै. (१६) ॐ वृत्यै. (१७) ॐ स्मृत्यै. (१८) ॐ दयायै. (१९) ॐ तुष्ट्यै. (२०) ॐ पुष्ट्यै. (२१) ॐ मात्रे. (२२) ॐ भ्रांत्यै. (२३) दयाब्धे त्राहि. ઇત્યાદિ શ્લોક ભણી છઠ્ઠું આવરણ કરવું. સપ્તમ આવરણ:—પૂર્વાદિમાં રહેલ લોકપાળોને ॐ लंइन्द्राय. (१) ॐ रंअग्नये. (२) ॐ यं यमाय. (३) ॐ क्षं निर्ऋतये. (४) ॐ वं वरुणाय. (५) ॐ यं वायवे. (६) ॐ सं सोमाय. (७) ॐ हं रुद्राय. (८) ઈશાન પૂર્વના મધ્યમાં ॐ आं ब्रह्मणे. (९) પશ્ચિમ નૈઋત્યના મધ્યમાં

ॐ ह्रीं शेषाय. (१०) दयाब्धे. ઈત્યાદિ શ્લોક ભણી સાતમું આવરણ કરવું. અષ્ટમ આવરણુ:—પૂર્વાદિ ક્રમવડે ॐ वं वज्राय. (१) ॐ शं शक्त्यै. (२) ॐ दं दंडाय. (३) ॐ खं खड्गाय. (४) ॐ पां पाशाय.(५)ॐ अं अंकुशाय. (६) ॐ गं गदायै. (७) ॐ त्रिं त्रिशूलाय. (८) ॐ पद्माय. (९) ॐ चं चक्राय. (१०) दयाब्धे. ઈત્યાદિ શ્લોક ભણી આઠમું આવરણ કરવું. નવમ આવરણુ:— ભૂગૃહુથી બહારના ભાગમાં પૂર્વાદિ ક્રમવડે ॐ गं गणपतये० (१) ॐ क्षेत्रपालाय० (२) ॐ बं बटुकाय० (३) ॐ यों योगिनीभ्यो० (४) दयाब्धे० ઈત્યાદિ શ્લોક ભણી નવમું આવરણ કરવું. પછી આવરણ દેવતાભ્યો નમ: કહી ચંદનાદિવડે પંચોપચારથી પૂજન કરવું. શ્રી મહાકાલી, મહાલક્ષ્મી મહાસરસ્વતીભ્યાં નમ: કહી ધૂપ, દીપ. નૈવેદ્ય, તાંબૂલ, દક્ષિણા, ફળ, મહાનીરાંજન, કપૂરનો દીપ, નમસ્કાર, પ્રદક્ષિણા તથા મંત્ર પુષ્પાંજલિ આદિ કરવાં.

**મહાકાલી આદિની પ્રાર્થના:**—अपराधसहस्राणि क्रियंतेऽहर्निशं मया । दासोऽयमिति मां मत्वा क्षमस्व परमेश्वरि ॥ १ ॥ आवाहनं न जानामि न जानामि विसर्जनम् । पूजां चैव न जानामि क्षम्यतां परमेश्वरि ॥ २ ॥ मंत्रहीनं

क्रियाहीनं भक्तिहीनं सुरेश्वरि । यत्पूजितं मया देवि परिपूर्णं तदस्तु मे ॥३॥ अपराधशतं कृत्वा जगदंबे चोच्चरेत् । यां गतिं समवाप्नोति न तां ब्रह्मादयः सुराः ॥ ४ ॥ सापराधोस्मि शरणं प्राप्तस्त्वां जगदंबिके । इदानीमनुकंप्योऽहं यथेच्छसि तथा कुरु ॥ ५ ॥ अज्ञानाद्विस्मृते भ्रांत्या यन्न्यूनमधिकं कृतम् । तत्सर्वं क्षम्यतां देवि प्रसीद परमेश्वरि ॥६॥ कामेश्वरि जगन्मातः सच्चिदानंदविग्रहे । गृहाणार्चामिमां प्रीत्या प्रसीद परमेश्वरि ॥७॥ गुह्याति गुह्यगोप्त्री त्वं गृहाणास्मत्कृतं जपम् । सिद्धिर्भवतु मे देवि त्वत्प्रसादात्सुरेश्वरि ॥ ८ ॥

ગીત, વાદ્ય, નૃત્ય છત્ર, ચામર, આંદોલન, દર્પણ ઈત્યાદિને બદલે અક્ષત ચઢાવવા, નમસ્કાર કરવા. કહેવું કે જગદંબા મારા પર પ્રસન્ન થાઓ. શાક્તેભ્યો નમઃ કહી સર્વોપચાર અર્થે ગંધાક્ષત ચઢાવવાં.

નવાર્ણ મંત્રનો અર્થઃ—"ॐ ऐं ह्रीं क्लीं चामुडायै विच्चे" કહ્યું છે કે, वाङ्मायाब्रह्मसूस्तस्मात् षष्ठं वक्त्रसमन्वितम् । सूर्यो वामश्रोत्रबिन्दु संयुक्तष्टात्तृतीयकः ॥ नारायणेन संमिश्रो वायुश्चाधरयुक्ततः । विच्चे नवार्णकोऽणुः स्यान्महदानंददायकः ॥

"ऐं" વાણીરૂપે છે, ह्रीं માયા શક્તિરૂપ હૃદયની લેખારૂપે છે, क्लीं એ બ્રહ્મથી થયેલ કામરૂપે છે, કામ બીજરૂપ થકી છઠ્ઠો અક્ષર च છે તથા તે મુખરૂપે છે. આ च અક્ષર આકારવડે જોડાવાથી ચા થાય છે, સૂર્યરૂપે म છે, દક્ષિણ શ્રોત્રરૂપ પાંચમો સ્વર ઉ છે તથા બિન્દુ અનુસ્વારરૂપે છે, જેથી मु બીજ થાય છે. ट થી ત્રીજો અક્ષર ડ છે. આ ડ અક્ષર નારાયણરૂપ આની સાથે મળવાથી ડા થાય છે. યકાર વાયુરૂપે છે. આ વાયુ અધરોષ્ઠવાળા બારમા સ્વર સાથે જોડાવાથી यै થાય છે. विच्चे આ શબ્દ આ સાતે બીજના સ્વરૂપરૂપે છે. આ મંત્ર અણુરૂપે કહેવાય છે. મહાન્ ઉપાસકોને આ મંત્ર આનંદ આપવાવાળો છે તથા તે મંત્ર બ્રહ્મનો સાક્ષાત્કાર કરાવનાર છે.

દેવીનું ધ્યાનઃ–निर्धूतनिखिलध्वान्ते नित्यमुक्ते परात्परे। अखंड ब्रह्म विद्यायै चित्सदानन्दरूपिणी ॥ अनुसंदध्महे नित्यं वयं त्वां हृदयाम्बुजे ॥ અર્થઃ–હે દેવિ ! આપ અખિલ પાપનો નાશ કરવાવાળાં છો, આપ સર્વદા મુક્ત સ્વરૂપવાળાં છો, આપ પરથી પણ પર છો, આપ અખંડ બ્રહ્મવિદ્યાસ્વરૂપે છો, આપ સત્, ચિત્, તથા આનંદસ્વરૂપવાળાં છો, આપ હૃદયકમળસ્વરૂપે છો. આપનું અમો સર્વદા ધ્યાન કરીએ છીએ.

કન્યાપૂજનઃ-यजमानःपूजयेच्च कन्यानां नवकं शुभम्। द्विवर्षाद्याद्-शाब्दांताः कुमारीः परिपूजयेत् ॥१॥ (૧) યજમાને શુભ એવી નવ પ્રકારની કન્યાઓનું પૂજન કરવું જોઇએ. બીજા વર્ષથી લઇ દશ વર્ષ સુધીની કુમારીનું પૂજન કહેલ છે. આ કુમારીઓનાં નામો નીચે પ્રમાણે છેઃ-तासांक्रमेणनामानि ॥ कुमारी १, त्रिमूर्तिः २, कल्याणी ३, रोहिणी ४, कालिका ५, शांभवी ६, दुर्गा ७, चंडिका ८, सुभद्रा ९ इति ॥ नाममंत्रैस्तासांपूजा ॥तत्रहीनाधिकांगीकुष्ठव्रणयुता अंधा काणा कुरूपा कर्कराकुबरोलोमयुग्देहादासीजारो गिणीत्येवमाद्या वर्ज्याः ॥२॥ (૧) કુમારી, (૨) ત્રિમૂર્તિ, (૩) કલ્યાણી, (૪) રોહિણી, (૫) કાલિકા, (૬) શાંભવી, (૭) દુર્ગા, (૮) ચંડિકા, (૯) સુભદ્રા. નામ મંત્રવડે આ કુમારિકાનું પૂજન કરવું. આ કન્યા રોગવાળી, કાણી, કુરૂપ, હીન અંગવાળી, કોઢવાળી, વ્રણવાળી તેમજ આંધળી હોવી જોઇએ નહિ. વર્ણ પ્રમાણે ફળઃ—विप्रांसर्वेष्टसंसिद्धयैयशसेक्षत्रि-योद्भवाम् । वैश्यजां धनलाभायपुत्राप्त्यैशूद्रजां यजेत्॥ गंधपुष्पधूपदीप भक्ष्यभोज्यै र्यथाशक्तिवस्त्राभरणैश्चपूजयेत् ॥३॥ વિપ્રની કન્યા સર્વ પ્રકારની કામના પૂરનાર છે, ક્ષત્રિય કન્યા સર્વ પ્રકારની સિદ્ધિ આપનારી છે, વૈશ્ય કન્યા ધનનો લાભ કરાવે છે તથા શૂદ્ર કન્યા પુત્રની પ્રાપ્તિ કરાવે છે. ગંધ, પુષ્પ, ધૂપ, દીપ, ભક્ષ્ય, ભોજ્ય

પદાર્થવડે તેમજ શકિત પ્રમાણે વસ્ત્ર તથા આભરણવડે શકિતનું પૂજન કરવું.

કન્યાનાં વર્ષ પ્રમાણે નામઃ–द्विवर्षा साकुमार्युक्ता त्रिमूर्तिर्हायनत्रिका ॥ चतुरब्दातुकल्याणीपंचवर्षातुरोहिणी ॥ १ ॥ षडब्दाकालिकाप्रोक्ता चंडिका-सप्तहायना ॥ अष्टवर्षाशाम्भवीस्यादुर्गातुनवहायना ॥ सुभद्रा दशवर्षोक्ता नाममंत्रैः प्रपूजयेत् ॥ બે વર્ષવાળી કન્યા કુમારીરૂપે કહેવાય, ત્રણ વર્ષવાળી ત્રિમૂર્તિરૂપે, ચાર વર્ષવાળી કન્યા કલ્યાણીરૂપે, પાંચ વર્ષવાળી રોહિણીરૂપે, છ વર્ષવાળી કાલિકારૂપે, સાત વર્ષવાળી ચંડિકારૂપે, આઠ વર્ષવાળી શાંભવીરૂપે, નવ વર્ષવાળી દુર્ગા, દશ વર્ષવાળી સુભદ્રા કહેવાય છે.

કન્યાપૂજનઃ–तासामावाहनेमंत्रःप्रोच्यते शंकरोदितः ॥ मंत्राक्षरमयींलक्ष्मीं-मातृणांरूपधारिणीम् ॥ नवदुर्गात्मिकां साक्षात्कन्यामावाहयाम्यहम् । कुमारिकादि कन्यानांपूजामंत्रान्ब्रुवेऽधुना ॥ जगत्पूज्येजगद्वंद्येसर्वशक्तिस्वरूपिणि ॥ पूजां गृहाण कौमारिजगन्मातर्नमोऽस्तुते ॥ त्रिपुरां त्रिपुराधारां त्रिवर्षां ज्ञानरूपिणीम् ॥ त्रैलोक्यवन्दितां देवीं त्रिमूर्तिं पूजयाम्यहम् ॥ कलात्मिकां कलातीतां कारुण्यहृदयां शिवाम् ॥ कल्याणजननीं देवीं कल्याणीं पूजयाम्यहम् ॥ अणिमादिगुणाधारा-

मकाराद्यक्षरात्मिकाम् ॥ अनन्तशक्तिकां लक्ष्मीं रोहिणींपूजयाम्यहम् ॥ कामचारीं शुभां कान्तां कालचक्रस्वरूपिणीम् ॥ कामदां करुणोदारां कालिकां पूजयाम्यहम्॥ चण्डवीरां चण्डमायां चण्डमुण्डप्रभंजनीम् । पूजयामि सदा देवीं चण्डिकां चण्डविक्रमाम् ॥ सदानन्दकरीं शान्तां सर्वदेवनमस्कृताम् ॥ सर्वभूतात्मिकां लक्ष्मीं शांभवीं पूजयाम्यहम् ॥ दुर्गमे दुस्तरे कार्ये भवदुःखविनाशिनीम् ॥ पूजयामि सदाभक्त्या दुर्गां दुर्गार्तिनाशिनीम् ॥ सुंदरीं स्वर्णवर्णाभां सुखसौभाग्यदायिनीम्॥ सुभद्रजननीं देवीं सुभद्रां पूजयाम्यहम् ॥ एतैर्मन्त्रैः पुराणोक्तैस्तां तां कन्यां समर्चयेत् ॥ इति पूजनं कुमारिकाणाम् ॥

આ મંત્રાક્ષરવાળી, લક્ષ્મીરૂપ, માતૃઓના રૂપને ધારણ કરનાર, નવ દુર્ગાવાળી કન્યાનું હું આવાહન કરૂં છું, એમ કહી આવાહન કરવું. હવે કુમારિકાદિ કન્યાઓના પૂજાના મંત્રો હું કહું છું. કુમારીઃ—આપ જગતને વિશે પૂજ્યરૂપે છો, જગતને વિશે વંદ્યરૂપે છો. આપ સર્વ પ્રકારની શકિતવાળાં છો. આપ જગતના માતારૂપે છો. હે કુમારિ શકિત! આપને મારા નમસ્કાર છે. **ત્રિમૂર્તિઃ**—આપ ત્રણ પુર કહેતાં ગુણવાળાં છો, ત્રણ પુરના આધારસ્વરૂપે, ત્રણ વર્ષવાળાં, જ્ઞાનસ્વરૂપવાળાં, ત્રૈલોકયવડે વંદવાયોગ્ય એવાં આપ ત્રિમૂર્તિરૂપે છો. આપનું હું પૂજન કરૂં છું. **કલ્યાણીઃ**—

કળાવાળાં, કળાને ઓળંગી જનારાં, કરૂણ હૃદયવાળાં, શિવારૂપ, કલ્યાણને આપનારાં તથા કલ્યાણી સ્વરૂપે આપ છો. આપનું હું પૂજન કરૂં છું. **રોહિણી:**—અણિમાદિ ગુણના આધારરૂપે આપ છો, અકારાદિ અક્ષરવાળાં આપ છો, અનંત શકિતવાળાં, લક્ષ્મીરૂપે તથા રોહિણી સ્વરૂપે આપ છો. આપનું હું પૂજન કરૂં છું. **કાલિકા:**—કામના પ્રમાણે ગમન કરનારાં, શુભ સ્વરૂપવાળાં, કાન્ત સ્વરૂપવાળાં, કાલચક્ર સ્વરૂપવાળાં, કામનાને આપવાવાળાં, કરૂણ તથા ઉદાર સ્વરૂપવાળાં, કાલિકારૂપે આપ છો. આપનું હું પૂજન કરૂં છું. **ચંડિકા:**—ચંડ વીરવાળાં, ચંડની માયારૂપે, ચંડ તથા મુંડનો નાશ કરનારાં તથા ઉગ્ર પરાક્રમવાળાં આપ છો. આપ ચંડિકાદેવીનું હું પૂજન કરૂં છું. **લક્ષ્મી:**—સર્વદા આનંદ કરનારાં, શાંત સ્વરૂપ, સર્વ દેવવડે નમસ્કાર કરાયેલ, સર્વ ભૂત સ્વરૂપવાળાં, કલ્યાણ કરનાર શકિતરૂપ લક્ષ્મીદેવીનું હું પૂજન કરૂં છું. **દુર્ગા:**—દુઃખે કરી ગમન કરવા યોગ્ય, દુઃખવડે તરી શકવા શક્ય તથા કાર્યરૂપ સંસાર દુઃખનો નાશ કરનારાં તથા મહાન્ દુઃખનો નાશ કરવાવાળાં આપ છો. સર્વદા ભકિતવડે આપ દુર્ગાદેવીનું હું પૂજન કરૂં છું. **સુભદ્રા:**—આપ સુંદર સ્વરૂપવાળાં, સ્વર્ણ સરખી કાંતિવાળાં, સુખ તથા સૌભાગ્યને આપવાવાળાં, સારા પુત્રને જન્મ આપવાવાળાં, આવા સુભદ્રા દેવીનું હું પૂજન કરૂં છું. આ રીતના પુરાણોક્ત મંત્રોવડે ત તે કન્યાનું પૂજન કરવું.

બલિદાનઃ—महालक्ष्म्य नमः पायसबलिं समर्पयामि ॥ આ રીતે મહાકાલી આદિ યોગિનીના અંત પર્યંત મંત્રમાં રહેલ આવરણ દેવોને પ્રત્યેકને બલિ આપવું.
કૂષ્માંડ બાલિઃ—આચમન તથા પ્રાણાયામ કરી દેશ કાળ આદિનું ઉચ્ચારણ કરી મમ સકુટુંબસ્ય સર્વારિષ્ટ શાંતિ સર્વાભીષ્ટ સિદ્ધિ કલ્પોકત ફલાવાપ્તિ દ્વારા શ્રી મહાકાલી, મહાલક્ષ્મી, મહાસરસ્વતી દેવતા પ્રીત્યર્થં કૂષ્માંડ બલિદાનં કરિષ્યે, તદંગત્વેન પંચોપચારૈઃ પૂજનં બલિપૂજનં ચ કરિષ્યે। પછી મૂળ મંત્રવડે મુખ્ય દેવતાનું પંચોપચારવડે પૂજન કરવું. તે પહેલા પોતે ઉત્તરાભિમુખે બેસી, બલિને પૂર્વાભિમુખે રાખી પીઠના પર વસ્ત્રવડે વીંટાળેલ કોળાને મૂકવું. ૐ કૂષ્માંડ બલયે નમઃ આમ કહી આવાહન, વસ્ત્ર તથા ગંધ આદિવડે પૂજન કરી નીચે પ્રમાણે અભિમંત્રણ કરવું:—पशुस्त्वं बलिरूपेण मम भाग्यादवस्थितः प्रणमामिततः सर्वरूपिणं बलिरूपिणम् ॥ १ चंडिकाप्रीतिदानेन दातुरापद्विनाशनं । चामुंडा बलिरूपाय बले तुभ्यं नमोऽस्तु ते ॥ २ ॥ यज्ञार्थं बलयः सृष्टाः स्वयमेव स्वयंभुवा अतस्त्वां घातयाम्यद्य यस्माद्यज्ञे वधोऽवधः ॥ ३ ॥ અર્થઃ— તમે પશુ બલિરૂપે કરી મારા અહોભાગ્યને લીધે રહેલ છો. સર્વ પ્રકારના સ્વરૂપવાળા તથા બલિના સ્વરૂપવાળા તમોને હું નમસ્કાર કરૂં છું. (૧) ચંડિકાદેવીની પ્રીતિ થવાથી બલિ આપવાવાળાની આપત્તિનો નાશ થાય છે. હે બલિ ! ચામુંડા દેવીના

બલિ સ્વરૂપવાળા તમોને મારા નમસ્કાર છે. (૨) આ બલિઓ યજ્ઞને માટે સ્વયંભૂ બ્રહ્માવડે નિર્માણ થયેલ છે. આથી હુ તમારૂં છેદન કરૂં છું. કારણકે યજ્ઞને વિશે જે ઘાત થાય છે તે ઘાતથી રહિત રૂપે છે. (૩) પછી શસ્ત્રને ગંધ આદિ વડે પૂજન કરી નીચે પ્રમાણે અભિમંત્રણ કરવું:—ऐं ह्रीं श्रीं रसना त्वं चंडिकायाः सुरलोकप्रसाधकः इति પછી ह्रां ह्रीं खड्ग आं हुं फट् આમ કહી હાથમાં શસ્ત્ર લેવું. પછી ॐ कालतन्त्रेश्वरिलोहदंडायैनमः એમ કહી કુષ્માંડને છેદવું. છેદન કરતી વખતે તે જોવું નહિ. कौशिकीरुधिरेण आप्यायताम એમ કહી દેવીને તેમાંનું અડધું નિવેદન કરવું. છેલ્લા અડધાના પાંચ ભાગ કરવા पूतनायै बलिभागं निवेदयामि કહી પહેલો ભાગ, चरक्यै बलिभागं निवेदयामि કહી બીજો ભાગ, पापराक्षस्यै बलिभागं निवेदयामि કહી ત્રીજો ભાગ અર્પણ કરવો. અડદના લોટના પશુરૂપી શત્રુનું શસ્ત્રવડે છેદન કરી स्कंदाय पश्वर्धं समर्पयामि विशिखाय पश्वर्धं समर्पयामि આ રીતે બે ભાગો અર્પણ કરવા. છેવટ રહેલ ભાગ રાક્ષસોને આપી દેવો. આના મંત્રો નીચે પ્રમાણે છે:—ॐ ह्रीं स्फुर स्फुर ॐ फ्रीं ॐ हुं फट् मर्द मर्द हुं આમ કહી શેષ ભાગ બાહાર આપવો તથા કહેવું —बलिं गृह्णंत्विमे देवा आदित्या वसवस्तथा मरुतश्चाश्विनौ रुद्राः सुपर्णाः

पन्नगा ग्रहाः ॥ १ ॥ असुरा यातुधानाश्च [illegible] वेताला योगिन्यः पूतनाः शिवाः ॥ २ ॥ जृंभका सिद्धगंधर्वाः साध्या विद्याधरा नगाः। दिक्पाला लोकपालाश्च ये च विघ्नविनायकाः ॥ ३ ॥ जगतां शांतिकर्तारो ब्रह्माद्याश्च महर्षयः। मा विघ्नं मा च मे पापं मा संतु परिपंथिनः ॥ ४ ॥ सौम्या भवन्तु तृप्तास्ते भूतप्रेताः सुखावहाः ॥ ५ ॥ भूतानि यानीह वसंति तानि बलिं गृहीत्वा विधिवत् प्रयुक्तम् ॥ अन्यत्र वासं परिकल्पयन्तु रक्षंतु मां तानि सदैव चात्र ॥ ६ ॥

અર્થ:–દેવો, આદિત્યો, વસુઓ, મરૂતો, અશ્વિનો, રૂદ્રો, પક્ષીઓ, સર્પો, ગ્રહો, (૧) અસુરો, યાતુધાનો, પિશાચ, ઉરગ, રાક્ષસો, હાકિનીઓ, યક્ષો, વૈતાલો, યોગિનીઓ, પૂતનાઓ, શિવાઓ, (૨) જૃંભકો, સિદ્ધો, ગંધર્વો, સાધ્યો, વિદ્યાધરો, નગો, દિક્પાલો, લોકપાલો, આ સઘળા જેઓ વિઘ્નના કરવાવાળા છે તે સઘળા આ બલિ ગ્રહણ કરો. (૩) જગતની શાંતિ કરવાવાળા બ્રહ્માઆદિ મહર્ષિઓ, મારા વિઘ્નનો તથા મારા પાપનો નાશ કરો. મને પરિપંથિ અર્થાત્ અતિથિઓ પ્રાપ્ત થાઓ. (૪) આ સઘળાઓ તૃપ્ત થઇ મને અનુકૂલ થાઓ. ભૂતપ્રેતો સુખને આપનારા થાઓ. (૫) આ સ્થળ વિશે જે કાંઈ ભૂતો વસે છે તે સઘળાઓ વિધિ

પ્રમાણે યોજાયેલ બલિને ગ્રહણ કરો. તેઓ અન્ય સ્થળે નિવાસ કરો. તેઓ સઘળાઓ મને આ સ્થળે રક્ષણ કરો. (૬) પછી સ્નાન કરી તિલક કરી દેવીની પ્રાર્થના કરવી.

खड्गिनी शूलिनी० (१) अक्षस्रक् परशुं० (२) घंटाशूल० (३) शूलेन पाहि० (४) सर्वस्वरूपे० (५) रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि । पुत्रान् देहि धनं देहि सर्वान्कामांश्च देहि मे ॥ (६) महिषघ्नि महामाये चामुंडे मुंड-मालिनि । आयुरारोग्यमैश्वर्यं देहि देवि नमोऽस्तु ते ॥ (७) આ મંત્ર ભણી દેવીની પ્રાર્થના કરવી. આ બલિદાન હોમના અંગ તથા હોમના પાછલા ભાગમાં છે. પૂજાને અંગે આ હોમ વિકલ્પે છે. પણ પાયસ બલિનો હોમ પૂજાને અંગે અવશ્ય છે. આ રીતે બલિદાન કરવું. પુસ્તકનું પૂજનઃ–પ્રથમ મૂળ મંત્રવડે આ-ચમન તથા પ્રાણાયામ કરવા. ॐ नमः पिशाचिनि करंकिनि त्रिशूलखड्गहस्ते सिंहारूढे एह्येहि आगच्छ आगच्छ इमां पूजां गृह्ण गृह्ण स्वाहा । सप्तशती-रूपिण्यै सरस्वत्यै नमः આ મંત્રવડે આવાહન કરવું. પછી ॐ ह्रीं चंडिकायै नमः આ મંત્ર ભણી ષોડશોપચારવડે પૂજન કરવું. શાપોદ્ધાર તથા ઉત્કીલનના મંત્રોઃ ॐ ह्रीं क्लीं श्रीं क्रां क्रीं चंडिके देवि शापानुग्रहं कुरु कुरु स्वाहा આ રીતનો

સાત વાર મંત્ર શાપોદ્ધાર માટે જપવો. ॐ श्रीं क्लीं ह्रीं सप्तशती चंडिके उत्कीलनं कुरु कुरु આ ઉત્કીલનનો મંત્ર એકવીશ વાર જપવો. ત્યારબાદ અર્થના અનુસંધાનપૂર્વક કવચ, અર્ગલા તથા કીલકનો પાઠ કરી સપ્તશતીમાં કહેવાએલ રાત્રી સૂકત ભણી નવાર્ણનો જપ કરવો. આમાં કવચના શ્લોક પંચાવન તથા અર્ધો શ્લોક છે, અર્ગલાના તેવીશ શ્લોક છે તથા કીલકના ચૌદ શ્લોક છે.

**દેવી કવચઃ**–(કવચનો અર્થ શરીરનું રક્ષણ કરનાર થાય છે)આ શ્રીચંડી કવચના ઋષિરૂપે બ્રહ્મા છે, છંદ અનુષ્ટુપ છે, દેવતારૂપે ચામુંડા છે, બીજરૂપે અંગન્યાસ વડે કહેવાયેલ માતાઓ છે, તત્વરૂપે દિગ્બંધ દેવતા છે. ત્રિગુણાત્મક દેવીની પ્રીતિ સંપાદન કરવામાં આનો વિનિયોગ છે. ॐ **नमश्चंडिकायै ॥ मार्कण्डेय उवाचः**–

**ॐ यद्गुह्यं परमं लोके सर्वरक्षाकरं नृणाम् । यन्न कस्यचिदाख्यातं तन्मे ब्रूहि पितामह ॥१॥** અર્થઃ—ચંડિકાદેવીને નમસ્કાર. માર્કંડેય બોલ્યા;–જે ગુહ્યરૂપે છે, જે લોકને વિશે પરમસ્વરૂપે છે, જે મનુષ્યોને વિશે સર્વ પ્રકારની રક્ષા કરવાવાળાં છે, તથા જેનું આખ્યાન ગમે તેવા મનુષ્યને કહેવા યોગ્ય નથી, તે આખ્યાન, હે બ્રહ્મા! તમો મને કહો. (૧) ટીકાઃ—સર્વ શરીરનું રક્ષણ કરનાર આ કવચ બ્રહ્માએ માર્કંડેય મુનિને કહ્યું. માર્કંડેયે ક્રૌષ્ટુકિ ભાગુરિને કહ્યું, ભાગુરિએ દ્રોણના મુનિપુત્રોને

કહ્યું તથા પક્ષીરૂપ દ્રોણ મુનિપુત્રોએ આ કવચ જૈમિની મુનિને કહ્યું છે. (૧)
**ब्रह्मोवाचः—अस्ति गुह्यतमं विप्र सर्वभूतोपकारकम् । देव्यास्तुकवचंपुण्यं तच्छृणुष्व महामुने ॥२॥** અર્થઃ—બ્રહ્મા બોલ્યાઃ–હે વિપ્ર ! સર્વ પ્રાણીમાત્રને ઉપકાર કરનાર, અત્યંત ગુહ્ય તથા પુણ્યને આપનાર દેવીનું કવચ છે. હે મહામુનિ ! આ કવચ તમો સાંભળો. (૨) **દેવીનાં નવ નામોઃ—प्रथमं शैलपुत्री च द्वितीयं ब्रह्मचारिणी । तृतीयं चन्द्रघण्टेति कूष्मांण्डेति चतुर्थकम् ॥३॥** અર્થઃ–દેવીનું પહેલું નામ શૈલપુત્રી છે, બીજું નામ બ્રહ્મચારિણી છે, ત્રીજું ચંદ્રઘંટા તથા ચોથું કૂષ્માંડા એવું નામ છે. (૩) **पञ्चमं स्कन्दमातेति षष्ठं कात्यायनीति च । सप्तमं कालरात्रीश्च महागौरीति चाष्टमम् ॥४॥** પાંચમું સ્કંદમાતા નામ છે, છઠ્ઠું કાત્યાયની નામ છે, સાતમું કાલરાત્રી નામ છે તથા આઠમું મહાગૌરી એવું નામ છે. (૪) **नवमं सिद्धिदात्री च नवदुर्गाः प्रकीर्तिताः । उक्तान्येतानि नामानि ब्रह्मणैव महात्मना ॥५॥** અર્થઃ–નવમું નામ સિદ્ધિદાત્રી છે, આ રીતે નવદુર્ગા કહેવામાં આવેલ છે. મહાત્મા બ્રહ્માએ આ નામો કહેલ છે. (૫)

**ટીકાઃ**–હિમાલય પર્વતે મહાન્ તપ કર્યું, જેથી સતીએ મહા ભક્તિના પ્રભાવવડે પોતે તેમનાં પુત્રીરૂપે થયાં. આથી તે શૈલપુત્રી કહેવાય છે. આ દેવી બ્રહ્મસ્વરૂપને

આપવાવાળાં હોવાથી બ્રહ્મચારિણી કહેવાય છે. વળી ચંદ્રની માફક નિર્મળ ઘંટાવાળાં હોવાથી તેઓ ચંદ્રઘંટા કહેવાય છે. નઠારા ત્રણ પ્રકારનાં સંસારના તાપો જેમના ઉદરને વિશે રહેલ છે, એવાં દેવીને કૂષ્માંડા કહે છે. સનત્કુમાર પોતે પુત્રરૂપે દેવીને ત્યાં પ્રકટ થયા. આ વખતે તેઓ કુમાર કહેવાયા. આથી કુમારની માતા થવાથી તેમને સ્કંદમાતા કહે છે. કાત્યાયન ઋષિને ત્યાં આ દેવીનો પુત્રીરૂપે જન્મ થયેલો હોવાથી તેઓ કાત્યાયની કહેવાય છે. સર્વનો નાશ કરનાર કાળના પણ રાત્રીરૂપ અર્થાત્ નાશકરૂપે તેઓ હોવાથી તેઓ કાલરાત્રી કહેવાય છે. મહાદેવે હસવામાં દેવીને કાલી કહ્યાં. આથી તપવડે દેવીએ ગૌરસ્વરૂપને ધારણ કર્યું. આથી તેઓ ગૌરીરૂપે ઓળખાયાં. (આ વાત સાત સંહિતાવાળા શિવપુરાણમાં આવેલ છે). સિદ્ધિ અર્થાત્ મોક્ષને તેઓ આપવાવાળાં હોવાથી સિદ્ધિદા કહેવાય છે.

(૩–૫) નવ પ્રકારના નામોથી થતું ફળઃ–अग्निना दह्यमानस्तु शत्रुमध्ये गतो रणे । विषमे दुर्गमे चैव भयार्ताः शरणंगताः ॥६॥ न तेषां जायते किंचिदशुभं रणसंकटे । नापदं तस्य पश्यामि शोकदुःखभयं नहि ॥ ७ ॥ અર્થઃ—અગ્નિવડે દાઝેલો મનુષ્ય જે આ નવ નામોનું સ્મરણ કરે છે અથવા તો આનો પાઠ કરે છે તથા તે જે સંગ્રામમાં શત્રુના મધ્યને વિશે રહેલો હોય, તેમજ અતિ સંકટને

વિશે હોય, વળી ભયથી પીડા પામેલ હોય, છતાં જો દેવીને શરણે જાય છે તો (૬) તેને કોઈ પણ પ્રકારનું સંકટ રણસંગ્રામમાં થતું નથી. દેવીના સ્મરણ માત્રવડે તે પુરૂષને આપત્તિ, શોક, દુઃખ તથા ભય કશું હોતું નથી. (૭) જિજ્ઞાસુની ભક્તિ પ્રમાણે રૂપઃ—यैस्तु भक्त्या स्मृता नूनं तेषां वृद्धिः प्रजायते। प्रेतसंस्था तु चामुंडा वाराही महिषासना ॥८॥ અર્થ:-જેઓ ભક્તિવડે દેવીનું સ્મરણ કરે છે તેઓને અનેક પ્રકારની સમૃદ્ધિ પ્રાપ્ત થાય છે. પ્રેતપર સ્થિતિ કરનારાં દેવી ચામુંડાને નામે તથા મહિષનાપર સ્વારી કરવાવાળાં વારાહીને નામે ઓળખાય છે. (૮) ऐन्द्री गजसमारूढा वैष्णवी गरुडासना। माहेश्वरी वृषारूढा कौमारी शिखिवाहना ॥९॥ અર્થ:—હાથીપર આરૂઢ થવાવાળાં શક્તિ ઇન્દ્ર સંબંધી શક્તિરૂપે, ગરૂડના પર બેસવાવાળાં શક્તિ વિષ્ણુ સંબંધી શક્તિરૂપે ઓળખાય છે. જ્યારે વૃષભ પર તમો આરૂઢ થાઓ છો ત્યારે માહેશ્વરી શક્તિરૂપે આપ જણાઓ છો. તેમજ મોરના પર આરૂઢ થવાવાળાં શક્તિરૂપ તમો કુમાર સંબંધી શક્તિરૂપે ઓળખાઓ છો. (૯) लक्ष्मीः पद्मासना देवी पद्महस्ता हरिप्रिया। श्वेतरूपधरा देवी ईश्वरी वृषवाहना॥१०॥ અર્થ:-પદ્મનું આસનવાળાં દેવી લક્ષ્મીસ્વરૂપે છે. તેઓના હાથને વિશે કમળ રહેલ છે તથા વિષ્ણુ ભગવાનનાં પત્નીરૂપે તે છે. વૃષભના વાહનવાળાં દેવી કે જે શ્વેતરૂપને

સપ્ત૦ ૧૨

ધરવાવાળાં છે તે ઈશ્વરનાં પત્નીરૂપે છે. (૧૦) ब्राह्मीहंससमारूढा सर्वाभरणभूषिता । इत्येता मातरः सर्वाः सर्वयोगसमन्विताः ॥११॥ અર્થ:–સર્વ પ્રકારનાં આભુષણોવડે શણગારાયલાં આપ જ્યારે હંસના પર આરૂઢ થાઓ છો ત્યારે બ્રહ્માની શકિત સ્વરૂપે આપ ઓળખાઓ છો. આ રીતે આ સર્વ માતૃશકિતઓ સર્વ પ્રકારના યોગવડે યુકત છે. (૧૧) नानाभरणशोभाढ्या नानारत्नोपशोभिताः । दृश्यन्ते रथमारूढाः देव्यः क्रोधसमाकुलाः ॥१२॥ અર્થ:–આ માતૃશકિતઓ અનેક પ્રકારનાં આભરણોની શોભાથી ભરપૂર છે. તેઓ અનેક પ્રકારનાં રત્નોવડે શોભે છે. ક્રોધવડે યુક્ત આ દેવીરૂપ શકિતઓ રથને વિશે આરૂઢ થઈ સંગ્રામને કરતાં જોવામાં આવે છે. (૧૨) शंखं चक्रं गदां शक्तिं हलं च मुसलायुधम् । खेटकं तोमरं चैव परशुं पाशमेव च ॥१३॥ આપ શંખ, ચક્ર, ગદા, શકિત, હળ તથા મુશળરૂપ આયુધને ધારણ કરો છો. વળી આપ ખેટક, તોમર, પરશુ તથા પાશને પણ ધારણ કરો છો.(૧૩) कुन्तायुधं त्रिशूलं च शार्ङ्गमायुधमुत्तमम् ॥ दैत्यानां देहनाशाय भक्तानामभयाय च ॥ १४ ॥ કુન્ત નામના આયુધને, ત્રિશૂલને, તથા ઉત્તમ શાર્ઙ્ગ આયુધને આપ ધારણ કરો છો. દૈત્યોના દેહનો નાશ કરવા માટે તથા ભકતોને અભય આપવા માટે, (૧૪) धारयन्त्यायुधानीत्थं देवानां च हिताय वै ॥ नमस्तेऽस्तु

महारौद्रे महाघोरपराक्रमे ॥ १५ ॥ અર્થ:—તેજ રીતે તમે દેવોનું હિત કરવા માટે આયુધોને ધારણ કરો છો. હે મહારુદ્ર સ્વરૂપવાળાં તથા હે મહાન્ ઘોર પરાક્રમને કરવાવાળાં! આપને અમારા નમસ્કાર છે. (૧૫) महाबले महोत्साहे महाभयविनाशिनि ॥ त्राहि मां देवि दुष्प्रेक्ष्ये शत्रूणां भयवर्द्धिनि ॥ १६ ॥ અર્થ:—હે મહાન્ બળવાળાં, હે મહાન્ ઉત્સાહવાળાં, હે મહાન્ ભયનો નાશ કરવાવાળાં દેવિ! આપ દુઃખે કરી જોવા યોગ્ય છો. તમો શત્રુઓના ભયને વધારનારાં છો. તમો મારૂં રક્ષણ કરો. (૧૬) દશ દિશામાં રક્ષણ:—

प्राच्यां रक्षतु मामैन्द्री आग्नेयां अग्निदेवता दक्षिणेऽवतु वाराही नैर्ऋत्यां खड्गधारिणी ॥ १७ ॥ અર્થ:—પૂર્વ દિશામાં ઇન્દ્ર સંબંધી શકિત, અગ્નિ ખૂણમાં અગ્નિ દેવતા, દક્ષિણમાં વારાહી શકિત તથા નૈઋર્ત્ય ખૂણમાં ખડ્ગને ધારણ કરનારી શકિત મારૂં રક્ષણ કરો. (૧૭) प्रतीच्यां वारुणी रक्षेद्वायव्यां मृगवाहिनी ॥ उदीच्यां पातु कौवेरी ईशान्यां शूलधारिणी ॥१८॥ અર્થ:—પશ્ચિમ દિશામાં વરૂણની શકિતસ્વરૂપે આપ મારૂં રક્ષણ કરો. વાયવ્યમાં વાયુશકિતસ્વરૂપે મારૂં રક્ષણ કરો. કુબેરની શકિતસ્વરૂપે ઉત્તરમાં મારૂં રક્ષણ કરો. ત્રિશૂળને ધારણ કરનારી શક્તિસ્વરૂપે ઇશાન કોણમાં મારૂં રક્ષણ કરો. (૧૮) उर्ध्वे ब्रह्मणी मे

रक्षेदधस्ता द्वैष्णवी तथा। एवं दश दिशो रक्षेच्चामुंडा शववाहना ॥ १९ ॥ અર્થ:—બ્રહ્માની શકિતસ્વરૂપે ઉર્ધ્વ ભાગમાં મારૂં રક્ષણ કરો. નીચેના ભાગમાં વિષ્ણુની શકિતસ્વરૂપે મારૂં રક્ષણ કરો. આ પ્રમાણે દશે દિશામાં શવના પર વાહનવાળાં ચામુંડા દેવી મારૂં રક્ષણ કરો, (૧૯) जया मे चाग्रतः पातु विजया पातु पृष्ठतः ॥ अजिता वामपार्श्वे तु दक्षिणे चापराजिता ॥ २० ॥ અર્થ:—જયાશકિતરૂપે આગળના ભાગમાં મારૂં રક્ષણ કરો, વિજયાસ્વરૂપે પાછળના ભાગમાં મારૂં રક્ષણ કરો. અજિતા સ્વરૂપે ડાબી બાજુમાં મારૂં રક્ષણ કરો તથા અપરાજિતારૂપે દક્ષિણ બાજુમાં મારૂં રક્ષણ કરો. (૨૦) સર્વ અંગનું રક્ષણ:— शिखां मे द्योतिनी रक्षेदुमा मूर्ध्नि व्यवस्थिता ॥ मालाधरी ललाटे च भ्रुवौ रक्षेद्यशस्विनी ॥ २१ ॥ અર્થ:—દ્યોતિની શકિતસ્વરૂપે મારી શિખાનું, ઉમા સ્વરૂપે મસ્તકને વિશે, માલાના ધારણ કરનાર રૂપે લલાટને વિશે તથા યશસ્વિની શકિત સ્વરૂપે મારી બે ભ્રકૂટિનું રક્ષણ કરો. (૨૧) त्रिनेत्रा च भ्रुवो र्मध्ये यमघंटा च नासिके ॥ शंखिनी चक्षुषो र्मध्ये श्रोत्रयो र्द्वारवासिनी ॥२२॥ અર્થ:—ત્રણ નેત્રવાળાં દેવી ભ્રુકૂટિના મધ્ય ભાગમાં, યમઘંટારૂપે નાસિકાનું, શંખિનીરૂપે બે આંખોને વિશે તથા દ્વારવાસિનીરૂપે મારા બે શ્રોત્રને વિશે તમો

રક્ષણુ કરો. (૨૨) कपोलौ कालिका रक्षेत् कर्णमूले तु शांकरी ॥ नासिकायां सुगन्धा च उत्तरोष्ठे च चर्चिका ॥ २३ ॥ અર્થ:—કાલિકા દેવી બે કપોલનું, શંકરની શકિત સ્વરૂપે કાનના મૂળમાં, સુગંધારૂપે નાસિકાને વિશે, ચર્ચિકારૂપે ઉત્તરોષ્ઠમાં મારૂં રક્ષણુ કરો. (૨૩) अधरे चामृतकला जिह्वायां च सरस्वती ॥ दन्तान् रक्षतु कौमारी कण्ठदेशे तु चंडिका ॥ २४ ॥ અર્થ:—અમૃત કળારૂપે નીચલા ઓષ્ઠમાં, સરસ્વતીરૂપે જિહ્વાને વિશે, કુમારની શકિતરૂપે દાંતોનું તથા ચંડિકારૂપે કંઠ પ્રદેશનું રક્ષણુ કરો. (૨૪) घण्टिकां चित्रघंटा च महामाया च तालुके ॥ कामाक्षी चिबुकं रक्षेद्वाचं मे सर्वमंगला ॥ २५ ॥ અર્થ:—ચિત્રઘંટા રૂપે ઘંટિકાનું, મહામાયારૂપે બે તાલુનું, કામાક્ષીરૂપે ચિબુકનું, તથા સર્વ મંગળા-રૂપે મારી વાણીનું રક્ષણુ કરો. (૨૫) ग्रीवायां भद्रकाली च पृष्ठवंशे धनुर्धरी ॥ नीलग्रीवा बहिः कंठे नलिकां नलकूबरी ॥ २६ ॥ અર્થ:—ગ્રીવાને વિશે ભદ્ર-કાળીરૂપે, ધનુષને ધરનારાં શકિતરૂપે પૃષ્ઠ ભાગમાં, નીલગ્રીવારૂપે કંઠના બહારના ભાગનું તથા નલકૂબરીરૂપે કંઠના નાળનું રક્ષણ કરો. (૨૬) खड्गधारिण्युभौ स्कन्धौ बाहू मे वज्रधारिणी ॥ हस्तयो दंडिनी रक्षेदंबिका चांगुलीषु च ॥ २७ ॥ અર્થ:—ખડ્ગને ધારણુ કરનારરૂપે બે કાંધનું, વજ્રને ધારણુ કરનારરૂપે બે બાહુનું,

દંડિનીરૂપે બે હાથોનું, તથા અંબિકારૂપે આંગળીઓનું રક્ષણ કરો. (૨૭) नखाञ्छूलेश्वरी रक्षेत् कुक्षौ रक्षेन्नलेश्वरी ॥ स्तनौ रक्षे न्महादेवी मनः शोकविनाशिनी ॥ २८ ॥ અર્થઃ—શૂલેશ્વરીરૂપે નખોનું રક્ષણ કરો, નલેશ્વરીરૂપે બે કૂખોનું, તથા મનના શોકનો નાશ કરનારી મહાદેવીરૂપે બે સ્તનોનું રક્ષણ કરો. (૨૮) हृदये ललिता देवी ह्युदरे शूलधारिणी ॥ नाभौ च कामिनी रक्षेद् गुह्यं गुह्येश्वरी तथा ॥ २९ ॥ અર્થ—લલિતારૂપે હૃદયનું, ત્રિશૂલ ધરનારાંરૂપે ઉદરનું, કામિનીરૂપે નાભિનું તથા ગુહ્યેશ્વરીરૂપે મારા ગુહ્ય ભાગનું રક્ષણ કરો. (૨૯) भूतनाथा च मेढ्रं मे गुदे महिषवाहिनी ॥ कट्यां भगवती रक्षे ज्जानुनी विंध्यवासिनी ॥ ३० ॥ અર્થઃ—ભૂતનાથારૂપે મેઢ્રનું, મહિષવાહિનીરૂપે ગુદાનું, ભગવતીરૂપે કટિનું, વિંધ્યવાસિનીરૂપે બે જાનુઓનું રક્ષણ કરો. (૩૦) जंघे महाबला रक्षेत् सर्वकामप्रदायिनी ॥ गुल्फयो र्नारसिंही च पादौ चामिततेजसी ॥ ३१ ॥ અર્થઃ—સર્વ પ્રકારની કામનાને પૂરવાવાળાં મહાબલારૂપે બે જાંઘોનું, નારસિંહીરૂપે બે ગુલ્ફનું તથા અપરિમિત તેજવાળાંરૂપે બે પગોનું રક્ષણ કરો. (૩૧) पादांगुलीः श्री मे रक्षेत् पादाधस्तलवासिनी ॥ नखान् दंष्ट्रकराली च केशांश्चैवोर्ध्वकेशिनी ॥ ३२ ॥

कव० १६ કવ०

અર્થ:—શ્રીરૂપે મારી પગોની આંગળીઓનું, તલવાસિનીરૂપે પગના નીચલા ભાગનું, વિકરાળ દાઢવાળાં સ્વરૂપે નખનું તથા ઉર્ધ્વકેશિનીરૂપે કેશોનું રક્ષણ કરો. (૩૨) रोमकूपेषु कौबेरी त्वचं वागीश्वरी तथा ॥ रक्तमज्जा वसामांसान्यस्थिमेदांसि पार्वति ॥ ३३ ॥ અર્થ:—કૌબેરીરૂપે રૂવાટારૂપ કૂપોનું, વાગીશ્વરી રૂપે ત્વચાનું, તથા પાર્વતીસ્વરૂપે લોહી, મજ્જા, વસા, માંસ, હાડકાં તથા મેદનું રક્ષણ કરો. (૩૩) अंत्राणि कालरात्रिश्च पित्तं च मुकुटेश्वरी ॥ पद्मावती पद्मकोशे कफे चूडामणिस्तथा ॥ ३४ ॥ અર્થ:—કાળરાત્રીરૂપે આંતરડાંઓનું, મુકુટેશ્વરીરૂપે પિત્તનું, પદ્માવતીરૂપે હૃદયકમળરૂપ નિવાસસ્થાનનું, તથા ચૂડામણિરૂપે કફનું રક્ષણ કરો. (૩૪) ज्वालामुखी नखज्वालामभेद्या सर्वसंधिषु ॥ शुक्रं ब्रह्माणी मे रक्षेच्छायां छत्रेश्वरी तथा ॥ ३५ ॥ અર્થ:—જ્વાળામુખીરૂપે નખ જ્વાળાનું, અભેદ્યારૂપે સર્વ સંધિઓનું, બ્રહ્માણીરૂપે શુક્રનું તથા છત્રેશ્વરીરૂપે મારી છાયાનું રક્ષણ કરો. (૩૫) अहंकारं मनो बुद्धिं रक्षेन्मे धर्मचारिणी ॥ प्राणापानौ तथा व्यानमुदानं च समानकम् ॥ ३६ ॥ અર્થ:—ધર્મચારિણીરૂપે અહંકાર, મન તથા બુદ્ધિનું રક્ષણ કરો. પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન તથા સમાન વાયુને આપ રક્ષણ કરો. (૩૬) वज्रहस्ता च मे रक्षेत् प्राणकल्पे च शोभ- १६

नम् ॥ रसे रूपे च गन्धे च शब्दे स्पर्शे च योगिनी ॥ ३७ ॥
અર્થ:–હાથમાં વજ્ર ધારણ કરી મારી છાતીનું આપ રક્ષણ કરો. યોગિની સ્વરૂપે રસ, રૂપ, ગંધ, શબ્દ તથા સ્પર્શ આદિ મારા વિષયોનું રક્ષણ કરો. (૩૭) सत्वं रजस्तमश्चैव रक्षे न्नारायणी सदा ॥ आयू रक्षतु वाराही धर्मं रक्षतु वैष्णवी ॥ ३८ ॥ અર્થ:—નારાયણની શકિતરૂપે મારા સત્વ, રજ તથા તમ ગુણોનું રક્ષણ કરો. વારાહીરૂપે મારા આયુષનું રક્ષણ કરો, વૈષ્ણવી શકિતરૂપે મારા ધર્મનું રક્ષણ કરો. (૩૮) यशः कीर्तिं च लक्ष्मीं च सदा रक्षंतु मातरः ॥ गोत्रमिन्द्राणी मे रक्षत् पशून् मे रक्ष चंडिके ॥ ३९ ॥ અર્થ:—માતા સ્વરૂપે સર્વદા યશ, કીર્તિ તથા લક્ષ્મીનું રક્ષણ કરો. ઈન્દ્રાણી સ્વરૂપે મારા ગોત્રનું રક્ષણ કરો તથા હે ચંડિકાદેવી ! આપ મારાં પશુઓનું રક્ષણ કરો. (૩૯) पुत्रान् रक्षेन्महालक्ष्मी र्भार्यां रक्षतु भैरवी ॥ पंथानं सुपथा रक्षे न्मार्गं क्षेमकरी तथा ॥ ४० ॥ અર્થ:–મહાલક્ષ્મી સ્વરૂપે પુત્રોનું રક્ષણ કરો, ભૈરવી સ્વરૂપે ભાર્યાનું રક્ષણ કરો, સારા માર્ગવાળાં દેવી મારા માગનું રક્ષણ કરો. વળી ક્ષેમ કરનારરૂપે મારા માર્ગનું રક્ષણ કરો. (૪૦) राजद्वारे महालक्ष्मी र्विजया सर्वतः स्थिता रक्षाहीनं तु यत्स्थानं वर्जितं कवचेन तु ॥ ४१ ॥ तत्सर्वं रक्ष मे देवि जयंति

पापनाशिनी ॥ पदमेकं न गच्छेत्तु यदीच्छे च्छुभमात्मनः ॥ ४२ ॥ અર્થ:— મહાલક્ષ્મી સ્વરૂપે રાજદ્વારમાં તથા વિજયારૂપે સર્વ સ્થળે રહી મારૂં રક્ષણ કરો. કવચથી રહિત તથા રક્ષાથી રહિત જે કાંઇ સ્થાન હોય, (૪૧) તે સઘળા સ્થાનને વિશે, હે દેવિ! તમો મારૂં રક્ષણ કરો. જે મનુષ્ય શુભ ઇચ્છતો હોય, તેણે એક પગલું પણ કવચના પાઠ વિના જવું જોઇએ નહિ. (૪૨)

કવચથી થતું ફળ:—कवचेनावृतो नित्यं यत्र यत्राधिगच्छति ॥ तत्र तत्रार्थलाभश्च विजयः सर्वकामिकः ॥ ४३ ॥ અર્થ:—કવચવડે રક્ષણ કરાયલો મનુષ્ય જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં સર્વ પ્રકારે અર્થ, લાભ, વિજય તથા સર્વ કામના પૂર્ણ થાય છે. (૪૩) यं यं कामयते कामं तं तं प्राप्नोति निश्चितम् ॥ परमैश्वर्यमतुलं प्राप्स्यते भूतले पुमान् ॥ ४४ ॥ અર્થ:—જે જે કામનાનું ચિંતન કરે છે તે તે કામનાને નિશ્ચયપૂર્વક તે પામે છે. તે મનુષ્ય પૃથ્વી ઉપર તુલના નહિ થઇ શકે એવા પરમ ઐશ્વર્યને પામે છે. (૪૪) निर्भयो जायते मर्त्यः संग्रामेष्वपराजितः ॥ त्रैलोक्ये तु भवेत्पूज्यः कवचेनावृतः पुमान् ॥ ४५ ॥ અર્થ:— તે મનુષ્ય ભયથી રહિત થાય છે, સંગ્રામને વિશે તેનો કોઇ પરાજય કરી શકતું નથી. કવચવડે રક્ષણ કરાયલો પુરૂષ ત્રણે લોકમાં પૂજવા યોગ્ય થાય છે. (૪૫)

इदं तु देव्याः कवचं देवानामपि दुर्लभम् ॥ यः पठेत् प्रयतो नित्यं त्रिसंध्यं श्रद्धयान्वितः ॥ ४६ ॥ दैवी कला भवेत्तस्य त्रैलोक्येष्वपराजितः ॥ जीवेद्वर्षशतं साग्रमपमृत्युविवर्जितः ॥ ४७ ॥ અર્થ:-દેવીનું આ જે કવચ છે તે દેવોને પણ દુર્લભ છે. જે કોઇ પ્રયત્નપૂર્વક નિત્ય આનો પાઠ ત્રણે સંધ્યા સમયે શ્રદ્ધાથી યુક્ત થઇ કરે છે, (૪૬) તેને દૈવી કળા પ્રાપ્ત થાય છે તથા તે પુરૂષ ત્રણે લોકમાં પરાજયથી રહિત થાય છે. પોતાના મોટા ભાઇ સહવર્તમાન તે પોતે સો વર્ષ જીવે છે. તે કોઇ પણ પ્રકારના અપમૃત્યથી રહિત થાય છે. (૪૭) नश्यन्ति व्याधयः सर्वे लूता विस्फोटकादयः ॥ स्थावरं जंगमं चैव कृत्रिमं चापि यद्विषम् ॥ ४८ ॥ अभिचाराणि सर्वाणि मंत्रयन्त्राणि भूतले ॥ भूचराः खेचराश्चैव जलजाश्चोपदेशिकाः ॥ ४९ ॥ सहजा कुलजा माला शाकिनी डाकिनी तथा ॥ अन्तरिक्षचरा घोरा डाकिन्यश्च महाबलाः ॥ ५० ॥ ग्रहभूतपिशाचाश्च यक्षगंधर्वराक्षसाः ॥ ब्रह्मराक्षसवैतालाः कूष्माण्डा भैरवादयः ॥ ५१ ॥ नश्यन्ति दर्शनात्तस्य कवचे हृदि संस्थिते ॥ मानोन्नति र्भवेद्राज्ञस्तेजोवृद्धिकरं परम् ॥ ५२ ॥ અર્થ:-લૂતા તથા વિસ્ફોટકઆદિ સઘળા પ્રકારના તેના વ્યાધિઓ નાશ પામે છે. વત્સનાભ આદિરૂપ સ્થાવર, સર્પાદિરૂપ જંગમ, તથા પરસ્પર કલહરૂપી કૃત્રિમ

જે કાંઇ વૈર હોય, (૪૮) સર્વવડે કરાયેલ સવ અભિચાર પ્રયોગો, પૃથ્વીપર રચાયેલ અનેક પ્રકારનાં મંત્રોથી થતાં દુઃખ, પૃથ્વીપર ફરનારાવડે થનારા, આકાશને વિશે ફરનારાવડે થનારા, જલને વિશે રહેનારવડે થનારા, તેમજ ખોટા ઉપદેશવડે થનારા જે કાંઇ દોષો, કુળમાં રહેલ દુષ્ટ દેવતાવડે થનારા દોષો, માલાવડે, ડાકિનીવડે, તથા શાકિનીવડે થનારા દોષો, (૪૯) સાથે રહેવાવડે ઉત્પન્ન થનારા દોષો, અંતરિક્ષમાં ફરનારી ઘોર, તથા મહાબળવાળી ડાકિનીઓ, (૫૦) ગ્રહો, ભૂતો, પિશાચો આ સર્વવડે થનારા દોષો, યક્ષ, ગંધર્વ તથા રાક્ષસોઆદિથી થનારા દોષો, બ્રહ્મ રાક્ષસ, વૈતાલ તથા કૂષ્માંડ આદિવડે, તેમજ ભૈરવાદિવડે થનારા દોષો, (૫૧) આ સર્વ પ્રકારના દોષો જો કવચ હૃદયમાં રાખી રહે છે તો તે મનુષ્યના જોવા માત્રવડે આ સર્વ દોષો નાશ પામે છે. તેની રાજાને ત્યાં માનમાં ઉન્નતિ થાય છે. આ કવચ અત્યંત તેજની વૃદ્ધિ કરનારૂં છે. (૫૨) यशसा वर्धते सोऽपि कीर्तिमंडितभूतले ॥ जपेत् सप्तशतीं चण्डीं कृत्वा तु कवचं पुरा ॥ ५३ ॥ यावद्भूमण्डलं धत्ते सशैलवन-काननम् ॥ तावत्तिष्ठति मेदिन्यां सन्ततिः पुत्रपौत्रिकी ॥ ५४ ॥ देहान्ते परमं स्थानं यत्सुरैरपि दुर्लभं॥ प्राप्नोति पुरुषो नित्यं महामायाप्रसादतः ॥५५॥ અર્થઃ-કીર્તિવડે શોભાયમાન પૃથ્વીપર આ મનુષ્ય યશવડે વૃદ્ધિ પામે છે. પ્રથમ

કવચનો પાઠ કર્યા પછી જે સપ્તશતીનો પાઠ કરે છે, (૫૩) તે મનુષ્ય જ્યાંસૂધી પૃથ્વીપર પર્વત, વન તથા વૃક્ષાદિથી ભરપૂર જંગલો રહેલાં છે, ત્યાંસૂધી પૃથ્વીપર પુત્ર તથા પૌત્રાદિથી યુક્ત થઇ રહે છે. (૫૪) દેહના અંત સમયે દેવોને પણ દુર્લભ એવા પરમ સ્થાનને તે પામે છે મહામાયાની કૃપાવડે તે પુરૂષ આ સર્વ પ્રકારને મેળવે છે. (૫૫) ઇતિશ્રી વારાહપુરાણમાં હરિ, હર તથા બ્રહ્માવડે કરાયેલ દેવીનું કવચ સમાપ્ત.

અર્ગલા સ્તુતિઃ-(અર્ગલાનો અર્થ પાઠ કરતી વખતે સર્વ પ્રકારનું સામર્થ્ય દેવી આપે, કે જેથી રાક્ષસ આદિ દુષ્ટનો નાશ થાય. આથી જેમ દ્વારને બંધ કરવા આગળો હોય છે તેમ દુષ્ટાદિ તે સ્થાન પર નહિ આવવા માટે આગળારૂપે આ અર્ગલા સ્તુતિ છે.) આ અર્ગલા સ્તોત્ર મંત્રના ઋષિરૂપે વિષ્ણુ છે, છંદ અનુષ્ટુપ્ છે તથા દેવતારૂપે શ્રી મહાલક્ષ્મી છે. શ્રી જગદંબાની પ્રીતિ થવા માટે આનો જપવિશે વિનિયોગ છે. **ॐ नमश्चण्डिकायै ॥ मार्कंडेय उवाच ॥ जयन्ती मंगला काली भद्रकाली कपालिनी ॥ दुर्गा क्षमा शिवा धात्री स्वाहा स्वधा नमोऽस्तु ते ॥ १ ॥ मधुकैटभविद्रावि विधातृवरदे नमः ॥ रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि ॥ २ ॥ महिषासुरनिर्नाशि विधातृवरदे नमः ॥ रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि ॥ ३ ॥ रक्तबीजवधे**

देवि चंडमुंडविनाशिनी ॥ रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि ॥ ४ ॥ शुंभस्यैव निशुंभस्य धूम्राक्षस्य च मर्दिनी ॥ रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि ॥ ५ ॥ અર્થ:-ૐ ચંડિકા દેવીને નમસ્કાર છે. માર્કંડેય મુનિ કહેવા લાગ્યા;-આ દેવી સર્વથી ઉત્કૃષ્ટરૂપે હોવાથી જયંતીરૂપે, જન્મ મરણાદિનો નાશ કરનારાં હોવાથી મંગલારૂપે, પ્રલય કાળમાં સર્વનું ભક્ષણ કરનારાં હોવાથી કાલી સ્વરૂપે, સુખને આપવાવાળાં હોવાથી ભદ્રકાલીરૂપે, બ્રહ્માદિનો નાશ કરી તેઓના કપાળને હાથમાં લઈ ફરનારાં હોવાથી કપાલિનીરૂપે, અષ્ટાંગયોગ, સર્વ કર્મ તથા ઉપાસનારૂપી કલેશવડે પ્રાપ્ત થનારાં હોવાથી દુર્ગારૂપે, ભકતોના અપરાધની ક્ષમા કરનાં હોવાથી ક્ષમારૂપે, કલ્યાણને કરનારાં હોવાથી શિવારૂપે, સર્વ પ્રપંચને ધારણ કરનારાં હોવાથી ધાત્રીરૂપે, દેવોને પોષનારાં હોવાથી સ્વાહા-રૂપે તથા પિતૃઓને પોષનારાં હોવાથી સ્વધારૂપે આપ છો. આપને અમારા નમસ્કાર છે. (૧) આપ મધુ તથા કૈટભ દૈત્યનો નાશ કરવાવાળાં છો. વળી રાક્ષ-સોનો નાશ કરવા માટે બ્રહ્માને વરદાન આપવાવાળાં આપ છો. મને આપનું રૂપ કહેતાં પરમાત્મ વસ્તુ, જય કહેતાં વેદની સ્મૃતિ, તત્વજ્ઞાનવડે થનારો યશ, આપ મને આપો. આપ મારા કામ ક્રોધાદિ શત્રુઓનો નાશ કરો. (૨) આપ

મહિષાસુરનો વધ કરવાવાળાં છો. આપ બ્રહ્માને વરદાન આપવાવાળાં છો. આપ મને પરમાત્મ વસ્તુ, વેદસ્મૃતિ તથા તત્વજ્ઞાનવડે થનાર યશ મને આપો. આપ મારા કામ ક્રોધાદિ શત્રુઓનો નાશ કરો. (૩) હે દેવિ ! આપ રકતબીજનો નાશ કરનારાં છો. આપ ચંડ તથા મુંડનો નાશ કરવાવાળાં છો. આપ મને પરમાત્મ વસ્તુ, વેદ સ્મૃતિ તથા તત્વજ્ઞાનવડે થનાર યશ મને આપો. મારા કામ ક્રોધાદિ શત્રુઓનો આપ નાશ કરો. (૪) આપ શુંભ દૈત્યનો, નિશુંભ દૈત્યનો તથા ધૂમ્રાક્ષનો, નાશ કરવાવાળાં છો. આપ પરમાત્મ વસ્તુરૂપી રૂપ, વેદ સ્મૃતિરૂપ જય, તત્વજ્ઞાનરૂપી યશ મને આપો. આપ મારાં કામ ક્રોધાદિ શત્રુઓનો નાશ કરો. (૫)

वंदितांघ्रियुगे देवि सर्वसौभाग्यदायिनि ॥ रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि ॥ ६ ॥ अचिंत्यरूपचरिते सर्वशत्रुविनाशिनी ॥ रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि ॥ ७ ॥ नतेभ्यः सर्वदा भक्तया चडिके दुरितापहे रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि ॥ ८ ॥ स्तुवद्भयो भक्तिपूर्वं त्वां चंडिके व्याधिनाशिनि ॥ रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि ॥ ९ ॥ चडिके सततं ये त्वा मर्चयंतीह भक्तितः ॥ रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि ॥ १० ॥ અર્થ:–આપનાં ચરણયુગલને બ્રહ્મા તથા વિષ્ણુ આદિ નમન કરે છે. હે દેવી !

આપ સર્વ પ્રકારના સૌભાગ્યને આપવાવાળાં છે. આપ મને પરમાત્મ વસ્તુ સ્વરૂપવાળું રૂપ, વેદની સ્મૃતિરૂપી જય, તથા તત્વજ્ઞાનરૂપ યશ આપો. આપ મારા કામ ક્રોધાદિનો નાશ કરો. (૬) આપનું ચરિત ચિંતન કરવા અશકય છે. આપ સર્વ શત્રુઓનો વિનાશ કરનારાં છો. આપ પરમાત્મ વસ્તુ સ્વરૂપવાળું રૂપ, વેદ સ્મૃતિરૂપ જય, તથા તત્વજ્ઞાનરૂપ યશ આપો. વળી કામ તથા ક્રોધાદિનો નાશ કરો (૭) ભકિત વડે સર્વદા જેઓ આપને નમન કરવાવાળા છે તેઓની, હે ચંડિકા! આપત્તિનો આપ નાશ કરવાવાળાં છો. આપ પરમાત્મ વસ્તુ સ્વરૂપ રૂપ, વેદ સ્મૃતિરૂપ જય, તત્વજ્ઞાનરૂપ યશ આપો. મારા કામ ક્રોધાદિનો નાશ કરો. (૮) જેઓ આપનાં ભકિતપૂર્વક સ્તુતિ કરે છે, હે ચંડિકા! તેઓના વ્યાધિઓનો આપ નાશ કરવાવાળાં છો. આપ પરમાત્મા વસ્તુ સ્વરૂપ રૂપ, વેદ સ્મૃતિરૂપ જય તથા તત્વજ્ઞાન રૂપ યશ આપો. મારા કામ ક્રોધાદિનો આપ નાશ કરો. (૯) હે ચંડિકા! ભકિત વડે જેઓ આપનું અર્ચન કરે છે તેઓને પરમાત્મ વસ્તુ, વેદ સ્મૃતિ તથા તત્વ જ્ઞાન આપો. તેઓના કામ તથા ક્રોધાદિ રૂપ શત્રુનો નાશ કરો. (૧૦)

देहि सौभाग्यमारोग्यं देहि देवि परंमुखम्॥ रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि ॥ ११ ॥ विधेहि द्विषतां नाशं विधेहि बलमुच्चकैः ॥ रूपं देहि

जयं देहि यशो देहि द्विषो जहि ॥ १२ ॥ विधेहि देवि कल्याणं विधेहि परमां श्रियम् ॥ रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि ॥ १३ ॥ विद्यावन्तं यशस्वन्तं लक्ष्मीवन्तं जनं कुरु ॥ रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि ॥ १४ ॥ प्रचंडदैत्यदर्पघ्ने चण्डिके प्रणताय मे ॥ रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि ॥ १५ ॥ અર્થ:–હે દેવિ ! આપ મને સૌભાગ્ય, આરોગ્ય તથા પરમ સુખ આપો. આપ મને પરમાત્મવસ્તુ, સ્મૃતિ તથા તત્વજ્ઞાન આપો તથા મારા કામ ક્રોધાદિનો નાશ કરો. (૧૧) જેઓ દ્વેશ કરવાવાળા છે તેઓનો આપ નાશ કરો. મને અતિશય ઉચ્ચ બળ આપો. મને પરમાત્મ વસ્તુ, વેદ સ્મૃતિ તથા તત્વજ્ઞાન આપો. વળી આપ મારા કામ ક્રોધાદિનો નાશ કરો. (૧૨) હે દેવિ ! મારૂં કલ્યાણ કરો. મને વિપુલ લક્ષ્મી આપો. મને પરમાત્મવસ્તુ, વેદ સ્મૃતિ તથા તત્વજ્ઞાન આપો. મારા કામ ક્રોધાદિનો નાશ કરો. (૧૩) મને વિદ્યાવાળો, લક્ષ્મીથી યુકત તથા યશવાળો કરો. મને પરમાત્મવસ્તુ, વેદસ્મૃતિ તથા તત્વજ્ઞાન આપો. મારા કામ ક્રોધાદિનો નાશ કરો. (૧૪) આપ મહાન્ દૈત્યોના અહંકારને તોડવાવાળાં છો. હે ચંડિકા ! આપને હું નમન કરૂં છું. મને આપ પરમાત્મ વસ્તુ, વેદસ્મૃતિ તથા તત્વજ્ઞાન આપો. મારા કામ ક્રોધાદિનો નાશ કરો. (૧૫) चतुर्भुजे चतुर्वक्त्रसंस्तुते परमेश्वरि ॥

रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि ॥१६॥ कृष्णेन संस्तुते देवि शश्वद्भक्त्या त्वमम्बिके। रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि ॥ १७ ॥ हिमाचलसुतानाथसंस्तुते परमेश्वरि ॥ रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि ॥१८॥ सुरासुरशिरोरत्ननिघृष्टचरणेऽम्बिके। रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि ॥१९॥ इन्द्राणिपतिसद्भावपूजिते परमेश्वरि ॥ रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि ॥ २० ॥ અર્થઃ—આપ ચાર ભુજાવાળાં છો. આપ પરમ ઇશ્વરીરૂપે છો. આપનાં ચાર મુખોની સ્તુતિ કરવામાં આવે છે. આપ મને પરમાત્મવસ્તુ, વેદ સ્મૃતિ તથા તત્વજ્ઞાન આપો. મારા કામ ક્રોધાદિ શત્રુનો આપ નાશ કરો. (૧૬) આપ શ્રી કૃષ્ણ ભગવાનવડે ભક્તિપૂર્વક સર્વદા સ્તુતિ કરવામાં આવો છો. હે અંબિકા! મને પરમાત્મવસ્તુ, વેદસ્મૃતિ તથા તત્વજ્ઞાન આપો. મારા કામક્રોધાદિનો નાશ કરો. (૧૭) હે પરમ ઇશ્વરિ! હિમાચળ પર્વતનાં પુત્રી પાર્વતીજીના સ્વામી શ્રીશંકરવડે આપ પૂજન કરાઓ છો. મને આપ પરમાત્મવસ્તુ, વેદસ્મૃતિ તથા તત્વજ્ઞાન આપો. મારા કામ ક્રોધાદિનો નાશ કરો. (૧૮) આપનાં ચરણોને દેવો તથા દૈત્યોના મસ્તકનાં રત્નો સ્પર્શ કરે છે. હે અંબિકા! આપ મને પરમાત્મવસ્તુ, વેદસ્મૃતિ તથા તત્વજ્ઞાન આપો. મારા કામ ક્રોધાદિ શત્રુનો નાશ કરો. (૧૯) આપ

ઇન્દ્રાણીના પતિ ઇન્દ્રવડે સદ્‌ભાવથી પૂજન કરાઓ છો. હે પરમેશ્વરિ ! મને પરમાત્મ વસ્તુ, વેદસ્મૃતિ તથા તત્વજ્ઞાન આપો. મારા કામ ક્રોધાદિનો નાશ કરો. (૨૦)

देवि प्रचण्डदोर्दण्डदैत्यदर्पविनाशिनि ॥ रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि ॥ २१ ॥ पुत्रान् देहि धनं देहि सर्वान् कामांश्च देहि मे ॥ रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि ॥२२॥ देवि भक्तजनोद्दामदत्तानन्दोदयेऽम्बिके ॥ रूपं देहि जयं देहि यशो देहि द्विषो जहि ॥ २३ ॥ पत्नीं मनोरमां देहि मनोवृत्तानुसारिणीम् ॥ तारिणीं दुर्गसंसारसागरस्य कुलोद्भवाम् ॥२४॥ इदं स्तोत्रं पठित्वा तु महास्तोत्रं पठेन्नरः ॥ स तु सप्तशतीसंख्यावरमाप्नोति संपदाम् ॥२५॥

અર્થઃ—હે દેવિ ! આપ પ્રચંડ હાથરૂપી દંડવડે દૈત્યના અહંકારનો નાશ કરો છો. આપ મને પરમાત્મવસ્તુ, વેદસ્મૃતિ તથા તત્વજ્ઞાન આપો. મારા કામ ક્રોધાદિરૂપ શત્રુનો નાશ કરો. (૨૧) આપ પુત્રોને, ધનને તથા સર્વ પ્રકારની કામનાને પૂરી પાડો. આપ મને પરમાત્મવસ્તુ, વેદસ્મૃતિ તથા તત્વજ્ઞાન આપો. આપ મારા કામ ક્રોધાદિરૂપ શત્રુનો નાશ કરો. (૨૨) ભકતોમાં જેઓ શ્રેષ્ઠ છે તેવાઓને આનંદોદય અર્થાત્ મોક્ષને આપ આપવાવાળાં છો. હે અંબિકા ! આપ મને પરમાત્મવસ્તુ, વેદસ્મૃતિ તથા તત્વજ્ઞાન આપો. મારા કામ ક્રોધાદિનો આપ નાશ કરો. (૨૩)

મારા મનની વૃત્તિને અનુસરે એવી મનોરમ પત્ની મને આપો. તે સ્ત્રી દુઃખેકરી ગમન કરવા યોગ્ય, સંસાર સાગરને તારવાવાળી હોય તથા સારા કુળમાં જન્મેલી હોય તેવી આપો. (૨૪) આ સ્તોત્રનો પાઠ કર્યાં પછી જે મનુષ્ય મહાસ્તોત્રનો પાઠ કરે છે તે મનુષ્ય સાતસો વર્ષ સૂધી અનંત સ્વરૂપવાળી સંપત્તિને પામે છે. (૨૫) માર્કંડેય પુરાણમાં અર્ગલા સ્તોત્ર સંપૂર્ણ.

કીલકઃ—(કીલકનો અર્થ એ કે, જેમ કોઈ વસ્તુ બરોબર બેસાડવા ખીલો હોય તેમ જ્યાં આસન માંડી બેઠા હોઈએ ત્યાં કોઈપણ વિઘ્ન નહિ આવવા ખીલારૂપે સ્થાયી રહેવા દેવીની સ્તુતિ કરવી.) આ કીલક મંત્રના ઋષિરૂપે શિવ છે, છંદ અનુષ્ટુપ્ છે. દેવતા મહા સરસ્વતી છે. શ્રી જગદંબાની પ્રીતિ થવા માટે જપ વિશે આ સ્તોત્રનો વિનિયોગ છે. જપ માત્રથી થતી સિદ્ધિઃ—ॐ नमश्चण्डिकायै ॥ मार्कण्डेय उवाच ॥ विशुद्धज्ञानदेहाय त्रिवेदी दिव्यचक्षुषे ॥ श्रेयः प्राप्तिनिमित्ताय नमः सोमार्धधारिणे ॥ १ ॥ सर्वमेतद्विना यस्तु मन्त्राणामपि कीलकम् ॥ सोऽपि क्षेममवाप्नोति सततं जाप्यतत्परः ॥ २ ॥ અર્થઃ—માર્કંડેય ઋષિ બોલ્યા; જે નિર્મળજ્ઞાન સ્વરૂપવાળા છે, જેઓ ત્રણ વેદથી યુક્ત છે, જેઓ દિવ્ય ચક્ષુવાળાં છે તથા જે કલ્યાણની પ્રાપ્તિના હેતુરૂપે છે, તેમજ જે અર્ધ

સામન ધારણ કરવાવાળાં છે, આવા પુરૂષને મારા નમસ્કાર છે. (૧) કોઈપણ બીજા સ્તોત્રાદિના જે કોઇ મંત્રોને વિશે નહિ ડગે એવા આ કીલકનો હંમેશ પાઠ કરવામાં તત્પર રહે છે, તે સર્વ પ્રકારની કુશળતાને પામે છે. (૨)

**સ્તોત્રથી થતું ફળઃ—सिध्यन्त्युच्चाटनादीनि वस्तूनि सकलान्यपि ॥ एतेन स्तुवतां नित्यं स्तोत्रमात्रेण सिध्यति ॥ ३ ॥ न मंत्रो नौषधं तत्र न किञ्चिदपि विद्यते ॥ विना जाप्येन सिध्येत सर्वमुच्चाटनादिकम् ॥ ४ ॥ समग्राण्यपि सिध्यन्ति लोकशंकामिमां हरः ॥ कृत्वा निमन्त्रयामास सर्वमेव मिदं शुभम् ॥ ५ ॥ स्तोत्रं वै चण्डिकायास्तु तच्च गुह्यं चकार सः ॥ समाप्नोति स पुण्येन तां यथावन्नियन्त्रणाम् ॥ ६ ॥ सोऽपि क्षेममवाप्नोति सर्वमेव न संशयः ॥ कृष्णायां वा चतुर्दश्यामष्टम्यां वा समाहितः ॥ ७ ॥ ददाति प्रतिगृह्णाति नान्यथैषा प्रसीदति ॥ इत्थं रूपेण कीलेन महादेवेन कीलीतम् ॥८॥**

અર્થ:-જે કેવળ જપમાંજ તત્પર છે તેવા પુરૂષના ઉચ્ચાટનાદિ સર્વ કર્મો સિદ્ધ થાય છે. વળી કેવળ સપ્તશતીના પાઠવડે સ્તુતિ કરનારા છે તેઓના પર સચ્ચિદાનંદ રૂપિણી દેવી પ્રસન્ન થાય છે. (૩) આ પુરૂષને કાર્યની સિદ્ધિમાં મંત્રની જરૂર પડતી નથી, તેમજ બીજા કોઇ સાધનની જરૂર પડતી નથી. પણ કેવળ

સ્તોત્રમાત્રનો પાઠ કરે છે તથા જપને નથી કરતો, છતાં તે પુરુષને સર્વ અભિચારિક કર્મ તથા સર્વ પ્રકારનાં ઇચ્છિત કર્મો સિધ્ધ થાય છે. (૪) જપવડે સિદ્ધિ થાય અથવા તો સ્તોત્રમાત્રવડે સિદ્ધિ થાય, આ બે પ્રકારની લોકને જે શંકા થાય તે શંકાનો નાશ કરવા મહાદેવે સઘળાઓને એકત્ર બોલાવ્યા તથા તેઓને કહ્યું કે, સપ્તશતીનું આખ્યાનજ કેવળ શુભપ્રદ છે. (૫) તેમણે ચંડિકાનું સ્તોત્ર, જે પ્રચલિત અવસ્થામાં ન હતું, તે સ્તોત્રને બનાવ્યું. આ સ્તોત્રના પાઠનો જપ કરવાથી જે પુણ્ય થાય છે તેની કદાપિ સમાપ્તિ થતી નથી. પ્રથમના પક્ષથી જે સંકોચ ઉત્પન્ન થાય, તેનો નાશ શિવે આ પ્રમાણે કર્યો, એમ તમારે યથાર્થ રીતે જાણવું. (૬) સ્તોત્રાદિના કેવળ જપ કરનાર પણ કલ્યાણને પામે છે, એમાં કોઇ રીતનો સંશય નથી. (અર્થાત્ મહાદેવે આ સ્તોત્ર કહેલ હોવાથી અચિંત્ય ફળને આપનારૂં છે.) જે મહિનામાં સારી પ્રાપ્તિ થયલી હોય, તે મહિનામાં જે ઉપાસક કૃષ્ણ પક્ષની ચૌદશ અથવા આઠમે એકાગ્ર ચિત્તવાળો થઇ સઘળું ન્યાયવડે મેળવાયેલ ધન દેવીને અર્પણ કરે છે તથા પછી દેવીની આજ્ઞાને મનવડે મેળવી, પોતાના શરીરના નિર્વાહ માટે તે આપેલા દ્રવ્યનો પ્રતિગ્રહ કરે છે, તેના પર દેવી પ્રસન્ન થાય છે, પણ બીજી કોઇ રીતે નહિ. આ રીતે સિદ્ધિને દ્રઢ કરનાર આ સ્તોત્રને મહાદેવે રચેલ છે. (૭–૮) यो निष्कीलां विधायै नित्यं जपति

सुस्फुटम् ॥ स सिद्धः स गणः सोऽपि गन्धर्वो जायते नरः ॥९॥ न चैवाप्यटतस्तस्य भयं क्वापि हि जायते ॥ नापमृत्युवशं याति मृतो मोक्षमवाप्नुयात् ॥१०॥ ज्ञात्वा प्रारभ्य कुर्वीत ह्यकुर्वाणो विनश्यति ॥ ततो ज्ञात्वैव संपन्नमिदं प्रारभ्यते बुधैः ॥११॥ सौभाग्यादि च यत्किञ्चिद्दृश्यते ललनाजने ॥ तत्सर्वं त्वत्प्रसादेन तेन जाप्यमिदं शुभम् ॥१२॥ शनैस्तु जाप्यमानेऽस्मिन् स्तोत्रे संपत्तिरुच्चकैः ॥ भवत्येव समग्रापि ततः प्रारभ्यमेव तत् ॥१३॥ ऐश्वर्यं यत्प्रसादेन सौभाग्यारोग्यसंपदः ॥ शत्रुहानिः परो मोक्षः स्तुयसे सा न किं जनैः ॥१४॥

અર્થઃ—દાન તથા પ્રતિગ્રહરૂપ સપ્તશતીના કીલકને કરી યથાશક્તિ જપ કરે છે તે સિદ્ધસ્વરૂપે થાય છે. તે દેવીના ગણરૂપે થાય છે. વળી તે સર્વ જગતના રક્ષણને વિશે ગંધર્વ સ્વરૂપે થાય છે. (૯) આ રીતે કરવાવાળાને કોઈપણ સમયે તથા કોઈપણ સ્થળે ભય થતો નથી. તે અપમૃત્યુને પામતો નથી. તે મરણ પામ્યા પછી મોક્ષને પામે છે. (૧૦) આ પ્રમાણે કીલકનો પાઠ કરી પછી સપ્તશતીનો પાઠ કરવો. જે કીલકનો પાઠ કર્યા વિના સપ્તશતીનો પાઠ કરે છે તે નાશને પામે છે. અર્થાત્ તેને સિદ્ધિ થતી નથી. માટે કીલકને જાણ્યા પછી સંપત્તિ આપનારા આ સ્તોત્રનો પાઠ વિદ્વાનો કરે છે. (૧૧) સ્ત્રીઓને વિશે જે કાંઇ સૌભાગ્ય જોવામાં

આવે છે તે સર્વ સૌભાગ્યાદિ દેવીની કૃપાવડે મળે છે. માટે અવશ્ય આ શુભને કરનારા સ્તોત્રનો જપ કરવો જોઇએ. (૧૨) પોતાનાજ કર્ણને સંભળાય, એવી રીતે આસ્તેથી પાઠ થાય તો કેટલીક સંપત્તિ મળે છે. પણ જો ઉચ્ચ સ્વરે પાઠ કરે છે તો તે સમગ્ર સંપત્તિથી યુક્ત થાય છે. આથી કરી ઉચ્ચ સ્વરેજ આ સ્તોત્રનો પાઠ કરવો જોઇએ. (૧૩) જે દેવીની કૃપાવડે સૌભાગ્ય, આરોગ્ય, સંપત્તિ તથા ઐશ્વર્ય પ્રાપ્ત થાય છે, વળી શત્રુનો નાશ તથા શ્રેષ્ઠ એવો મોક્ષ મળે છે તે દેવીને મૂકી બીજા અન્ય દેવોની મનુષ્યોએ શા માટે ઉપાસના કરવી જોઇએ ? (૧૪) આ રીતે ભગવતીનું કીલક સ્તોત્ર સંપૂર્ણ.

આ શ્રી નવાર્ણ મંત્રના ઋષિઓરૂપે બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ્વર છે. છંદો ગાયત્રી, ઉષ્ણિક્ તથા અનુષ્ટુપ્ છે. દેવતારૂપે શ્રી મહાકાલી, મહાલક્ષ્મી તથા મહાસરસ્વતી છે. શક્તિઓ રૂપે નંદા, શાકંભરી તથા ભીમા છે. બીજરૂપે રક્ત-દંતિકા, દુર્ગા તથા ભ્રામરી છે. તત્વરૂપે અગ્નિ, વાયુ તથા સૂર્ય છે. સપ્ત શતીના પાઠના અંગપણાવડે નવાર્ણ મંત્રના જપ વિશે આનો વિનિયોગ છે. ૐ ब्रह्मविष्णु-महेश्वरऋषिभ्यां नमः એમ કહી મસ્તકને વિશે, ૐ गायत्र्युष्णिगनुष्टुप्छंदोभ्यो नमः કહી મુખને વિશે, ૐ श्रीमहाकालीमहालक्ष्मीमहासरस्वतीदेवताभ्यो नमः

કહી હૃદયને વિશે, ॐ नंदाशाकंभरीभीमाशक्तिभ्यो नमः કહી દક્ષિણ સ્તન વિશે, ॐ रक्तदंतिकादुर्गाभ्रामरीबीजेभ्यो नमः કહી ડાબા સ્તન વિશે, ॐ अग्निवायुसूर्यतत्त्वेभ्यो नमः કહી નાભિ વિશે તથા મૂલમંત્રવડે બે હાથોને વિશે ન્યાસ કરવા. નીચે પ્રમાણે અગીઆર પ્રકારના ન્યાસોઃ—(૧) માતૃકા ન્યાસઃ—દેવસારૂપ્યને પમાડનાર માતૃકાન્યાસ પાના ૩જાના ૧લા પૃષ્ઠમાં કહ્યા પ્રમાણે પ્રથમ ન્યાસ કરવા. (૨) સારસ્વતાભિધન્યાસઃ–સર્વત્ર પ્રણવપૂર્વક નીચે પ્રમાણે ન્યાસ કરવાઃ— ॐ ऐं ह्रीं क्लीं नमः કહી બે કનિષ્ઠિકાને વિશે, ऐं० नमः કહી બે અનામિકાને વિશે, ऐं० नमः કહી બે મધ્યમ અંગુલિ વિશે, ऐं० नमः કહી બે તર્જની વિશે, ऐं० नमः કહી બે અંગુઠાને વિશે, ऐं० नमः કરના મધ્ય વિશે, ऐं० नमः કહી હાથના પૃષ્ઠને વિશે, ऐं० नमः કહી મણિબંધ વિશે, ऐं० नमः કહી બે કાખોમાં, ऐं ह्रीं क्लीं नमः हृदयाय नमः ॥ ऐं ह्रीं क्लीं नमः शिरसे स्वाहा ॥ ऐं ह्रीं क्लीं नमः शिखायै वषट् ॥ ऐं ह्रीं क्लीं नमः कवचाय हुँ ॥ ऐं ह्रीं क्लीं नमः नेत्रत्रयाय वौषट् ॥ ऐं ह्रीं क्लीं नमः अस्त्रायफट् આ રીતે ષડંગ ન્યાસ કરવા. આ સારસ્વત નામના ન્યાસ જડતાનો નાશ કરવાવાળા છે. (૩) માતૃગણ ન્યાસ નીચે પ્રમાણેઃ–ॐ ह्रीं ब्राह्मी કહી પૂર્વ દિશાને વિશે મારૂં રક્ષણ કરો, ह्रीं माहेश्वरी

હ્રીં અગ્નિ ખૂણામાં મારૂં રક્ષણ કરો, હ્રીં કૌમારી દક્ષિણ દિશામાં મારૂં રક્ષણ કરો, હ્રીં વૈષ્ણવી નૈઋંતિ કોણમાં મારૂં રક્ષણ કરો, હ્રીં વારાહી પશ્ચિમ કોણમાં મારૂં રક્ષણ કરો, હ્રીં ઇન્દ્રાણી વાયવ્યમાં મારૂં રક્ષણ કરો. હ્રીં ચામુંડા ઉત્તર દિશામાં મારૂં રક્ષણ કરો. હ્રીં મહાલક્ષ્મીઃ ઇશાનકોણમાં મારૂં રક્ષણ કરો, હ્રીં વ્યોમેશ્વરી ઉર્ધ્વ ભાગમાં મારૂં રક્ષણ કરો, હ્રીં સપ્ત દ્વીપેશ્વરી ભૂમિને વિશે મારૂં રક્ષણ કરો, હ્રીં કામેશ્વરી પાતાલને વિશે મારૂં રક્ષણ કરો. આ રીતે ત્રૈલોક્યને વિશે વિજય આપવાવાળો માતૃગણ ન્યાસ છે. (૪) નંદજાદિ ન્યાસઃ કમળના અંકુશ વડે શણગારાયલાં નંદજા દેવી મારા પૂર્વ તરફના અંગોનું રક્ષણ કરો, ખડ્ગ પાત્રને ધરવાવાળાં રક્તદંતિકા દેવી મારા દક્ષિણ તરફના અંગનું રક્ષણ કરો, પુષ્પ પલ્લવવડે યુક્ત શાકંભરી દેવી મારા પશ્ચિમ તરફના અંગનું રક્ષણ કરો, હાથમાં ધનુષ બાણવાળાં દુર્ગાદેવી મારી ડાબી તરફના અંગનું રક્ષણ કરો, મસ્તકરૂપી પાત્રવાળા ભીમાદેવી મસ્તકથી ચરણ પર્યંત મારૂં રક્ષણ કરો, વિચિત્ર કાંતિવાળાં ભ્રામરી દેવી પાદાદિથી મસ્તકના અંત સૂધી મારૂં રક્ષણ કરો. આ નંદજાદિ ન્યાસ વૃદ્ધાવસ્થા તથા મૃત્યુનો નાશ કરવાવાળો છે. (૫) બ્રહ્માદિ ન્યાસઃ-પાદાદિથી નાભિ પર્યંત બ્રહ્મા મારૂં રક્ષણ કરો, નાભિથી વિશુદ્ધિ પર્યંત જનાર્દન મારૂં રક્ષણ કરો, વિશુદ્ધિથી બ્રહ્મરંધ્ર પર્યંત રૂદ્ર મારૂં રક્ષણ કરો, હંસ મારા બે પગનું રક્ષણ કરો, વૈનતેય અર્થાત્

ગરૂડ મારા બે હાથનું રક્ષણ કરો, વૃષભ મારી બે આંખોનું રક્ષણ કરો, ગજાનન મારા સઘળા અંગનું રક્ષણ કરો, આનંદમય હરિ પર તથા અપર એમ દેહના મારા બે ભાગોનું રક્ષણ કરો. આ રીતનો બ્રહ્માદિ ન્યાસ સર્વ પ્રકારની કામનાને પૂર્ણ કરનાર છે. (૬) **મહાલક્ષ્મીઆદિ ન્યાસઃ**–અઢાર ભુજાવાળાં મહાલક્ષ્મી મારા મધ્ય ભાગનું રક્ષણ કરો, આઠ ભુજાવાળાં મહાસરસ્વતી મારા ઉર્ધ્વ ભાગનું રક્ષણ કરો, દશ ભુજાવાળાં મહાકાલી મારા નીચેના ભાગનું રક્ષણ કરો, સિંહ મારા બે હાથોનું રક્ષણ કરો, હંસ મારી બે આંખોનું રક્ષણ કરો, મહિષના પર ચઢવાવાળા યમરાજા મારા બે પગોનું રક્ષણ કરો તથા ચંડિકા યુકત મહેશ મારા સર્વ અંગનું રક્ષણ કરો. આ રીતે સારી ગતિ આપવાવાળો મહાલક્ષ્મીઆદિ ન્યાસ છે. (૭) **મૂલાક્ષરાદિ ન્યાસઃ**–ઐં નમઃ કહી બ્રહ્મરંધ્ર વિશે, હ્રીંનમઃ કહી જમણા નેત્રમાં, ક્લીંનમઃ કહી ડાબા નેત્રમાં, ચાં નમઃ કહી જમણા કર્ણમાં, મું નમઃ કહી ડાબા કર્ણમાં, ડાંનમઃ કહી જમણી નાસિકામાં, યૈં નમઃ કહી ડાબી નાસિકામાં, વિં નમઃ કહી મુખ વિશે, તથા ચ્ચૈં નમઃ કહી ગુહ્ય ભાગને વિશે ન્યાસ કરવા. આ મૂલાક્ષર ન્યાસ રોગનો નાશ કરવાવાળો છે. (૮) **વિલોમાક્ષર ન્યાસઃ**–ચ્ચૈં નમઃ કહી ગુહ્ય ભાગમાં, વિં નમઃ કહી મુખ વિશે, યૈં નમઃ કહી ડાબી નાસા પુટમાં, ડાં નમઃ કહી જમણી નાસા પુટમાં, મું નમઃ કહી ડાબા કાનમાં. ચાં નમઃ કહી જમણા કાનમાં, ક્લીં

નમઃ કહી ડાબા નેત્રમાં, હ્રીં નમઃ કહી જમણા નેત્રમાં તથા ઐં નમઃ કહી બ્રહ્મ-રંધ્રમાં ન્યાસ કરવા. આ વિલોમાક્ષર ન્યાસ સર્વ પ્રકારના દુઃખનો નાશ કરવાવાળો છે. (૯) મૂલવ્યાપક ન્યાસઃ–મૂળ મંત્રનો ઉચ્ચાર કરી મસ્તકથી ચરણ પર્યંત તેમજ ચરણથી મસ્તક પર્યંત આઠ વાર વ્યાપકરૂપ ન્યાસ કરવા. જેમકે, પહેલાં આગળના ભાગ વિશે મૂલ મંત્રવડે મસ્તકથી ચરણ સૂધી ન્યાસ કરવા. પછી પાછળના ભાગમાં ચરણથી મસ્તક સૂધી મૂળમંત્રના ઉચ્ચારવડે ન્યાસ કરવા. તેજ રીતે દક્ષિણ ભાગમાં તેમજ ઉત્તર ભાગમાં મૂળમંત્રથી અનુલોમ તથા વિલોમ રીતથી બે બે વાર એટલે ચાર દિશાના આઠવાર વ્યાપકરૂપ ન્યાસ થાય. આ મૂલ વ્યાપક-રૂપ ન્યાસ દેવતાની પ્રાપ્તિ કરાવનાર છે. (૧૦) મૂળ ષડંગ ન્યાસઃ–ૐ ઐં હ્રીં ક્લીં હૃદયાય નમઃ કહી હૃદયને વિશે એમ દરેક અંગ વિશે મૂળ મંત્રનો ઉચ્ચાર કરી છએ અંગમાં ન્યાસ કરવા. જેમકે ઐં હ્રીં ક્લીં શિરસેસ્વાહા કહી મસ્તક વિશે, ઐં હ્રીં ક્લીં શિખાયૈ વષટ્, ઐં હ્રીં ક્લીં કવચાયહું, ઐં હ્રીં ક્લીં નેત્રત્રયાય વૌષટ્, ઐં હ્રીં ક્લીં અસ્ત્રાય ફટ્. આ રીતે છએ અંગોને વિશે ન્યાસ કરવા. આ મૂલષડંગ ન્યાસ ત્રણે લોકને વશ કરનાર છે. (૧૧) સર્વ રક્ષાકર ન્યાસઃ

खड्गिनी शूलिनी घोरा गदिनी चक्रिणी तथा। शंखिनी चापिनी बाण भुशुंडी

परिघायुधा ॥१॥ सौम्यासौम्यतरा शेषसौमेम्यस्त्वति सुंदरी ॥ परापराणां परमा त्वमेव परमेश्वरी ॥२॥ यच्च किंचित्कचिद्वस्तु सदसद्वाखिलात्मिके ॥ तस्य सर्वस्य या शक्तिः सा त्वं किं स्तूयसे मया ॥३॥ यया त्वया जगत्स्रष्टा जगत्पात्यत्ति यो जगत् ॥ सोपि निद्रावशं नीतः कस्त्वां स्तोतुमिहेश्वरः ॥४॥ विष्णुः शरीरग्रहण महमीशान एव च ॥ कारितास्ते यतोऽतस्त्वां कःस्तोतुं शक्तिमान् भवेत् ॥ ५ ॥ आद्यं वाग्बीजं कृष्णतरं ध्यात्वा सर्वांगे विन्यसामि ॥ इति सर्वांगे विन्यसेत् ॥

(આ પાંચ શ્લોકના અર્થ ૧લા અધ્યાયના ૮૦મા શ્લોકથી લઈ ૮૪ મા શ્લોક સૂધીમાં જોઇ લેવા.)

પ્રથમ થયેલ આ વાણીરૂપ બીજ છે તથા તે અત્યંત કૃષ્ણસ્વરૂપે છે. એ રીતનું ધ્યાન કરી સઘળા અંગને વિશે ન્યાસ કરવા. शूलेन पाहि नो देवि पाहि खड्गेन चांबिके ॥ घंटास्वनेन नः पाहि चापज्यानिःस्वनेन च ॥१॥ प्राच्यां रक्ष प्रतीच्यां च चंडिके रक्ष दक्षिणे ॥ भ्रामणेनात्मशूलस्य उत्तरस्यां तथेश्वरि ॥२॥ सौम्यानि यानि रूपाणि त्रैलोक्ये विचरंति ते ॥ यानि चात्यंतघोराणि तै रक्षास्मांस्तथा भुवम् ॥ ३ ॥ खड्गशूलगदादीनि यानि चास्त्राणि तेंबिके ॥

करपल्लवसंगीनि तैरस्मान्रक्ष सर्वतः ॥ ४ ॥ इति द्वितीयं मायाबीजं सूर्यसदृशं ध्यात्वा सर्वांगे विन्यसेत् ॥ (આ ચાર શ્લોકનો અર્થ અધ્યાય ૪થાના ૨૪મા શ્લોકથી લઈ ૨૭મા શ્લોક સૂધી જોઈ લેવા.) આ રીતે સૂર્ય સરખા બીજા માયા-બીજનું ધ્યાન કરી, તેનો સઘળા અંગને વિષે ન્યાસ કરવો.

सर्वस्वरूपे सर्वेशे सर्वशक्तिसमन्विते ॥ भयेभ्यस्त्राहि नो देवि दुर्गे देवि नमोस्तु ते ॥ १ ॥ एतत्ते वदनं सौम्यं लोचनत्रयभूषितम् ॥ पातु नः सर्वभूतेभ्यः कात्यायनि नमोस्तु ते ॥२॥ ज्वालाकरालमत्युग्रमशेषासुरसूदनम् ॥ त्रिशूलं पातु नो भीतेर्भद्रकालि नमोस्तु ते ॥३॥ हिनस्ति दैत्यतेजांसि स्वनेनापूर्य या जगत् ॥ सा घंटा पातु नो देवि पापेभ्यो नः सुतानिव ॥४॥ असुरासृग्वसापंकचर्चितस्ते करोज्ज्वलः ॥ शुभाय खड्गो भवतु चंडिके त्वां नता वयम् ॥ ५ ॥ तृतीयं कामबीजं स्फटिकाभं ध्यात्वा सर्वांगे विन्यसामि ॥ इति सर्वांगे विन्यसेत् ॥ (આ શ્લોકના અર્થો ૧૧મા અધ્યાયના ૨૪મા શ્લોકથી લઈ ૨૮મા શ્લોક સૂધીમાં જોઈ લેવા.) આ રીતે સ્ફટિક સમાન કાંતિવાળા કામનારૂપ ત્રીજા બીજનો ન્યાસ સઘળા અંગને વિશે કરવો.

ષડંગ ન્યાસઃ—ऐं हृदयायनम० કહી હૃદયને વિષે ન્યાસ કરવો, ह्रीं शिरसे० કહી મસ્તકને વિષે, क्लीं शिखायैवषट् કહી શિખા વિષે, चामुंडायै कवचाय हुं, विच्चे नेत्रत्रयाय वौषट् ॥ ऐं ह्रीं क्लीं चामुंडायै विच्चे अस्त्रायफट् આમ કહી તાલ વગેરે વગાડવા. અક્ષર ન્યાસઃ—ऐं नमः કહી શિખામાં, ह्रीं० કહી જમણા નેત્રમાં, क्लीं० કહી ડાબા નેત્રમાં, चां० કહી જમણા કર્ણમાં, मुं० કહી ડાબા કર્ણમાં, डां० કહી જમણા નાકમાં, यैं० કહી ડાબી નાસા પુટમાં, विं० કહી મુખવિશે, च्चें કહી ગુહ્ય ભાગમાં. આ રીતે સમસ્ત મંત્રનો ઉચ્ચાર કરી, આઠવાર વ્યાપક મંત્રનો પૂર્વની માફક ઉચ્ચાર કરવો. ऐं કહી પૂર્વ દિશાને, ऐं કહી અગ્નિ ખૂણને, ह्रीं કહી દક્ષિણ દિશાને, ह्रीं કહી નૈર્ઋત્ય ખૂણાને, કલીં કહી પશ્ચિમ દિશામાં, કલીં વાયવ્યમાં, ચામુંડાયૈ કહી ઉત્તર દિશામાં તથા વિચ્ચે કહી ઈશાનમાં, ઐં હ્રીં કલીં ચામુંડાયૈ વિચ્ચે કહી ઉર્ધ્વ દિશાને તથા ઐં હ્રીં આદિ કહી ભુમિને નમસ્કાર કરવા.

अथ देवीध्यानं ॥ खड्गं चक्रगदेषुचापपरिघाञ्छूलं भुशुंडीं शिरः शंखं संदधतीं करैस्त्रिनयनां सर्वांगभूषावृताम् । नीलाश्मद्युतिमास्यपाददशकां सेवे महाकालिकां यामस्तौत्स्वपिते हरौ कमलजो हंतुं मधुं कैटभम् ॥ १ ॥ अक्षस्रक्परशूगदेषुकुलिशं पद्मं धनुः कुंडिकां दण्डं शक्तिमसिं च चर्म जलजं घंटां

सुराभाजनम् ॥ शूलं पाशसुदर्शने च दधतीं हस्तैः प्रवालप्रभां सेवे सैरिभमर्दिनी-
અ.૮ मिह महालक्ष्मीं सरोजस्थिताम् ॥२॥ દેવીનું ધ્યાનઃ-મહાકાલીનું ધ્યાનઃ- ધ્યાન.
૨૮ ખડ્ગ, ચક્ર, ગદા, બાણુ, ચાપ, પરિઘ, ત્રિશૂલ, ભુશુંડી, શિરને તથા શંખને તેઓ પોતાના હાથવડે ધારણ કરે છે. તેઓ ત્રણ લોચનવાળાં છે. તેમના સઘળા અંગને વિશે આભૂષણો શોભી રહેલ છે. કાળા પત્થર સમાન કાંતિવાળાં, મુખવાળાં, પગને વિશે દશ આંગળીવાળાં છે. આનું હું ધ્યાન કરૂં છું. જ્યારે મધુ તથા કૈટભ દૈત્યનો નાશ કરવો હતો ત્યારે બ્રહ્માએ આ દેવીની, વિષ્ણુ ભગવાન જે નિદ્રાવશ થયેલ હતા, તેને જાગૃત કરવા સ્તુતિ કરી. (૧) મહાલક્ષ્મીની સ્તુતિઃ-અક્ષ, માળા, પરશુ, ગદા, બાણુ, કુલિશ, પદ્મ, ધનુષ, કુંડિકા, દંડ, શક્તિ, તલવાર, ચર્મ, કમળ, ઘંટા, સુરા, પાત્ર, ત્રિશૂલ, પાશ, સુદર્શન, આ સર્વ વસ્તુઓ મહાલક્ષ્મી પોતાના હાથોને વિશે ધારણ કરે છે. તેમની કાંતિ પ્રવાલ સમાન છે. તેઓ સૈરિભ નામના રાક્ષસનો નાશ કરવાવાળાં છે. તેઓ કમળને વિશે સ્થિતિ કરવાવાળાં છે. આવા પ્રકારનાં મહાલક્ષ્મી દેવીનું હું ધ્યાન કરૂં છું. (૨) મહા સરસ્વતીની ૨૮
સ્તુતિઃ- घंटाशूलहलानि शंखमुसले चक्रं धनुः सायकं हस्ताब्जैर्दधतीं घनांत-विलसच्छीतांशुतुल्यप्रभाम् ॥ गौरीदेहसमुद्भवां त्रिनयनामाधारभूतां महापूर्वामत्र सरस्वतीमनुभजे शुंभादिदैत्यार्दिनीम् ॥३॥ ઘંટા, ત્રિશૂલ, હલ, શંખ, મુસલ, ચક્ર,

ધનુષ, બાણ, આ સર્વ પ્રકારનાં આયુધો આ સરસ્વતી દેવી પોતાના હસ્તરૂપી કમળને વિશે ધારણ કરે છે. વાદળાં ન હોય તેવામાં પ્રકાશમાન ચંદ્રમાનો પ્રકાશ જેવો હોય છે તે સમાન પ્રકાશવાળાં તેઓ છે. ગૌરીદેહરૂપે પ્રકટ થવાવાળાં છે. તેઓ ત્રણ નેત્રવાળાં છે. સર્વના આધાર સ્વરૂપે છે. મુખ્ય સ્વરૂપે તેઓ છે. તેઓ શુંભાદિ દૈત્યોનો નાશ કરવાવાળાં છે. આવાં સરસ્વતી દેવીનું હું ધ્યાન કરૂં છું. (૩)

एवं देवी ध्यात्वा मानसोपचारैः संपूज्य मालां प्रार्थयेत् ॥ ॐ महामाले महामाये सर्वशक्तिस्वरूपिणि । चतुर्वर्गस्त्वयि न्यस्तस्तस्मान्मे सिद्धिदा भव ॥ इति मंत्रेण मालां प्राथ्यं ॐ सिद्ध्यै नम इति मालां नत्वा जपेत् (मंत्रार्थः ॥ म[illegible]स्वत्यादिरूपे नित्सदानंदमये चंडिके त्वां ब्रह्मविद्याप्राप्त्यर्थे वयं सर्वदा ध्यायामः ) इति मंत्रार्थानुसंधानपूर्वकमष्टोत्तरशतं १०८ सहस्रं वा नवार्णमंत्रं जपेत् ॥ जपांते गुह्येत्यादिना जपं समाप्य सप्तशतीं पठेत् ॥

અર્થઃ-આ રીતે દેવીનું ધ્યાન કર્યા પછી માનસ ઉપચારવડે માળાનું પૂજન કરી તેની પ્રાર્થના કરવી તથા કહેવું કે, હે મહામાલા ! હે મહામાયા ! આપ સર્વ શક્તિ સ્વરૂપવડે યુક્ત છો. ચારે વર્ગ અર્થાત્ ધર્મ, અર્થ, કામ તથા મોક્ષ આપને વિશે રહેલ છે. આપ મને સિદ્ધિને આપવાવાળાં થાઓ. આ પ્રમાણે માળાની

પ્રાર્થના કરવી. વળી સિધ્ધ્યૈનમઃ આમ કહી માળાને નમસ્કાર કરવા. ત્યારબાદ જપ કરવો. (મંત્ર નીચે પ્રમાણેઃ-અ.પ મહા સરસ્વતી આદિ સ્વરૂપવાળાં છો. આપ ચિત્, સત્ તથા આનંદમય સ્વરૂપવાળાં છો. બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થવા માટે અમો સર્વદા આપનું ધ્યાન કરીએ છીએ.) આ રીતે મંત્રનું અનુસંધાન કર્યા પછી ૧૦૮ વાર નવાર્ણ મંત્રનો જપ કરવો. જપને અંતે ગુહ્ય ઇત્યાદિવડે જપ સમર્પણ કરી સપ્ત શતીનો પાઠ કરવો. તે પહેલાં રાત્રી સૂકતનો પાઠ કરવો.

રાત્રિસૂક્તઃ—अथ तंत्रोक्तं रात्रिसूक्तम्–विश्वेश्वरीं जगद्धात्रीं स्थितिसंहारकारिणीम् ॥ निद्रां भगवतीं विष्णोरतुलां तेजसः प्रभुः ॥ १ ॥ ब्रह्मोवाच ॥ त्वं स्वाहा त्वं स्वधा त्वं हि वषट्कारः स्वरात्मिका ॥ सुधा त्वमक्षरे नित्या त्रिधामात्रात्मिका स्थिता ॥ २ ॥ अर्धमात्रा स्थिता नित्या यानुच्चार्या विशेषतः ॥ त्वमेव संध्या सावित्री त्वं देवि जननी परा ॥ ३ ॥ त्वयैतद्धार्यते विश्वं त्वयैतत्सृज्यते जगत् ॥ त्वयैतत्पाल्यते देवि त्वमत्स्यंते च सर्वदा ॥४॥ विसृष्टौ सृष्टिरूपा त्वं स्थितिरूपा च पालने ॥ तथा संहृतिरूपांते जगतोऽस्य जगन्मये ॥ ५ ॥ महाविद्या महामाया महामेधा महास्मृतिः ॥ महामोहा च भवतो महादेवी महेश्वरी ॥ ६ ॥ प्रकृतिस्त्वं च सर्वस्य गुणत्रयविभाविनी ॥ काल-

रात्रिर्महारात्रिर्मोहरात्रिश्च दारुणा ॥ ७ ॥ त्वं श्रीस्त्वमीश्वरीम्त्वं ह्रींस्त्वं बुद्धिर्बोधलक्षणा ॥ लज्जापुष्टिस्तथातुष्टिस्त्वं शांतिः क्षांतिरेव च ॥८॥ खड्गिनी शूलिनी घोरा गदिनी चक्रिणी तथा ॥ शंखिनी चापिनो बाणाभुशुंडी परिघायुधा ॥ ९ ॥ सौम्या सौम्यतरा शेषसौम्येभ्यस्त्वतिसुंदरी ॥ परापराणां परमात्वमेव परमेश्वरी ॥ १० ॥ यच्च किंचित् क्वचिद्वस्तु मदसद्वाखिलात्मिके ॥ तस्य सर्वस्य या शक्तिः सा त्वं किं स्तूयसे मया ॥ ११ ॥ यया त्वया जगत्स्रष्टा जगत्पात्यत्ति यो जगत् ॥ सोपि निद्रावशं नीतः कस्त्वां स्तोतुमिहेश्वरः ॥१२॥ विष्णुः शरीरग्रहणमहमीशान एव च ॥ कारितास्ते यतोतस्त्वां कः स्तोतुं शक्तिमान् भवेत् ॥ १३ ॥ सात्वमित्थं प्रभावैः स्वैरुदारैर्देवि संस्तुता ॥ मोहयैतौ दुराधर्षावसुरौ मधुकैटभौ ॥ १४ ॥ प्रबोधं च जगत्स्वामी नोयतामच्युतो लघु ॥ बोधश्च क्रियतामस्य हंतुमेतौ महासुरौ ॥ १५ ॥ (આ રાત્રીસૂક્તનો અર્થ અધ્યાય ૧લાના ૭૧મા શ્લોકથી લઈ શ્લોક ૮૭ સુધીમાં જોઈ લેવો.)

(પોતાના દેહના ન્યાસ થયા પછી દેવીના ન્યાસ કરવા. કારણ કે જે દેવીની પૂજા કરવી હોય તે સ્વરૂપે હું પોતે છું, એવી ભાવના કરવી તથા પછી

જે મૂર્તિ હોય તેને વિશે તેવાજ સ્વરૂપનો આવિર્ભાવ છે, એવી ભાવના કરવી. કહ્યુ છે કે દેવો ભૂત્વા દેવાનપ્યેતિ અર્થ:-પ્રથમ પોતે દેવસ્વરૂપે થઈ પછી જે મૂર્તિ હોય તેમાં તે દેવની ભાવના કર્યા પછી તેના સંબંધી ઉપાસના થઇ શકે) આ ચંડી પાઠના પ્રથમ, મધ્યમ તથા ઉત્તમ એવાં ત્રણ ચરિત્રો છે. આ ચરિત્રોના અનુક્રમે ઋષિઓરૂપે બ્રહ્મા, વિષ્ણુ તથા રુદ્ર છે, તેમાં ગાયત્રી, ઉષ્ણિક્, અનુષ્ટુપ્ છંદો રહેલા છે, આ ચરિત્રોમાં દેવતા સ્વરૂપે મહાકાલી, મહાલક્ષ્મી તથા મહા-સરસ્વતી છે, શકિત સ્વરૂપે નંદા, શાકંભરી તથા ભીમા એમ ત્રણ અનુક્રમે ત્રણ ચરિત્રોને વિશે રહેલ છે, બીજ સ્વરૂપે રકતદંતિકા, દુર્ગા તથા ભ્રામરી છે, તત્ત્વ સ્વરૂપે અગ્નિ, વાયુ તથા સૂર્ય છે, ધ્યાનરૂપે ઋક્ યજુષ તથા સામવેદ છે આ સપ્ત શતીના જપનો વિનિયોગ ધર્મ, અર્થ, કામ તથા મોક્ષની સિદ્ધિને માટે છે.

**દેવીને વિશે ન્યાસઃ**—ॐ ब्रह्मविष्णुरुद्रऋषिभ्यो नमः એમ કહી મસ્તકને વિશે गायत्र्युष्णिगनुष्टुपछंदोभ्यो नमः એમ કહી મુખને વિશે, महाकाली महालक्ष्मी महासरस्वती देवताभ्यो नमः કહી હૃદયને વિશે ऐंह्रींक्लीं बीजेभ्यो नमः એમ કહી ગુહ્ય ભાગને વિશે, अग्निवायुसूर्य तत्वेभ्यो नमः કહી પગોને વિશે, ॐह्रींहृदयाय नमः ॐ चं शिरसे स्वाहा ॐ डिं शिखायै वषट् ॐ कवचाय हुं ॐ यैं नेत्रत्रयाय वौषट् ॐ ह्रीं चंडिकायै अस्त्रायफट् ॥ ચક્ર ન્યાસઃ-ॐ शंभुतेजोज्वलज्ज्वालामालिनि

પાવકે હ્રીં નન્દાય એમ કહી બે અંગુઠાઓને નમસ્કાર, ૐ શંભુ તેજોજ્વાલામાલિનિ પાવકે હ્રીં રક્ત દંતિકાયૈ એમ કહી બે તર્જનીઓને, ૐ શ૦ હૂં શાકંભર્યૈ એમ કહી બે મધ્યમ આંગળીઓને વિશે, ૐ શંભુ-પાવકે હૈં દુર્ગાયૈ એમ કહી બે અનામિકાઓ વિશે, શભુ૦પાવકે હ્રૌં ભીમાયૈ એમ કહી બે કનિષ્ઠિકાઓને વિશે, ૐ શંભુ-પાવકે હ્રઃ ભ્રામાર્યૈ એમ કહી હાથોના ઉપર તથા નીચેના તળીઆંઓને વિશે નમસ્કાર છે. અસ્ત્રાય ફટ્ આજ રીતે હૃદયાદિ ષડંગ ન્યાસ ઉપર પ્રમાણે કરવા. જેમકે ૐ હ્રીંહૃદયાય નમઃ ઈત્યાદિ।। અંગ ન્યાસઃ-ૐ વારાહ્યૈ નમઃ કહી બે પગોને વિશે, નારસિંહ્યૈ નમઃ કહી નિતંબને વિશે, ચામુંડાયૈ નમઃ કહી નાભિને વિશે, માહેંદ્ર્યૈ નમઃ કહી કંઠને વિશે, બ્રાહ્મ્યૈ નમઃ કહી પૃષ્ઠને વિશે, વૈષ્ણવ્યૈ નમઃ જમણી ભુજાને વિશે, માહેશ્વર્યૈ નમઃ ડાબી ભુજાને વિશે, કૌમાર્યૈ નમઃ કહી બે સ્કંધને વિશે, કાત્યાયન્યૈ નમઃ કહી મુખને વિશે, શિવદૂત્યૈ નમઃ કહી મસ્તકને વિશે, શિવાયૈ નમઃ કહી હૃદયને વિશે, કાલ્યૈ નમઃ કહી જમણી કૂખને વિશે, રક્તદંતિકાયૈ નમઃ કહી ડાબી કુખને વિશે, શતાક્ષ્યૈ નમઃ કહી પૃષ્ઠ વંશને વિશે, શાકંભર્યૈ નમઃ કહી બે ભ્રુકૂટીને વિશે, આ બધામાં પ્રથમ ૐ કાર જાણી લેવો. ખડ્ગિની શૂલિની ઘોરા ગદિની ચક્રિણી તથા શંખિની ચાપિની બાણભુશુંડીપરિઘાયુધા એમ કહી મસ્તકને વિશે, શૂલેન પાહિ નો દેવિ પાહિ ખડ્ગેન ચાંબિકે ઘટાસ્વનેન ન પાહિ ચાપજ્યાનિઃસ્વનેન ચ ॥ કહી મુખને વિશે, પ્રાચ્યાં રક્ષ પ્રતીચ્યાં ચ ચંડિકે રક્ષ દક્ષિણે। ભ્રામણેનાત્મશૂલસ્ય

उत्तस्यां तथेश्वरी એમ કહી કંઠને વિશે, सौम्यानि यानि रूपाणि त्रैलोक्ये विच- रंति ते ॥ यानि चात्यर्थघोराणी तैरक्षास्मांस्तथा भुवम् એમ કહી બે બાહુઓને વિશે, खड्गशूलगदादीनि यानि चास्त्राणि तेंऽबिके। करपल्लवसंगीनि तैरस्मात्रक्ष सर्वत: એમ કહી હૃદયને વિશે, सर्वस्वरूपे सर्वेशे सर्वशक्तिसमन्विते। भयेभ्य स्त्राहि नो देवि दुर्गे देवि नमोऽस्तु ते એમ કહી ઉદરને વિશે, एतत्ते वदनं सौम्य लोचनत्रयभूषितम्। पातु नः सर्वभूतेभ्य: कात्यायनि नमोऽस्तु ते એમ કહી નાભિને વિશે, ज्वालाकरालमत्युग्रमशेषासुरसूदनम्। त्रिशूलं पातु नो भीते र्भद्रकालि नमोऽस्तु ते એમ કહી ઉરૂઓને વિશે, हिनस्ति दैत्यतेजांसि स्वनेनापूर्य या जगत्। सा घंटा पातु नो देवि पापेभ्यो नः सुतानिव એમ કહી જાનુઓને વિશે, असुरासृग्वसापंकचर्चितस्ते करोज्वल:। शुभाय खड्गो भवतु चंडिके त्वां नता वयम् એમ કહી બે પગોને વિશે. આ પ્રમાણે ન્યાસ કરેલ શરીરવાળા સાધકે સત્, ચિત્ તથા આનંદ સ્વરૂપવાળી ભગવતી દેવીનું ધ્યાન ધરવું જેમકે विद्युद्दाम- समप्रभां मृगपतिस्कंधस्थितां भीषणां कन्याभि:करवालखेटविलसद्धस्ताभिरासेवि- ताम् ॥ हस्तै श्चक्रधरालिखेटविशिखांश्चाप गुणं तर्जनीम् विभ्राणामनलात्मिकां शशिधरां दुर्गां त्रिनेत्रां भजे. અર્થઃ-વિદ્યુતની કાંતિના સરખાં આપ કાંતિવાળાં છો, સિંહની કાંધને વિશે આપ ચઢવાવાળાં છો, આપ વિકરાળ સ્વરૂપે છો, કરવાલ તથા ખેટ નામના આયુધોથી શોભાયમાન હાથવાળી કન્યાઓવડે આપ સેવા કરાઓ

છો, હાથોવડે ચક્ર, ધરાલિ ખેટ યુકત, શિખાવાળી ચાપ, ગુણ તથા તર્જનીને આપ ધારણ કરો છો, અગ્નિ સ્વરૂપવાળાં આપ છો, ચંદ્રમાને આપ ધારણ કરો છો, આવા પ્રકારની કાંતિવાળાં તથા ત્રણ નેત્રવાળાં દુર્ગાદેવીનું હું ધ્યાન કરૂં છું.

**અધ્યાય ૧ લો–મહાકાલી ચરિત્રઃ**—આ પ્રથમ ચરિતના ઋષિરૂપે બ્રહ્મા છે, દેવતારૂપે મહાકાલી છે, ગાયત્રી છંદ છે, શકિત સ્વરૂપે નંદા છે, રકત દંતિકા બીજરૂપે છે, અગ્નિ તત્વરૂપે છે, ઋગ્વેદરૂપ સ્વરૂપવાળાં છે આ પ્રથમ ચરિત્રના જપનો વિનિયોગ શ્રી મહાકાલીની પ્રીતિને માટે છે. **મહાકાલી ધ્યાનઃ**- **खड्गं चक्रगदेषुचापपरिघान् शूलं भुशुंडीं शिरः शंखं संदधतीं करैस्त्रिनयनां सर्वांगभूषावृताम् ॥ नीलाश्मद्युतिमास्यपाददशकां सेवे महाकालिकां यामस्तौत् स्वपिते हरौ कमलजो हन्तुं मधुं कैटभम् ॥** અર્થઃ—ખડ્ગ, ગદા, બાણ ચાપ તથા પરિઘને આપ ધારણ કરો છો, હાથોને વિશે આપ શંખને ધારણ કરો છો, આપ ત્રણનેત્રવાળાં છો, આપના સર્વ અંગને વિશે આભુષણો છે, આપ કાળા પથ્થરના સમાન કાંતિવાળાં છો, આવાં મહાકાલીદેવીનું જ્યારે વિષ્ણુ ભગવાન્ મહાનિદ્રાને વિશે પોઢી ગયા હતા, ત્યારે મધુ તથા કૈટભનો નાશ કરવા માટે બ્રહ્માસ્તુતિ કરવા લાગ્યા. **ॐ नमश्चंडिकायै ॐ ऐं मार्कंडेय उवाच ॥ १ ॥**

ચંડિકા દેવીને નમસ્કાર છે. ઐં આ રીતના બીજવાળાં ચંડિકા દેવી છે. માર્કંડેય કહેવા લાગ્યા.(૧)સુરથ રાજાની હાર सावर्णि सूर्यतनयो यो मनुः कथ्यतेऽष्टमः॥ निशामयतदुत्पत्ति विस्तराद्गदतो मम ॥२॥ અર્થ:-છાયાના પુત્રરૂપ, સૂર્યના પુત્રરૂપ, જે મનુ ભગવાન્ આઠમા મનુ સુરથરૂપે કહેવાય છે તે આ સુરથ મનુની ઉત્પત્તિ વિસ્તાર પૂર્વક કહેવાવાળા મારા તરફથી તમો નીચે પ્રમાણે સાંભળો(૨) महामायानुभावेन यथा मन्वंतराधिपः ॥ स बभूव महाभागः सावर्णिस्तनयो रवेः (३) स्वारोचिषेंतरे पूर्वं चैत्रवंशसमुद्भवः ॥ सुरथो नाम राजाभूत्समस्ते क्षितिमंडले ॥४॥ तस्यपालयतः सम्यक् प्रजाः पुत्रानिवौरसान् ॥ बभूवुः शत्रवो भूपाः कोलाविध्वंसिनस्तदा ॥५॥ तस्य तैरभवद्युद्धमतिप्रबलदण्डिनः ॥ न्यूनैरपि स तैर्युद्धे कोलाविध्वंसिभिर्जितः ॥ ६ ॥ અર્થ:-મહામાયાના અનુમોદનથી જે રીતે મન્વંતરનો રાજા થાય છે તે રીતે આ મનુ સર્વ પ્રકારના ઐશ્વર્ય વડે સંપૂર્ણ છાયાના પુત્રરૂપે તથા સૂર્યના પુત્રરૂપે થયો. (૩) પૂર્વે જ્યારે સ્વારોચિષ નામના મનુનો સંવત્સર ચાલતો હતો, તેવામાં સુરથ નામે સમસ્ત પૃથ્વી મંડળને વિશે એક રાજા હતો. (૪) આ રાજા પોતાની પ્રજાનું સારી રીતે પાલન કરતો હતો. જેમ પિતા પોતાના પુત્રોનું પાલન કરે છે તેમ તે પાલન કરતો

હતા. આ રાજાની રાજ્યધાનીનો નાશ કરવાવાળા અનેક રાજાઓ થયા. (૫) અત્યંત પ્રબળ શત્રુઓ સાથે યુધ્ધ થયું. આ યુધ્ધમાં સુરથ રાજાની હાર, રાજધાનીનો નાશ કરનારા તથા અલ્પબળવાળા આ શત્રુ રાજાઓવડે થઇ (૬)

ततः स्वपुरमायातो निजदेशाधिपोऽभवत् ॥ आक्रांत स्स महाभाग स्तै स्तदा प्रबलारिभिः ॥७॥ अमात्यै र्बलिभि र्दुष्टै र्दुर्बलस्य दुरात्मभिः ॥ कोशो बलं चापहर्तं तत्रापि स्वपुरे ततः ॥८॥ ततो मृगयाव्याजेन हृतस्वाम्य स्स भूपतिः ॥ एकाकी हयमारुह्य जगाम गहनं वनम् ॥९॥ स तत्राश्रममद्राक्षीद् द्विजवर्यस्य मेधसः ॥ प्रशांतश्वापदाकीर्णं मुनिशिष्योपशोभितम् ॥ १० ॥ અર્થઃ—આ રીતે પોતાની હાર થવાથી આ સુરથ રાજા પોતાના નગરપ્રતિ નાશી આવ્યો. પણ પ્રબળ શત્રુ રાજાઓ આ મહાભાગ્યશાળી રાજાને ઘેરી વળ્યા. (૭) પોતાના પુરને વિશે રહેવાવાળા દુર્બળ એવા આ સુરથ રાજાનો ખજાનો તથા સૈન્યઆદિ સઘળું નઠારા સ્વભાવવાળા તથા બળવાળા શત્રુના પ્રધાનોએ લઇ લીધું. (૮) જેનું રાજ્ય જતું રહેલ છે એવો આ સુરથ રાજા મૃગયા રમવાના બાનાવડે એકલો ઘોડાપર બેસી મહાન વનવિશે નાશી ગયો. (૯) વનમાં મેધસ નામના શ્રેષ્ઠ બ્રાહ્મણનો આશ્રમ શાંત ચિત્તવાળા સુરથ રાજાના જોવામાં આવ્યો. આ આશ્રમ હિંસક પ્રાણીઓવડે વ્યાપ્ત છતાં હિંસાથી રહિત હતો. તેમજ મુનિના શિષ્યોવડે અત્યંત શોભતો હતો. ૧૦

स०८० સુરથ મેધસના આશ્રમમાંઃ—तस्थौ कंचित्स कालं च मुनिना अध्या
३२ तेन सत्कृतः ॥ इतश्चेतश्च विचरं स्तस्मि न्मुनिवराश्रमे ॥ ११ ॥ सोऽचिं- १
तयत्तदा तत्र ममत्वाकृष्टमानसः ॥ १२ ॥ मत्पूर्वैः पालितं पूर्वं मया हीनं पुरं हि तत् ॥ मद्भृत्यैस्तै रसद्वृत्तै धर्मतः पाल्यते न वा ॥१३॥ न जाने स प्रधानो मे शूरोहस्ती सदामदः ॥ मम वैरिवशं यातः कान् भोगानुपलप्स्यते ॥१४॥

અર્થઃ—મેધસ નામના મુનિવડે સત્કાર પામવાથી સુરથ રાજા કેટલોક સમય સૂધી ત્યાં રહ્યો. આ મુનિશ્રેષ્ઠના આશ્રમને વિશે તે આમ તેમ ફરતો હતો. (૧૧) જેનું ચિત્ત મમત્વ ભાવથી વ્યાપ્ત છે, એવો આ સુરથ રાજા મુનિના આશ્રમમાં રહી વિચાર કરવા લાગ્યો કે, (૧૨) મારા ઘરડા વરડાઓ જે નગરનું પાલન કરતા હતા, તે નગર હમણાં મારાવડે ત્યજાયલું છે. અસત્ આચરણવાળા મારા પ્રધાનઆદિ નોકરોવડે ધર્મ પ્રમાણે નગરનું પાલન કરાય છે કે નહિ, તેનો તે વિચાર કરવા લાગ્યો. (૧૩) સર્વદા આનંદને વિશે રહેવાવાળો મારો પ્રધાન, ૩૨
જે શૂરતાવાળા હાથીઓથી યુકત છે તે હાલ મારા શત્રુને શરણે ગયલા છે. તેઓ કોઇપણ પ્રકારના સુખને મેળવે છે કે નહિ, તેની મને ખબર પડતી નથી. (૧૪)

ये ममानुगता नित्यं प्रसादधनभोजनैः ॥ अनुवृत्तिं ध्रुवं तेऽद्य कुर्वंत्यन्यमहीभृताम्

॥१५॥ असम्यग्व्ययशीलैस्तैः कुर्वद्भिः सततं व्ययम् ॥ संचितः सोऽतिदुःखेन क्षयं कोशो गमिष्यति ॥१६॥ અર્થ:-મારી અનુકૂળતા, ધન તથા ભોજનવડે સર્વદા જેઓ મને અનુસરવાવાળા હતા, તે મારા ચાકરો હાલમાં ખચીત બીજા રાજાઓની સેવા ઉઠાવે છે. (૧૫) જે ખજાનો મેં અત્યંત દુઃખવડે ભેગો કરેલ હતો, તે અયોગ્ય રીતે ખર્ચ કરનારા મનુષ્યોવડે સર્વદા ખર્ચ કરવામાં આવવાથી હવે નાશને પામવાનો. (આ રીતનો વિચાર આ રાજા હમેશ કર્યા કરતો હતો.) (૧૬)

સુરથને વૈશ્યનો મેળાપ:—एतच्चान्यच्च सततं चिंतयामास पार्थिवः ॥ तत्र विप्राश्रमाभ्याशे वैश्यमेकं ददर्श सः ॥१७॥ स पृष्टस्तेन कस्त्वं भो हेतु श्चागमनेऽत्रकः ॥ स शोक इव कस्मात्त्वं दुर्मना इव लक्ष्यसे ॥१८॥ इत्याकर्ण्य वचस्तस्य भूपतेः प्रणयोदितं ॥ प्रत्युवाच स तं वैश्यः प्रश्रयावनतो नृपम् ॥ १९ ॥ અર્થ:-આ તેમજ બીજી અન્ય બાબતને વિશે આ રાજા વિચાર કર્યા કરતો હતો, તેવામાં આ મુનિના આશ્રમની નજદીકમાં એક વૈશ્ય, સુરથના જોવામાં આવ્યો. (૧૭) આ વૈશ્યને જોતાંની વારમાં રાજાએ પૂછ્યું કે, આપનું આ આશ્રમને વિશે પધારવું શા કારણથી થયું છે ? આપ શોકથી ભરપૂર હો, તેમજ આપનું મન દુઃખથી ભરપૂર હોય, એમ મને લાગે છે, તેનું શું કારણ ? (૧૮) આવું પ્રણયયુક્ત રાજાનું વચન

સાંભળી તે રાજાને વિનય યુકત થઈ તે વૈશ્ય, નીચે પ્રમાણે કહેવા લાગ્યો. (૧૯)

**વૈશ્યના શોકનું કારણઃ**–वैश्य उवाच ॥२०॥ समाधि र्नाम वैश्योऽह मुत्पन्नो धनिनां कुले ॥ पुत्रदारै निरस्तश्च धनलोभादसाधुभिः ॥२१॥ विहीनश्च धनै-र्दारैः पुत्रै रादाय मे धनम् ॥ वनमभ्यागतो दुःखी निरस्त श्चाप्तबंधुभिः ॥२२॥ सोऽहं न वेद्मि पुत्राणां कुशलाकुशलात्मिकां ॥ प्रवृत्तिं स्वजनानां च दाराणां चात्र संस्थितः ॥२३॥ किं नु तेषां गृहे क्षेममक्षेमं किं नु सांप्रतम् ॥ २४ ॥ कथं ते किं नु सद्वृत्ता दुर्वृत्ताः किं नु मे सुताः ॥२५॥ વૈશ્ય કહેવા લાગ્યો; (૨૦) હું સમાધિ એવા નામનો વૈશ્ય છું. હું ધનવાનોના કુળમાં ઉત્પન્ન થયેલ છું. પુત્રો તેમજ સ્ત્રીઆદિ અસત્ આચરણવાળાં હોવાથી ધનના લોભને લીધે મને કાઢી મૂકેલ છે. (૨૧) હું મારા ધનથી, પુત્રથી તેમજ સ્ત્રીથી વિખૂટો પડેલ છું. મારા મિત્રો તેમજ બાંધવોએ મારા ધનને ગ્રહણ કરીને મારો ત્યાગ કરેલ છે. હું દુઃખ-યુક્ત થઈ આ વનમાં આવેલ છું. (૨૨) મારા પુત્રો કુશળ છે કે કુશળતાથી રહિત છે, તે હું જાણતો નથી. મારા મિત્રોની તેમજ મારી સ્ત્રીઓની કેવી હાલત છે, તે હું અહીં રહેલ હોવાથી કશું જાણુનો નથી. (૨૩) આ સઘળાંઓ ગૃહને વિશે કુશળ છે કે હાલમાં અકુશળ છે? (૨૪) આ મારા પુત્રો સદ્દવૃત્તિવાળા છે કે અસદ્

વૃત્તિવાળા છે, તે હું કેવી રીતે જાણી શકું ? (૨૫) પુત્રાદિમાં આસક્તિઃ- राजोवाच ॥२६॥ यैर्निरस्तोभवाँल्लुब्धैः पुत्रदारादिभिर्धनैः ॥२७॥ तैषु किं भवतः स्नेहमनुबध्नाति मानसम् ॥ २८ ॥ અથઃ—રાજા કહેવા લાગ્યા; (૨૬) હે સમાધિ વૈશ્ય ! ધનરૂપી કારણને લીધે લોભી જે પુત્ર તથા સ્ત્રીઆદિવડે તું ત્યાગ કરાયેલ છે. (૨૭) તેઓને વિશે તારો માનસિક સ્નેહ કેમ બધાય છે ? (૨૮) માયાના પ્રભાવવડે આસક્તિઃ—वैश्य उवाच ॥२९॥ एवमेतद्यथा प्राह भवान स्मद्गतं वचः ॥ किं करोमि न बध्नाति मम निष्ठुरतां मनः ॥३०॥ यैः संत्यज्य पितृस्नेहं धनलुब्धैर्निराकृतः ॥ पतिः स्वजनहार्दं च हार्दितेष्वेव मे मनः ॥३१॥ किमेतन्नाभिजानामि जानन्नपि महामते ॥ यत्प्रेमप्रवणं चित्तं विगुणेष्वपि बंधुषु ॥३२॥ तेषां कृते मे निःश्वासो दौर्मनस्यं च जायते ॥३३॥ करोमि कियन्न मनस्तेष्वप्रीतिषु निष्ठुरम्॥३४॥ અર્થઃ-વૈશ્ય કહેવા લાગ્યો; (૨૯) મારા સંબંધી જેમ તમો કહો છે તે પ્રમાણે જ છે. છતાં હું કેમ કરૂં ? મારૂં મન હજુ સખતપણાને પામતું નથી. (૩૦) હે રાજન્ ! પિતા પ્રતિ થનારા સ્નેહનો ત્યાગ કરી લોભી એવા મારા પુત્રોએ મારો ત્યાગ કરેલ છે, છતાં મારૂં મન તે પુત્રોને વિશે પ્રેમવાળું છે. સ્ત્રીનો પતિ પ્રતિ તથા બાંધવોનો જે સ્નેહ થાય, તે સ્નેહનો ત્યાગ

કરી સ્ત્રીઓએ તથા બાંધવોએ ધનના લોભથી મારો ત્યાગ કરેલ છે. છતાં મારૂં મન તેઓને વિશે પ્રેમવાળું છે. (૩૧) હે મહાબુદ્ધિ રાજા ! ગુણથી રહિત એવા બંધુઓને વિશે મારૂં મન પ્રેમવાળું રહે છે. હું આવું જાણું છું, છતાં આમ થવાનું શું કારણ છે, તે હું જાણી શકતો નથી (૩૨) તેઓના સંબંધી મને શોક તથા પ્રીતિથી રહિતપણું થાય છે. (૩૩) જેઓ પ્રીતિથી રહિત છે, તેઓને વિશે મારૂં મન કઠોર થતું નથી. માટે હું શું કરૂં ? (૩૪) **સુરથ તથા વૈશ્યનું મેધસ પ્રતિ ગમનઃ-मार्कंडेय उवाच ॥३५॥ ततस्तौ सहितो विप्र तं मुनिं समुपस्थितौ॥३६॥ समाधिर्नाम वैश्योऽसौ स च पार्थिवसत्तमः॥३७॥ कृत्वा तु तौ यथान्यायं यथार्हं तेन संविदम् ॥ उपविष्टौ कथाः काश्चिच्चक्रतुर्वैश्यपार्थिवौ ॥३८॥**

અર્થ:–માર્કંડેય કહેવા લાગ્યા; (૩૫) ત્યાર પછી સુરથ રાજા તથા સમાધિ નામનો વૈશ્ય બેઉ એકઠા થઈ, આ મેધસ નામના મુનિ પાસે આવ્યા. (૩૬) હે શિષ્ય ! જે વૈશ્ય હતો તે સમાધિ એવા નામે ઓળખાતો હતો. આ વૈશ્ય તથા નૃપોમાં શ્રેષ્ઠ સુરથ બેઉ, મુનિ પાસે જઈ ઉભા રહ્યા. (૩૭) શાસ્ત્રને અનુસરી તથા મુનિને યોગ્ય તે મુનિની સાથે તેઓએ વાત કરી. મુનિએ તે બેઉનું યથોચિત પૂજન કર્યું પછી મુનિની આજ્ઞા મેળવી, વૈશ્ય તથા રાજા બેઉ બેસી ગયા. ત્યારબાદ પોતાના

સ્વાર્થ સંબંધી તેઓ કેટલીક વાતચિત કરવા લાગ્યા. (૩૮) મોહ સંબંધી પ્રશ્ન:-

राजोवाच ॥३९॥ भगवंस्त्वा महं पष्टुमिच्छाम्येकं वदस्व तत् ॥४०॥ दुःखाय यन्मे मनसः स्वचित्तायत्ततां विना ॥४१॥ ममत्वं गतराज्यस्य राज्यांगेष्वखिलेष्वपि ॥ जानतोऽपि यथाज्ञस्य किमेतन्मुनिसत्तम ॥४२॥ अयं य निकृतः पुत्रैर्दारै र्भृत्यैस्तथोज्झितः ॥ स्वजनेन च संत्यक्त स्तेषु हार्दी तथाप्यति ॥४३॥ एव मेष तथाहं च द्वावप्यत्यंतदुःखितौ ॥ दृष्टदोषेऽपि विषये ममत्त्वाकृष्टमानसौ ॥४४॥ तत्कि मेतन्महाभाग यन्मोहो ज्ञानिनोरपि ॥ ममास्य च भवत्येषा विवेकांधस्य मूढता ॥४५॥ અર્થ:-રાજા બોલ્યો; (૩૯) હે ભગવન્ ! હું આપને એક પ્રશ્ન પૂછવા ઇચ્છું છું. તે સંબંધી આપ મને સમજાવશો. (૪૦) મારા મનને વિશે કોઈપણ પ્રકારનો નિરોધ નથી. છતાં મારૂં મન દુ:ખના કારણસ્વરૂપે છે. આમ થવાનું શું કારણ, તે મને કહો. (૪૧) હે મુનિશ્રેષ્ઠ ! મને જો કે જ્ઞાન છે, છતાં શત્રુના હાથમાં ગયેલ રાજ્યવાળા મને અખિલ રાજ્ય સંબંધી હજી મમત્વ ભાવ કેમ રહે છે ? (૪૨) આ વૈશ્ય જો કે તેના પુત્રોવડે કાઢી મૂકાયેલ છે, વળી સ્ત્રી તથા ચાકરો-આદિથી ત્યાગ કરાયેલ છે, તેમજ મિત્રથી તે ત્યાગ કરાયેલ છે, છતાં આ વૈશ્યનું મન તેઓને વિશે અતિશય સ્નેહવાળું થઇ રહે છે. (૪૩) આ રીતે હું રાજા

તથા આ વૈશ્ય બેઉ અત્યંત દુઃખી છૈએ. જો કે અમો બેઉ આ દોષને જાણીએ છૈએ, છતાં મમત્વ ભાવથી અમારૂં મન વ્યાપી રહેલ છે. (૪૪) હે મહાભાગ! હું તથા વૈશ્ય બેઉને આ જ્ઞાન છે, છતાં અમારો આ પ્રમાણે મોહ રહે છે, તેનું શું કારણ? હે મુનિરાજ! આ સુખના કારણરૂપે છે તથા આ દુઃખના કારણરૂપે છે, આ રીતના વિવેકને વિશે જે અંધ હોય, તેને વિશેજ મૂઢતા રહે છે, છતાં અમારે વિશે આ પ્રમાણે કેમ? (૪૫) મુનિનો જ્ઞાનોપદેશઃ—ऋषिरुवाच ॥४६॥

ज्ञानमस्ति समस्तस्य जंतोर्विषयगोचरे ॥ विषयाश्च महाभाग यांति चैवं पृथक् पृथक् ॥४७॥ दिवांधाः प्राणिनः केचिद्रात्रावंधास्तथापरे ॥ केचिद्दिवा तथा रात्रौ प्राणिन स्तुल्यदृष्टयः ॥४८॥ ज्ञानिनो मनुजाः सत्यं किं नु तेन हि केवलम् ॥ यतो हि ज्ञानिनः सर्वे पशुपक्षिमृगादयः ॥४९॥ ज्ञानं च तन्मनुष्याणां यत्तेषां मृगपक्षिणाम् ॥ मनुष्याणां च यत्तेषां तुल्यमन्यत्तथोभयोः ॥५०॥ ज्ञानेऽपि सति पश्यैतान् पतंगाञ्छावचंचुषु ॥ कणमोक्षादृतान् मोहात्पीड्यमानानपि क्षुधा ॥५१॥

અર્થઃ—ઋષિ બોલ્યા; (૪૬) સર્વ પ્રાણી માત્રને ઘટ પટાદિ વસ્તુ વિષયને વિષે અંતઃકરણની વૃત્તિ રહેલ છે. આદિ રીતે અનુક્રમે કરી ગાય બ્રાહ્મણ આદિ ભેદવડે ભિન્ન ભિન્ન પ્રકારે રૂપ રસ આદિ વિષયો રહેલા હોય છે. (૪૭) કેટલાક અર્થાત

ઘુવડ આદિ પ્રાણીઓ દિવસમાં અંધ હોય છે. તેમજ કેટલાક અર્થાત્ કાગડા આદિ પ્રાણીઓ રાત્રીને વિષે અંધ હોય છે, વળી કેટલાંક ગાય અશ્વ આદિ રાત્રીમાં તેમજ દિવસમાં એકજ સરખી દૃષ્ટિવાળાં હોય છે. અર્થાત્ જ્ઞાનમાત્રને વિશેજ મોહનું વ્યધિકરણપણું રહેલ છે. સર્વમાં એકજ સરખો મોહરૂપી અજ્ઞાન રહેલ નથી. (આજ હેતુવાળો ભગવદ્ગીતામાં या निशा सर्वभूतानाम् ઈત્યાદિ શ્લોક છે) (૪૮) મનુષ્યો જ્ઞાનીરૂપે છે, એ ખરૂં પણ તેઓજ કેવળ જ્ઞાની છે એમ નથી. મનુષ્યોથી ભિન્ન બીજાં પશુ, પક્ષી તથા મૃગ આદિ પણ જ્ઞાનથી યુક્ત હોય છે. (૪૯) જેવા પ્રકારનું મનુષ્યોને વિષે જ્ઞાન હોય છે તેવાજ પ્રકારનું મૃગ તથા પક્ષીઓને વિષે છે. મનુષ્યને વિષે જે સાધારણ જ્ઞાન છે તેજ સામાન્ય જ્ઞાન મૃગ આદિને વિષે અર્થાત્ આહાર તથા નિદ્રા આદિ જ્ઞાન બેઉને વિષે એક સરખુંજ રહેલું છે. (૫૦) આ રીતે મનુષ્ય તથા પશુ પક્ષી આદિ વિષે સામાન્ય જ્ઞાન છે. છતાં પતંગીઆં આદિ પોતાનાં બચ્ચાંઓની ચાંચને વિષે અન્નના દાણા નાંખે છે. પોતે જો કે ક્ષુધાથી પીડાએલ હોય છે, છતાં પોતાનાં બચ્ચાંઓને માટે તે પ્રમાણે મોહને લીધે કરે છે. (૫૧) मानुषा मनुजव्याघ्र साभिलाषाः सुतान् प्रति ॥ लोभात् प्रत्युपकाराय नन्वेतान् किं न पश्यसि ॥ ५२ ॥ तथापि ममतावर्ते मोहगर्ते निपातिताः ॥ महामाया-प्रभावेण संसारस्थितिकारिणा ॥ ५३ ॥ तन्नात्र विस्मयः कार्यो योगनिद्रा

जगत्पतेः ।। महामाया हरेश्चैषा तया संमोह्यते जगत् ।।५४।। ज्ञानिनामपि चेतांसि देवी भगवती हि सा ।। बलादाकृष्य मोहाय महामाया प्रयच्छति ।।५५।। तया विसृज्यते विश्वं जगदेतच्चराचरम् ।। सैषा प्रसन्ना वरदा नृणां भवति मुक्तये ।।५६।। सा विद्या परमामुक्ते र्हेतुभूतसनातनी।।५७।। संसारबंधहेतुश्च सैव सर्वेश्वरेश्वरी ।।५८

અર્થ:-હે મનુષ્યોમાં શ્રેષ્ઠ! સર્વ મનુષ્યો પોતાના પુત્રો પ્રતિ આકાંક્ષાવાળા હોય છે, તે શું તું જોતો નથી? પોષણઆદિ સામો ઉપકાર, પુત્રાદિ કરશે, એવો પ્રાણીઓને લોભ હોય છે. (આવા પ્રકારનો મોહ મનુષ્યને વિશે વિશેષ હોય છે. આ કારણથીજ તમો બેઉને મોહ થયેલ છે.) (૫૨) સંસારનું પાલન કરનારાં વિષ્ણુ સંબંધી મહામાયાના પ્રભાવથી મમતારૂપી ભમરીવાળા મોહ નામના કુપને વિશે સર્વ પ્રાણીઓ નખાયલાં છે. (૫૩) આમ હોવાથી તમને જે મોહ થાય છે, તે સંબંધી તમારે વિસ્મયને પામવું નહિ. જગતના સ્વામીરૂપ હરિની મહામાયા યોગનિદ્રાસ્વરૂપે છે. આ યોગનિદ્રાને લીધે સઘળું જગત્ મોહને પામેલ છે. વિશેષ જ્ઞાનીઓનાં અંતઃકરણ પણ, આ મહાદેવી ભગવતી પોતાની શકિતવડે વિવેકમાંથી બળાત્કારે ખેંચી લઇ મહા મોહને વિષે નાંખે છે. આવા પ્રકારનાં મહામાયા છે. (૫૫) આ મહામાયાવડે સ્થાવર જંગમાત્મક તથા ત્રણ લોકના

સમૂહવાળું અખિલ વિશ્વ ઉત્પન્ન થયેલ છે. આ ભગવતી જ્યારે પ્રસન્ન થાય છે ત્યારે તે અનેક પ્રકારનાં વરદાનને આપવાવાળાં છે. તેઓ પ્રસન્ન થવાથી બ્રહ્મ-વિદ્યા સ્વરૂપે થઈ મનુષ્યોને મુક્તિ આપે છે. (૫૬) જ્યારે તે બ્રહ્મવિદ્યા સ્વરૂપે હોય છે ત્યારે તે શ્રેષ્ઠ શક્તિરૂપે, મુક્તિના કારણ સ્વરૂપે તથા સનાતન સ્વરૂપે છે. (૫૭) પણ સર્વ ઈશ્વરના નિયામકરૂપ તેજ શક્તિ, જ્યારે અવિદ્યાસ્વરૂપે થાય છે ત્યારે સંસારના બંધનના કારણ સ્વરૂપે થાય છે. (૫૮) **મહામાયાના સ્વરૂપ માટે પ્રશ્નઃ**-**राजोवाच ॥५९॥ भगवन् का हि सा देवी महामायेति यां भ-वान्। ब्रवीति कथमुत्पन्ना सा कर्मास्याश्च किं द्विज ॥६०॥ यत्प्रभावा च सा देवी यत्स्वरूपा यदुद्भवा ॥६१॥ तत्सर्वं श्रोतुमिच्छामि त्वत्तो ब्रह्मविदांवर ॥६२॥**

અર્થઃ-રાજા કહેવા લાગ્યા; (૫૯) હે દ્વિજ સુમેધા! જે દેવીને આપ મહામાયા કહો છો તે દેવી કોણ છે? આ દેવીની ઉત્પત્તિ કેવા પ્રકારની છે? આ દેવીનું કર્મ શું છે? (૬૦) આ દેવીનો પ્રભાવ કેવો છે? આ દેવીનું સ્વરૂપ કેવું છે? તેમજ આ દેવીની ઉત્પત્તિ કેવા પ્રકારની છે? (૬૧) હે બ્રહ્મજ્ઞાનીઓને વિશે શ્રેષ્ઠ! આ સર્વ બાબત હું તમારા તરફથી સાંભળવાની ઈચ્છા રાખું છું. (૬૨)

**યોગનિદ્રાની ઉત્પત્તિઃ-ऋषिरुवाच ॥६३॥ नित्यैव सा जगन्मूर्तिस्तया सर्वं**

मिदं ततम् ॥६४॥ तथापि तत्समुत्पत्तिर्बहुधा श्रूयतां मम ॥६५॥ देवानां कार्य-सिद्ध्यर्थमाविर्भवति सा यदा। उत्पन्नेति तदालोके सा नित्याप्यभिधीयते ॥६६॥ योगनिद्रां यदाविष्णुर्जगत्येकार्णवीकृते। आस्तीर्यशेषमभजत् कल्पांते भगवान् प्रभुः ॥६७॥ तदाद्वावसुरो घोरौ विख्यातौ मधुकैटभौ। विष्णुकर्णमलोद्भूतौ हंतुं ब्रह्माणमुद्यतौ ॥६८॥ અર્થ:-ઋષિ કહેવા લાગ્યા; (૬૩) આ દેવી નિત્ય સ્વરૂપવાળાં છે. તેનાવડે દૃશ્યમાન આ સર્વ લોકનો વિસ્તાર કરાયેલ છે. (૬૪) (લોકનાપર ઉપકાર કરવા માટે અનેક પ્રકારે તેમની ઉત્પત્તિ છે.) છતાં સંક્ષેપે કરી તેમની ઉત્પત્તિ હું કહું છું તે સાંભળો. (૬૫) દેવોના કાર્યની સિધ્ધિ માટે જ્યારે આ દેવીનો આવિર્ભાવ થાય છે ત્યારે જો કે પોતે નિત્ય સ્વરૂપે છે, છતાં તે ઉત્પત્તિભાવને પામ્યાં છે, એમ લોકને વિશે કહેવાય છે. (૬૬) કલ્પના અંતે અર્થાત્ પ્રલયને વિશે જગત્ જ્યારે એકાર્ણવ સ્વરૂપને પામે છે ત્યારે ભગવાન્ વિષ્ણુ અનંત ભગવાનની ફેણાનો વિસ્તાર કરી યોગ નિદ્રાને પામે છે. (૬૭) આ સમયે વિષ્ણુ ભગવાનના કાનના મેલમાંથી થયેલા મધુ તથા કૈટભ નામના બે વિકરાળ અસુરો પ્રકટ થયા. આ અસુરો બ્રહ્માનો નાશ કરવા તેયાર થયા. (૬૮) सनाभिकमले विष्णोः स्थितो ब्रह्मा प्रजापतिः। दृष्ट्वा तावसुरौ चोग्रौ प्रसुप्तं च जनार्दनम्

॥६९॥ तुष्टाव योगनिद्रां तामेकाग्रहृदयस्थितः। विबोधनार्थाय हरेर्हरिनेत्रकृतालयाम् ॥७०॥ विश्वेश्वरीं जगद्धात्रीं स्थितिसंहारकारिणीम्। निद्रां भगवतीं विष्णोरतुलां तेजसः प्रभुः ॥ ७१ ॥ અર્થ:-પ્રજાપતિ બ્રહ્મા આ સમયે વિષ્ણુની નાભિકમળને વિશે રહેતા હતા. આ બે ઘાતકી અસુરોને જોઇ શ્રીજનાર્દન ભગવાન, કે જે પોઢેલા હતા, (૬૯) તેને જાગૃત કરવા, એકાગ્ર હૃદયવાળા થઈ બ્રહ્મા યોગનિદ્રાની સ્તુતિ કરવા લાગ્યા. આ યોગનિદ્રાએ હરિના નેત્રનો આશ્રય લીધો હતો. (૭૦) આ દેવી ભગવતી વિશ્વના નિયામક સ્વરૂપે છે. તે જગતના કર્તા સ્વરૂપે છે. વળી આ દેવી સ્થિતિ તેમજ સંહારને કરવાવાળાં છે. તેઓ નિદ્રા સ્વરૂપે છ પ્રકારના ઐશ્વર્યવાળાં તથા તેમના સમાન બીજું કોઈ નથી. તેઓ જ્યોતિ સ્વરૂપ વિષ્ણુ ભગવાનને પ્રકટ કરવાવાળાં છે. (૭૧) બ્રહ્માવડે યોગનિદ્રાની સ્તુતિ:—

ब्रह्मोवाच ॥७२॥ त्वं स्वाहा त्वं स्वधा त्वं हि वषट्कारः स्वरात्मिका। सुधा त्वमक्षरे नित्ये त्रिधामात्रात्मिका स्थिता (७३) अर्धमात्रा स्थिता नित्या यानुच्चार्या विशेषतः। त्वमेव संध्या सावित्री त्वं देवी जननीपरा (७४) त्वयैतद्धार्यते विश्वं त्वयैतत् सृज्यते जगत्। त्वयैतत् पाल्यते देवि त्वमत्स्यंते च सर्वदा (७५) અર્થ:-બ્રહ્મા બોલ્યા; (૭૨) આપ દેવ સમૂહોને તૃપ્તિ કરવાવાળાં છે. આપ પિતૃ

ગણોને તૃપ્તિ પમાડવાવાળાં છે. તમો યજ્ઞ સ્વરૂપે છો. તમો ઉદાત્તાદિ સ્વરૂપવાળાં છો. તમો દેવતીર્થ સ્વરૂપે છો. હે વૃદ્ધિ તથા ક્ષય આદિથી રહિત ! હે જન્મ તથા વિનાશથી રહિત ! તમો અ, उ તથા म આમ ત્રણ માત્રા સ્વરૂપે છો. (૭૩) નિત્ય અર્થાત્ પરિણામથી રહિત અર્ધમાત્રા સ્વરૂપે તમો છો. વિશેષે કરી ત્રણ માત્રાથી વિલક્ષણ હોવાથી મન તથા વાણીના અવિષયરૂપે તમો છો. તમો ગાયત્રી ઋચારૂપે છો. હે દેવ ! તમો ઉત્કૃષ્ટ માતા સ્વરૂપે છો. (૭૪) તમો બ્રાહ્મી શકિત સ્વરૂપવાળાં થઇ જગતને ઉત્પન્ન કરવાવાળાં છો. તમો વૈષ્ણવી શકિત સ્વરૂપવાળાં થઇ જગતનું પાલન કરો છો. હે દેવિ ! તમો અંત સમયે રૌદ્ર શકિત સ્વરૂપવાળાં થઇ જગતનો સંહાર કરો છો. (૭૫) विसृष्टौ सृष्टिरूपा त्वं स्थितिरूपा च पालने । तथा संहृतिरूपांते जगतोऽस्य जगन्मये (७६) महाविद्या महामाया महामेधा महास्मृतिः । महामोहा च भवती महादेवी महेश्वरी (७७) प्रकृति स्वं च सर्वस्य गुणत्रय विभाविनी । कालरात्रिर्महारात्रिर्मोहरात्रिश्च दारुणा (७८) त्वं श्री स्त्वमीश्वरी त्वं ह्री स्त्वं बुद्धिर्बोधलक्षणा । लज्जा पुष्टिस्तथा तुष्टि स्त्वं शांतिः क्षांतिरेव च (७९) खड्गिनी शूलिनी घोरा गदिनी चक्रिणी तथा ॥ शंखिनी चापिनी बाणभुशुंडी परिघायुधा (८०) અર્થ:-સૃષ્ટિ સમયે ઉત્પન્ન

કરનાર શકિત સ્વરૂપે આપ છો. પાલન સમયે સ્થિતિ સ્વરૂપવાળાં શકિત સ્વરૂપે આપ છો. જગતના અંત સમયે સંહાર કરનાર શકિતવાળાં આપ છો. હે ત્રણ ભુવનને જાણવાવાળાં ! (આપ આ પ્રમાણે આ જગતના ઉત્પત્તિઆદિ વ્યાપારને વિશે લાગેલાં છો,) (૭૬) તત્વમસિ આદિ મહાવિદ્યારૂપે તમો છો. તેજ પ્રમાણે અવિદ્યા કહેતાં પ્રપંચજ્ઞાન સ્વરૂપવાળાં આપ છો. આપ માયા કહેતાં અનાત્મામાં આત્મા અર્થાત્ બુદ્ધિ સ્વરૂપે, તેમજ અમાયા કહેતાં આત્મામાં અનાત્મ સ્વરૂપવાળાં આપ છો. મહાન્ ધારણ કરનાર બુધ્ધિ સ્વરૂપે તેમજ નહિ ધારણ કરનાર બુદ્ધિસ્વરૂપે આપ છો. આપ મહાન ધ્યાન સ્વરૂપવાળાં તેમજ ધ્યાનથી રહિત સ્વરૂપવાળાં આપ છો. વળી મહાન્ મમતારૂપે તેમજ મમતાથી રહિત સ્વરૂપે આપ છો. ઈન્દ્રાદિ લોકપાળરૂપ કર્મ સ્વરૂપવાળાં આપ છો. તેમજ આપ વ્યાપન સ્વરૂપવાળાં છો. (૭૭) તમો સર્વના મૂળ કારણ સ્વરૂપે છો. વળી સત્વાદિ ત્રણ ગુણો આપનાવડે થયેલ છે. કલ્પના અંતે રાત્રી સ્વરૂપે આપ છો. આપ બ્રહ્માના મરણ સ્વરૂપવાળાં રાત્રીરૂપે છો. કર્તવ્ય તેમજ અકર્તવ્ય બુદ્ધિવાળાં આપ છો. વળી દારુણ સ્વરૂપવાળાં તમો છો. (૭૮) આપ લક્ષ્મીસ્વરૂપે છો. તમો ઈશ્વરના પત્નીરૂપે છો. તમો હ્રી કહેતાં પ્રાણ સ્વરૂપવાળાં છો. તમો ચિન્માત્ર બ્રહ્મ સ્વરૂપવાળાં છો. તમો લજ્જાસ્વરૂપવાળાં તથા અવયવોની વૃધ્ધિ સ્વરૂપવાળાં છો. તમો

પ્રીતિ સ્વરૂપવાળાં છો. વિષયોમાંથી નાશ કરનાર શક્તિવાળાં આપ છો. તમો તિતિક્ષાદિ ગુણ સ્વરૂપવાળાં છો. (૭૯) હે દેવી! આપ ખડ્ગને, ત્રિશૂલને તથા અતિ ઉગ્ર ગદાને ધારણ કરનારાં છો. ચક્રને, શંખને, બાણ, ભુશુંડી તથા પરિઘાદિ આયુધોને ધારણ કરવાવાળાં આપ છો. (૮૦) सौम्यासौम्यतराशेष सौम्येभ्यस्त्वति सुंदरी ॥ परापराणां परमात्वमेव परमेश्वरी ॥८१॥ यच्च किंचित्क्वचिद्वस्तु सद्-सद्वाखिलात्मिके । तस्य सर्वस्य या शक्तिः सा त्वं किं स्तुयसे मया ॥२८॥ यया त्वया जगत्स्रष्टा जगत्पात्यत्ति यो जगत् ॥ सोऽपिनिद्रावशं नीतः कस्त्वां स्तोतुमिहेश्वरः (८३) विष्णुः शरीरग्रहणमहमोशान एव च । कारितास्ते यतोऽ-तस्त्वां कः स्तोतुं शक्तिमान् भवेत् (८४) सात्वमित्थं प्रभावै स्वै रुदारै र्देवि संस्तुता । मोहयैतौ दुराधर्षावसुरौ मधुकैटभौ (८५) प्रबोधं च जगत्स्वामी नीयतामच्युतो लघु ॥८६॥ बोधश्च क्रियतामस्य हंतुमेतौ महासुरौ ॥८७॥

અર્થ:—તમો ક્રૂરપણાથી રહિત, મોક્ષને કરવાવાળાં હોવાથી અત્યંત શાંત સ્વરૂપ-વાળાં, અખિલ સુંદર વસ્તુઓના કરતાં પણ તમો અત્યંત સુંદર સ્વરૂપવાળાં છો. તમો શ્રેષ્ઠ સ્વરૂપવાળાં, શ્રેષ્ઠોને વિશે અત્યંત ઉત્કૃષ્ટ તથા શક્રાદિ સર્વના નિયામક સ્વરૂપવાળાં છો. (૮૧) હે અખિલ સ્વરૂપવાળાં! જગતમાં સત્ સ્વરૂપે

તેમજ અસત્ સ્વરૂપે જે કાંઇ વસ્તુ પ્રતીત થાય છે, તે સર્વમાં જે સત્ તથા અસત્ સ્વરૂપવાળી શક્તિ રહેલ છે, તે શક્તિ સ્વરૂપે તમો છો. આમ હોવાથી મારાવડે આપ કેવી રીતે સ્તુતિ કરાઇ શકો ? (૮૨) જે વિષ્ણુ ભગવાન્, જે શક્તિવડે જગતના સ્રષ્ટારૂપે થાય છે, જેવડે જગતનું પાલન કરે છે તથા અંતે જગતને ભક્ષણુ કરે છે, તેવા ઇશ્વર ભગવાન્ આપની નિદ્રાશક્તિને વશ થયેલ છે, તો પછી, હે દેવિ ! આપની સ્તુતિ કરવા આ સ્થળે કોણુ સમર્થ છે ? (૮૩) હે દેવિ ! આપની મહામાયાવડે હું બ્રહ્મા, વિષ્ણુ તથા ઇશાન દેવ શરીર ગ્રહણુ કરનારા થયેલા છે, અર્થાત્ મમતાવાળા શરીરયુક્ત કરાયલા છે, તો પછી કોઇ એવો નથી, કે જે આપની સ્તુતિ કરવા સમર્થ હોય. (૮૪) હે દેવિ ! આ રીતે આપ પોતાના ઉદાર સામર્થ્યવડે સ્તુતિ કરાઓ છો. દુઃખે કરી પરાભવ કરવા યોગ્ય આ મધુ તથા કૈટભ નામના અસુરોને આપ વિવેકથી રહિત કરો. (૮૫) આપ જલદી જગતના સ્વામીરૂપ અચ્યુત ભગવાન્ નિદ્રાથી રહિત થાય તેમ કરો. (૮૬) આ બે અસુરોનો નાશ કરવા માટે વિષ્ણુ ભગવાનને જાગૃતિવાળા કરો. (૮૭)

**યોગનિદ્રાનું પ્રાકટ્યઃ–ऋषिरुवाच ॥८८॥ एवं स्तुता तदा देवी तामसी तत्र वेधसा । विष्णोः प्रबोधनार्थाय निहंतुं मधुकैटभौ (८९) नेत्रास्यनासिकाबाहु-**

हृदयेभ्य स्तथोरसः । निर्गम्य दर्शने तस्थौ ब्रह्मणो व्यक्तजन्मनः (९०) उत्तस्थौ च जगन्नाथस्तया मुक्तो जनार्दनः । एकार्णवे हि शयनात्ततः स दहशे च तौ (९१) मधुकैटभौ दुरात्मानावतिवीर्यपराक्रमौ । क्रोधरक्तेक्षणावत्तुं ब्रह्माणं जनितोद्यमौ (९२) समुत्थाय ततस्ताभ्यां युयुधे भगवान् हरिः । पंच वर्षसहस्राणि बाहुप्रहरणो विभुः (९३) तावप्यति बलोन्मत्तौ महामायाविमोहितौ (९४) उक्तवंतौ वरोस्मत्तो व्रियतामिति केशवम् (९५) અર્થ:—ઋષિ બોલ્યા;-(૮૮) નિદ્રાકારરૂપ દેવીની આ રીતે બ્રહ્માએ વિષ્ણુ ભગવાનને જાગૃત કરવા માટે તથા મધુ કૈટભનો નાશ કરવા માટે સ્તુતિ કરી. (૮૯) નેત્ર, મુખ, નાસિકા, બાહુ, હૃદય તથા છાતીમાંથી આ યોગનિદ્રા બહાર નીકળી, અવ્યક્ત જન્મવાળા બ્રહ્માના દૃષ્ટિગોચર થયાં. (૯૦) જગતના સ્વામીરૂપ જનાર્દન ભગવાન્ યોગનિદ્રાથી મુક્ત થઇ, જગતના એકત્ર જળને વિશે શેષના શયનમાંથી ઉઠીને બેઠા થયા. પછી જનાર્દન ભગવાન્ આ મધુ તથા કૈટભને જોવા લાગ્યા. (૯૧) આ મધુ તથા કૈટભ અત્યંત દુષ્ટ હતા. તેઓ અત્યંત વીર્ય તથા પરાક્રમવાળા હતા. તેઓની આંખો ક્રોધવડે રાતી હતી. આ રાક્ષસો બ્રહ્માનો નાશ કરવા માટે તૈયાર થયા. (૯૨) પછી શયનમાંથી ઉઠી જઈ ભગવાને તેઓ સાથે યુદ્ધ કર્યું.

આ યુદ્ધ પાંચ હજાર વર્ષ સુધી ચાલ્યું. ભગવાને પોતાના બાહુઓવડે અત્યંત યુદ્ધ કર્યું. (૯૩) આ રાક્ષસો અત્યંત બળથી ઉન્મત્ત હતા. તેઓ મહા માયાના પ્રભાવવડે મોહિત થયેલા હતા. (૯૪) ઉન્મત્ત એવા તેઓ શ્રી ભગવાનને કહેવા લાગ્યા કે, અમારી પાસેથી વરદાન માંગી લ્યો. (૯૫) **વરદાનની માંગણીઃ—**
**श्री भगवानुवाच ॥९६॥ भवेतामद्य मे तुष्टो मम वंध्यावुभावपि (९७) किमन्येन वरेणात्र एतावद्धि वृतं मया (९८)** અર્થઃ—શ્રી ભગવાન્ અસુરોને કહેવા લાગ્યા; (૯૬) જો તમો બેઉ મારાપર સંતુષ્ટ થયા હો તો તમો મારા નાશને યોગ્ય થાઓ. (૯૭) આ કરતાં બીજું શું વરદાન માંગવું હતું? હું આવુંજ વરદાન માંગી લઉં છું. (૯૮)
**અસુરોએ આપેલું વરદાનઃ-ऋषिरुवाच (९९) वंचिताभ्यामिति तदा सर्वमापोमयं जगत् । विलोक्य ताभ्यां गदितो भगवान् कमलेक्षणः (१००) आवां जहि न यत्रोर्वी सलिलेन परिप्लुता (१)** ઋષિ કહેવા લાગ્યા; (૯૯) દુષ્ટ એવા અસુરોવડે સર્વ જળમય જગત વ્યાપ્ત જોઇ, કમળ સરખી આંખવાળા ભગવાનને તેઓ નીચે પ્રમાણે કહેવા લાગ્યા. (૧૦૦) હે વિષ્ણુ ભગવન્! આપના યુદ્ધવડે અમો સંતુષ્ટ થયા છીએ. આપનાવડે અમારૂં મૃત્યુ થાય તે સારૂ છે. પણ જે સ્થળ જળથી યુક્ત ન હોય, તે સ્થળને વિશે તમો અમારો નાશ કરો. (૧૦૧)

અસુરોનો નાશઃ—ऋषिरुवाच ॥ २ ॥तथेत्युक्त्वा भगवता शंखचक्रगदाभृता ॥ कृत्वा चक्रेण वै छिन्ने जघने शिरसी तयोः ॥३ ॥ एवमेषा समुत्पन्ना ब्रह्मणा संस्तुता स्वयम् ॥ प्रभावमस्या देव्यास्तु भूयः शृणु वदामि ते ॥१०४॥ ऐं ॐ श्रीमार्कंडेयपुराणे सावर्णिके मन्वन्तरे देवीमाहात्म्ये मधुकैटभवधो नाम प्रथमः ॥१॥

અર્થઃ—ઋષિ બોલ્યા; (૧૦૨) વારૂ, તથાસ્તુ, એમ કહી શંખ, ચક્ર તથા ગદાને ધારણ કરવાવાળા ભગવાને પોતાની જાંગને પ્રદેશરૂપે કરી તેને વિશે અસુરોના મસ્તકોને સ્થાપી ચક્રવડે તે છેદી નાંખ્યાં. (૧૦૩) દેવોના કર્મને માટે આ પ્રમાણે બ્રહ્માવડે સ્તુતિ કરાવાથી દેવી પ્રકટ થયાં. આ દેવીનો પ્રભાવ કેવો છે, તે સંબંધી હું હવે પછી કહું છું, તે તમે સાંભળો. (૧૦૪) ઐં ૐ શ્રી માર્કંડેય પુરાણમાં સાવર્ણિક મન્વન્તરવાળા દેવી માહાત્મ્યમાં મધુ તથા કૈટભનો વધ, એ નામનો પ્રથમ અધ્યાય. આ અધ્યાયમાં ઉવાચ ૧૪ છે, અર્ધશ્લોક ૨૪ છે, પૂર્ણ શ્લોક ૬૬ છે તથા આ રીતે બધું મળી ૧૦૪ ની સંખ્યા છે.

**અધ્યાય ૨ જોઃ—મહાલક્ષ્મી ચરિત્ર**—આ મધ્યમ ચરિતના ઋષિરૂપે વિષ્ણુ છે, દેવતારૂપે મહાલક્ષ્મી છે, છંદ ઉષ્ણિક્ છે, શકિતરૂપે શાકંભરી છે, બીજરૂપે દુર્ગાદેવી છે, તત્વરૂપે વાયુ છે, તેઓ યજુર્વેદ સ્વરૂપવાળાં છે. આ

મધ્યમ ચરિતના જપનો વિનિયોગ મહાલક્ષ્મીની પ્રીતિ સંપાદન કરવા માટે છે.

**મહાલક્ષ્મીધ્યાનઃ-ૐ अक्षस्रक्परशुं गदेषुकुलिशं पद्मं धनुः कुण्डिकां दंडं शक्तिमसिं च चर्मजलजं घंटां सुराभाजनम् ॥ शूलं पाशसुदर्शने च दधतीं हस्तैः प्रसन्नाननां सेवे सैरिभमर्दिनीमिह महालक्ष्मीं सरोजस्थिताम् ॥**

અર્થઃ—તેઓ અક્ષની માળાને ધારણ કરે છે. તેઓ પરશુ, ગદા, બાણ, કુલિશ, પદ્મ, ધનુષ, કુંડિકા, દંડ, શકિત તથા તલવારને ધારણ કરવાવાળાં છે. ચર્મ, કમળ, ઘંટા, સુરાનું પાત્ર, ત્રિશુલ, પાશ, સુદર્શન ચક્ર આ સર્વ, તેઓ હાથને વિશે ધારણ કરે છે. તેઓ પ્રસન્ન મુખવાળાં છો. આ દેવી સૈરિભનો નાશ કરવાવાળાં છે. આવાં કમળને વિશે સ્થિતિ કરવાવાળાં મહાલક્ષ્મી દેવીનું હું ધ્યાન ધરૂં છું.

**મહિષાસુરને ઇન્દ્રપ્રાપ્તિઃ-ૐ ह्रीं ऋषिरुवाच ॥ १ ॥ देवासुरमभूद्युद्धं पूर्णमब्दशतं पुरा ॥ महिषे सुराणामधिपे देवानां च पुरंदरे ॥ २ ॥ तत्रासुरैर्महावीर्यैर्देवसैन्यं पराजितम् ॥ जित्वा च सकलान् देवानिंद्रो भून्महिषासुरः॥ ३॥**

અર્થઃ—હ્રીં ઋષિ કહેવા લાગ્યા; (૧) પૂર્વે દેવો તથા અસુરોનું એકસો વર્ષ પર્યંત મહાન્ યુદ્ધ થયું. આ યુદ્ધમાં અસુરોનો સેનાપતિ મહિષાસુર હતો તથા દેવોનો સેનાપતિ ઇન્દ્ર હતો. (૨) આ યુદ્ધમાં મહાન્ પરાક્રમી અસુરોએ દેવોના

સૈન્યનો પરાજય કર્યો. સઘળા દેવોને જિત્યા પછી મહિષાસુર પોતે ઇન્દ્ર થયો. (૩)

**દેવોનું મહાદેવ તથા વિષ્ણુપ્રતિ ગમનઃ**–ततः पराजिता देवाः पद्मयोनिं प्रजापतिम् ॥ पुरस्कृत्य गता स्तत्र यत्रेशगरुडध्वजौ ॥ ४ ॥ यथावृत्तं तयो स्तद्वन्महिषासुरचेष्टितम् ॥ त्रिदशाः कथयामासु र्देवाभिभवविस्तरम् ॥५॥ सूर्येंद्राग्न्यनिलेंदूनां यमस्य वरुणस्य च ॥ अन्येषां चाधिकारा न्सः स्वयमेवाधितिष्ठति ॥ ६ ॥ स्वर्गा न्निराकृताः सर्वे तेन देवगणा भुवि ॥ विचरंति यथा मर्त्या महिषेण दुरात्मना ॥ ७ ॥ एतद्वः कथितं सर्वममरारिविचेष्टितम् ॥ शरणं वः प्रपन्नाः स्मो वधस्तस्य विचिंत्यताम् ॥ ८ ॥ અર્થઃ–ત્યારબાદ પરાજયને પામેલા દેવો કમળમાંથી ઉત્પત્તિવાળા પ્રજાપતિ બ્રહ્માને આગળ કરી જ્યાં મહાદેવ તથા વિષ્ણુ હતા ત્યાં ગયા. (૪) જે રીતે બનાવ બનેલ હતો તે સઘળો મહિષાસુર સંબંધીનો હેવાલ તેઓએ વર્ણન કર્યો. દેવોનો અભિભવ કેવી રીતે થયો, તે સર્વ બાબત વિસ્તારપૂર્વક દેવતાઓ મહાદેવ તથા વિષ્ણુ ભગવાનને કહેવા લાગ્યા. (૫) મહિષાસુર પોતે સૂર્ય, ઇન્દ્ર, અગ્નિ, વાયુ, ચંદ્ર, યમ, વરૂણ તથા બીજા સઘળા દેવોના અધિકારોને ભોગવે છે. (૬) આ મહિષાસુરે દેવોના સઘળા સમૂહને સ્વર્ગમાંથી મારીને કાઢી મૂકેલ હોવાથી તે દેવો પૃથ્વીપર આમતેમ ભટકે છે. જેમ મનુષ્યોને પોતાના સ્થાનમાંથી કાઢી

મૂકવામાં આવે, તેમ મહિષાસુરે સઘળાઓને કાઢી મૂકેલ છે. (૭) આ પ્રમાણે તમોને અમો સર્વ દેવોનું સઘળું ચેષ્ટિત કહ્યું. અમો સર્વે તમોને શરણે આવેલા છીએ. આ મહિષાસુરના વધ સંબંધી તમો વિચાર કરો. (૮) **દેવાદિમાંથી તેજનું પ્રાકટ્યઃ**—इत्थं निशम्य देवानां वचांसि मधुसूदनः ॥ चकार कोपं शंभुश्च भृकुटीकुटिलाननौ ॥ ९ ॥ ततोऽतिकोपपूर्णस्य चक्रिणो वदनात्ततः ॥ निश्चक्राम महत्तेजो ब्रह्मणः शंकरस्य च ॥ १० ॥ अन्येषां चैव देवानां शक्रादीनां शरीरतः ॥ निर्गतं सुमहत्तेज स्तच्चैक्यं समगच्छत ॥ ११ ॥ अतीव तेजसः कूटं ज्वलंतमिव पर्वतम् ॥ ददृशु स्ते सुरा स्तत्र ज्वालाव्याप्तं दिगंतरम् ॥ १२ ॥ અર્થઃ—આ રીતનાં દેવોનાં વચન સાંભળી ભ્રુકુટિ ચઢાવી દેવાને લીધે કુટિલ મુખવાળા વિષ્ણુ તથા શંકર અત્યંત ક્રોધે ભરાયા. (૯) ત્યાર બાદ અત્યંત કોપવડે પૂર્ણ વિષ્ણુ ભગવાનના મુખમાંથી તેમજ બ્રહ્મા તથા શંકરના મુખમાંથી એક મહાન તેજ પ્રકટ થયું. (૧૦) વળી ઇન્દ્રઆદિ અન્ય દેવોના શરીરમાંથી મહાન્ તેજ નિકળ્યું. બધામાંથી નિકળેલ સઘળું તેજ એકત્ર ભાવને પામ્યું. (૧૧) આ અત્યંત તેજનો સમૂહ પ્રકાશમાન પર્વતની માફક જોવામાં આવતો હતો. આ તેજ દરેક દિશાના વિભાગને વિશે વ્યાપી રહેલ હતું. (૧૨) **તેજ લક્ષ્મીસ્વરૂપેઃ**—अतुलं तत्र तत्तेजः

सर्वदेवशरीरजम् ॥ एकस्थं तदभू न्नारी व्याप्तलोकत्रयं त्विषा ॥ १३ ॥ यद्-
भूच्छांभवं तेज स्तेनाजायत तन्मुखम् ॥ याम्येन चाभवन् केशा बाहवो विष्णु
तेजसा ॥ १४ ॥ सौम्येन स्तनयो र्युग्मं मध्यं चैन्द्रेण चाभवत् ॥ वारुणेन च
जंघोरू नितंबस्तेजसा भुवः ॥ १५ ॥ ब्रह्मण स्तेजसा पादौ तदंगुल्योऽर्क
तेजसा ॥ वसूनां च करांगुल्यः कौबेरेण च नासिका ॥ १६ ॥

આ સઘળા દેવોના શરીરમાંથી ઉત્પન્ન થયેલ તેજ કશાની પણ ઉપમા આપી શકાય એમ ન હતું. આ તેજ એક સ્થળે રહેલ હતું. પોતાના તેજવડે આ તેજ ત્રણે લોકને વ્યાપી રહેલ હતું. આ તેજ સ્ત્રી સ્વરૂપને પામ્યું. (૧૩) જે શંભુ સંબંધી તેજ હતું, તે આ નારીના મુખરૂપે થયું. યમના તેજવડે આ નારીના કેશો થયા. વિષ્ણુના તેજવડે આ નારીના બાહુઓ થયા. (૧૪) ચંદ્ર સંબંધી તેજવડે આ નારીનાં બે સ્તનો થયાં. વળી ઇન્દ્રના તેજમાંથી આ નારીનો મધ્ય ભાગ થયો. વરૂણના તેજવડે જંઘા તથા છાતી થયાં. પૃથ્વીના તેજવડે કટિ પ્રદેશ થયો. (૧૫) બ્રહ્માના તેજવડે બે પગો થયા. સૂર્યના તેજવડે પગની આંગળીઓ થઈ. વસુઓના તેજવડે હાથની આંગળીઓ થઈ તથા કુબેરના તેજ-વડે નાસિકા થઈ. (૧૬) तस्यास्तु दंताः संभूताः प्राजापत्येन तेजसा ॥ नयन-

नितयं जज्ञे तथा पावकतेजसा ॥ १७ ॥ भ्रुवौ च संध्ययोस्तेजः श्रवणाव-
निलस्य च ॥ अन्येषां चैव देवानां संभवस्तेजसां शिवा ॥ १८ ॥ ततः समस्त-
देवानां तेजोराशिसमुद्भवाम् ॥ तां विलोक्य मुदं प्रापुरमरा महिषार्दिताः ॥१९॥
અર્થઃ—દક્ષ પ્રજાપતિના તેજવડે આ નારીના દાંતો થયા. વળી અગ્નિના તેજ
વડે આ નારીની ત્રણુ આંખો ઉત્પન્ન થઇ. (૧૭) બે સંધ્યાના તેજરૂપે બે ભ્રુકુટિ
થઇ. વાયુના તેજમાંથી નારીના બે કાનો થયા. વળી બીજા દેવોના તેજનો સમૂહ
સર્વ રીતે મંગળકારક દેવી સ્વરૂપે થયે. (૧૮) હવે સમસ્ત દેવોના તેજસમૂહથી
ઉત્પન્ન થયેલાં આ દેવીને જોઇ, સઘળા દેવો જો કે મહિષવડે પીડા પામેલ
હતા, છતાં તેઓ હર્ષને પામ્યા. (૧૯) તેજસ્વરૂપ મહાલક્ષ્મીને આયુધપ્રાપ્તિઃ—.
शूलं शूलाद्विनिष्कृष्य ददौ तस्यै पिनाकधृक् ॥ चक्रं च दत्तवान् कृष्णः
समुत्पाद्य स्वचक्रतः ॥ २० ॥ शंखं च वरुणः शक्तिं ददौ तस्यै हुताशनः ॥
मारुतो दत्तवांश्चापं बाणपूर्णे तथेषुधी ॥ २१ ॥ वज्रमिन्द्रः समुत्पाद्य कुलि-
शादमराधिपः ॥ ददौ तस्यै सहस्राक्षो घण्टामैरावताद्गजात् ॥२२॥ कालदण्डाद्यमो
दंडं पाशं चांबुपतिर्ददौ ॥ प्रजापतिश्चाक्षमालां ददौ ब्रह्मा कमंडलुम् ॥२३॥ समस्त-
रोमकूपेषु निजरश्मीन् दिवाकरः॥ कालश्च दत्तवान् खड्गं तस्याश्चर्म च निर्मलम् ॥२४॥

શિવે આ દેવીને પોતાના શૂલાયુધ દૈવતમાંથી શકિતને કાઢી લઇ તે શકિત પોતાના શૂલ સમાન બીજા શૂલને વિશે સ્થાપી, તે આયુધ દેવીને આપ્યું. પોતાના ચક્રમાંથી તેજ કાઢી લઈ શ્રી કૃષ્ણે આ દેવીને તેજયુકત ચક્ર આપ્યું. (૨૦) વરૂણે શંખને તથા અગ્નિએ શકિતરૂપ આયુધ આપ્યું. મરૂત્ દેવોએ ચાપ તથા અક્ષય એવા બાણોથી પૂર્ણ ભાથું આપ્યું. (૨૧) દેવોના અધિપતિ સહસ્ર આંખવાળા શચીપતિ ઈન્દ્ર ભગવાને પોતાના વજ્રમાંથી બીજું વજ્ર ખેંચી કાઢી તે દેવીને આપ્યું. તેમણે ઐરાવત હાથીની પાસેથી મહાન્ ઘંટાને કાઢી આ દિવ્યસ્વરૂપ દેવીને આપી. (૨૨) યમદેવતાએ કાળદંડમાંથી દંડને ખેંચી તે દેવીને આપ્યો. વળી વરૂણ દેવતાએ પાશમાંથી પાશને ખેંચી તે દેવીને આપ્યો. પ્રજાપતિ બ્રહ્માએ આ દિવ્ય દેવીને પોતાના જપની માળા તથા કમંડળુ આપ્યાં. (૨૩) સૂર્યે પોતાનાં કીરણોને આ દેવીના સઘળા રોમકૂપોને વિશે મૂકયાં. વળી કાળના અભિમાની દેવે આ દેવીને નિર્મળ ખડ્ગ તથા શરીરના રક્ષણને માટે નિર્મળ ચામડાનું કવચ આપ્યું. (૨૪)

क्षीरोदश्चामलं हारमजरे च तथाम्बरे ॥ चूडामणिं तथा दिव्यं कुंडले कटकानि च ॥२५॥ अर्धचंद्रं तथा शुभ्रं केयूरान् सर्वबाहुषु ॥ नूपुरौ विमलौ तद्वद्ग्रैवेयकमनुत्तमम् ॥ २६ ॥ अंगुलोयक रत्नानि समस्तास्वंगुलोषु च ॥

विश्वकर्मा ददौ तस्यै परशुं चातिनिर्मलम् ॥ २७ ॥ अस्त्राण्यनेकरूपाणि तथाऽभेद्यं च दंशनम् ॥ अम्लानपंकजां मालां शिरस्युरसि चापराम् ॥२८॥
અર્થઃ–દૂધ તથા જળના અધિદેવતાએ નિર્મળ મુક્તાહાર તથા જરાથી રહિત એવાં વસ્ત્રો આપ્યા. વળી વિશ્વકર્માએ મસ્તકને શોભા આપનાર તથા સ્વર્ગમાં થયેલ એવા મુકૂટને, બે કુંડળોને તથા વલયો આપ્યાં. (૨૫) વળી તેમણે દિવ્ય અર્ધ ચંદ્રને તથા સઘળા બાહુઓને વિશે કડાંઓ, પગને વિશે નિર્મળ નુપૂરો તથા ઉત્તમ કંઠનાં આભૂષણો આપ્યાં. (૨૬) વળી તેજ વિશ્વકર્માએ સમસ્ત આંગળીઓને વિશે પહેરવા યોગ્ય આંગળીઓનાં રત્નોને તથા અત્યંત નિર્મળ પરશુ આપ્યાં. (૨૭) તેમણે અનેક પ્રકારવાળાં અસ્ત્રો, ભેદી નહિ શકાય એવું બખતર, નહિ કરમાય એવા કમળની માળા, કે જે મસ્તક તથા છાતીને શોભા આપે એમ હતી તથા જે અત્યંત ઉત્તમ હતી તે આપી. (૨૮) अददज्जलधिस्तस्यै पंकजं चातिशोभनम् ॥ हिमवान् वाहनं सिंहं रत्नानि विविधानि च ॥२९॥ ददावशून्यं सुरया पानपात्रं धनाधिपः ॥ शेषश्च सर्वनागेशो महामणिविभूषितम् ॥३०॥ नागहारं ददौ तस्यै धत्ते यः पृथिविमिमाम् ॥ अन्यैरपि सुरै र्देवी भूषणै रायुधै स्तथा ॥३१॥ संमानिता ननादोच्चैः साट्टहासं मुहुर्मुहुः ॥ तस्यानादेनघोरेण कृत्स्न-

मापूरितं नभः ॥३२॥ અર્થઃ—સમુદ્રે આ દેવીને અત્યંત શોભા આપનાર કમળ આપ્યું. પર્વતરાજ હિમાલયે વાહનરૂપ સિંહ તથા અનેક પ્રકારનાં રત્નો આપ્યાં. (૨૯) કુબેરે સુરાથી ભરપૂર પાનપાત્ર આપ્યું. વળી સર્વ નાગના અધિપતિ શેષ ભગવાને મહામણિવડે અત્યંત શોભાયમાન (૩૦) નાગહાર આપ્યો. શેષ નાગ, કે જે સકળ પૃથ્વીને ધારણ કરનાર છે તેમણે આ હાર આપ્યો. બીજા દેવોએ પણ ભૂષણો તથા આયુધોવડે આ દેવીને શણગાર્યાં. (૩૧) જેવી રીતે મહાન્ હસવું થાય તે રીતે વારંવાર બધાવડે પૂજન કરાયલાં દેવી ઉચ્ચ સ્વરે શબ્દ કરવા લાગ્યાં આ દેવીના ઘોર નાદવડે સઘળું આકાશ પૂર્ણ થઇ ગયું. (૩૨) **દેવીનો પ્રભાવઃ**—

अमायतातिमहता प्रतिशब्दो महानभूत् ॥ चुक्षुभुः सकला लोकाः समुद्राश्च चकम्पिरे ॥ ३३ ॥ चचाल वसुधा चेलुः सकलाश्च महीधराः ॥ जयेति देवाश्च मुदा तामूचुः सिंहवाहिनीम् ॥ ३४ ॥ तुष्टुवुर्मुनयश्चैनां भक्तिनम्रात्ममूर्तयः ॥ दृष्ट्वा समस्तं संक्षुब्धं त्रैलोक्यममरारयः ॥ ३५ ॥ सन्नद्धाखिलसैन्यास्ते समुत्तस्थुरुदायुधाः ॥ आः किमेतदिति क्रोधादाभाष्य महिषासुरः ॥३६॥ અર્થઃ—

આ મહાનાદવડે અપરિમિત મહાન્ પ્રતિધ્વનિ થયો. સર્વ ભુવનો ખળભળી ઉઠયાં વળી સમુદ્રો કંપાયમાન થઇ ગયા. (૩૩) પૃથ્વી પણ આ શબ્દવડે કંપાયમાન

થઇ. વળી સઘળા પર્વતો કંપવા લાગ્યા. સિંહના પર વાહનવાળાં આ ભગવતી દેવીને હર્ષવડે, તમારો જય થાઓ, એમ દેવો કહેવા લાગ્યા. (૩૪) ભકિતવડે નમેલ પોતાના શરીરવાળા મુનિઓ આ દેવીને સંતુષ્ટ કરવા લાગ્યા. સમસ્ત ત્રણે લોક ક્ષોભને પામી ગયું. હવે આવો પ્રકાર જોઇ દેવોના શત્રુઓએ (૩૫) પોતાના સર્વ સૈન્યને તૈયાર કરી દીધું. તેઓ પોતાના આયુધો ઉગામીને ઉભા રહ્યા. અરે ! આ શું છે ? એમ ક્રોધવડે મહિષાસુર કહેવા લાગ્યો. (૩૬)

**મહિષાસુર સાથે યુદ્ધઃ**–अभ्यधावत तं शब्दमशेषैरसुरैर्वृतः ॥ स ददर्श ततो देवीं व्याप्तलोकत्रयीं त्विषा ॥ ३७ ॥ पादाक्रान्त्यानतभुवं किरीटोल्लिखिताम्बराम् ॥ क्षोभिताशेषपातालां धनुर्ज्यानिःस्वनेन ताम् ॥३८॥ दिशो भुजसहस्रेण समन्ताद्व्याप्य संस्थिताम् ॥ ततः प्रववृते युद्धं तया देव्या सुरद्विषाम् ॥३९॥ शस्त्रास्त्रैर्बहुधा मुक्तैरादीपितदिगन्तरम् ॥ महिषासुरसेनानीश्चिक्षुराख्यो महासुरः ॥४०॥

અર્થઃ–સર્વ અસુરોવડે વિંટળાયેલ મહિષાસુર, જે તરફથી આ શબ્દ થયો તે દિશા પ્રતિ ગયો. જેમણે પોતાની કાંતિવડે ત્રણે લોકને વ્યાપ્ત કરેલ છે, એવાં ભગવતી દેવીને આ મહિષાસુર જોવા લાગ્યો. (૩૭) તે મહિષાસુર આ દેવીને પોતાના પગના ચાલવાવડે નમી પડેલ પૃથ્વીવાળાં, પોતાના મુકુટવડે વિભૂષિત આકાશવાળાં

તથા ધનુષની દોરીના ટંકારવડે જેણે ક્ષોભને પમાડેલ છે સર્વ પાતાળ, એવાં દેવી ભગવતીને તે જોવા લાગ્યો. (૩૮) આ દેવીના હજાર હાથવડે દશે દિશા વ્યાપી રહેલ હતી. પછી આ અસુરોનો તે દેવી સાથે મહાન્ સંગ્રામ થયો. (૩૯) ખડ્ગ તથા બાણાદિ અનેક પ્રકારે મહિષાસુરના સેનાપતિ ચિક્ષુર નામના અસુરે ફેંકવા માંડયાં. આથી સઘળી દિશાઓનો મધ્યભાગ અત્યંત પ્રકાશમાન થઈ ઉઠયો. (૪૦)

અન્ય અસુરોનું યુદ્ધઃ–युयुधे चामरश्चान्यैश्चतुरङ्गबलान्वितः ॥ रथानामयुतैः षड्भिरुदग्राख्यो महासुरः ॥ ४१ ॥ अयुध्यतायुतानां च सहस्रेण महाहनुः ॥ पञ्चाशद्भिश्च नियुतैरसिलोमा महासुरः ॥४२॥ अयुतानां शतैः षड्भिर्बाष्कलो युयुधे रणे ॥ गजवाजिसहस्रौघैरनेकैः परिवारितः ॥४३ ॥ वृतो रथानां कोट्या च युद्धे तस्मिन्नयुध्यत ॥ बिडालाख्योऽयुतानां च पञ्चाशद्भिरथायुतैः ॥ ४४ ॥

વળી ચતુરંગિણી સૈન્યથી યુકત ચામર નામનો અસુર યુધ્ધ કરવા લાગ્યો. વળી ઉદગ્ર નામનો મહાન્ દૈત્ય છ હજાર રથોથી યુકત થઈ યુદ્ધમાં આવી ઉભો. (૪૧) મહાહનુ નામનો અસુર દશ હજાર રથથી યુકત થઈ લઢવા તૈયાર થઈ ગયો. વળી અસિલોમા નામે મહાન્ અસુર પચાસ પ્રકારના યુદ્ધના સાધનો સહિત લઢવા માટે તૈયાર થઈ ગયો. (૪૨) સાઠ લાખ રથો સહિત બાષ્કળ નામનો અસુર

રણને વિશે યુદ્ધ કરવા આવ્યો. આ બાષ્કળ અપરિમિત હાથી તથા ઘોડાવડે રક્ષાને પામેલ હતો. (૪૩) એક કરોડ રથ સહિત બાષ્કળ ત્યાં લઢવા લાગ્યો. વળી બિડાલ નામનો અસુર પાંચ લાખ રથો સહિત લઢવા માટે આવ્યો. (૪૪)

युयुधे संयुगे तत्र रथानां परिवारितः ॥ अन्ये च तत्रायुतशोरथनागहयैर्वृताः ॥४५॥ युयुधुःसंयुगेदेव्या सह तत्रमहासुराः ॥ कोटिकोटिसहस्रैस्तु रथानां दन्तिनां तथा ॥ ४६ ॥ हयानां च वृतो युद्धे तत्राभून्महिषासुरः ॥ तोमरैर्भिन्दिपालैश्च शक्तिभिर्मुसलैस्तथा ॥ ४७ ॥ युयुधुः संयुगे देव्या खड्गैःपरशुपट्टिशैः॥ केचिच्च चिक्षिपुः शक्तीः केचित् पाशांस्तथापरे ॥४८॥ અર્થઃ—આ સંગ્રામને વિશે આ બિડાલ અપરિમિત રથથી વીંટળાઇ યુદ્ધ માટે તૈયાર થયો. તે સિવાય બીજા અસુરો પણ હજારો રથો, હાથી તથા ઘોડાઓવડે રક્ષિત થઈ લઢવા માટે આવ્યા. (૪૫) કરોડો રથો તથા હાથીઓ સહ વર્તમાન મહાન્ અસુરો યુધ્ધમાં દેવીની સાથે યુદ્ધ કરવા લાગ્યા. (૪૬) મહિષાસુર યુધ્ધમાં હયોવડે રક્ષિત થયલો હતો. આ મહિષાસુર તોમર, ભિંદિપાલ, શક્તિ તથા મુશળોવડે યુદ્ધ કરવા લાગ્યો. (૪૭) આ સંગ્રામમાં દેવી સાથે ખડ્ગ, પરશુ તથા પટ્ટિશવડે અસુરો યુદ્ધ કરવા લાગ્યા. કેટલાકો શક્તિ ફેંકવા લાગ્યા. વળી કેટલાક પાશોને ફેંકવા લાગ્યા. (૪૮)

देवीं खड्गप्रहारैस्तु ते तां हन्तुं प्रचक्रमुः ॥ सापि देवी ततस्तानि शस्त्राण्यस्त्राणि चण्डिका ॥ ४९ ॥ लीलयैव प्रचिच्छेद निजशस्त्रास्त्रवर्षिणी ॥ अनायस्तानना देवी स्तूयमाना सुरर्षिभिः ॥ ५० ॥ मुमोचासुरदेहेषु शस्त्राण्यस्त्राणि चेश्वरी ॥ सोऽपि क्रुद्धो धुतसटो देव्या वाहनकेसरी ५१॥ અર્થ:—વળી કેટલાક ખડ્ગના પ્રહારવડે દેવીનો નાશ કરવા તૈયાર થયા. ચંડિકા દેવી સઘળા અસુરોનાં શસ્ત્રો તથા અસ્ત્રોનું (૪૯) લીલા માત્રવડે છેદન કરવા લાગ્યાં. દેવર્ષિઓવડે સ્તુતિને કરવામાં આવતાં, મહેનતવડે વિકાર યુકત મુળવાળાં દેવીએ પોતાનાં શસ્ત્રો તથા અસ્ત્રોની વૃષ્ટિ કરવા માંડી. (૫૦) આ ભગવતી ઈશ્વરી દેવીએ અસુરોના દેહપર શસ્ત્રો તથા અસ્ત્રો છોડવા માંડયાં. કંપાયમાન કેસરાવાળો તથા દેવીના વાહનરૂપ સિંહ અત્યંત કોપાયમાન થયો. (૫૧) દેવીમાંથી ગણોની ઉત્પત્તિઃ—चचारासुरसैन्येषु वनेष्विव हुताशनः ॥ निःश्वासान् मुमुचे यांश्च युध्यमाना रणेऽम्बिका ॥५२॥ त एव सद्यस्संभूता गणाः शतसहस्रशः ॥ युयुधुस्ते परशुभिर्भिन्दिपालासिपट्टिशैः ॥ ५३ ॥ नाशयन्तो सुरगणान देवी शक्त्युपबृंहिताः ॥ अवादयन्त पटहान् गणाः शंखांस्तथापरे ॥५४॥ मृदङ्गांश्च तथैवान्ये तस्मिन्युद्धमहोत्सवे ॥ ततो देवी त्रिशूलेन गदया शक्तिऋष्टिभिः ॥५५॥ અર્થ:-જેમ વનોમાં અગ્નિ

લાગે, તેમ અસુરોના સૈન્યમાં તે સિંહ ફરવા લાગ્યો. આ સમયે દેવીના નિઃશ્વાસમાંથી અપરિમિત ગણો ઉત્પન્ન થયા. આ ગણો પરશુ, ભિંદિપાલ, તલવાર તથા પટ્ટિશવડે યુદ્ધ કરવા લાગ્યા. (૫૩) દેવીની શકિતવડે ઉત્સાહયુકત થયેલા આ ગણો અસુરના ગણોનો નાશ કરવા લાગ્યા. કેટલાક ગણો પટહને વગાડવા લાગ્યા તથા કેટલાકો શંખ ફુંકવા લાગ્યા. (૫૪) આ યુદ્ધમહોત્સવમાં બીજા કેટલાક અસુરો મૃદંગોને વગાડવા લાગ્યા. ત્યારબાદ દેવી ત્રિશૂળવડે, ગદાવડે તથા શકિત સમૂહોવડે, (૫૫)

खड्गादिभिश्च शतशो निजधान महासुरान् ।। पातयामास चैवान्यान् घण्टास्वनविमोहितान् ।।५६।। असुरान् भुवि पाशेन बद्ध्वा चान्यानकर्षयत् ।। केचिद्द्विधाकृतास्तीक्ष्णैः खड्गपातैस्तथापरे ।।५७।। विपोथिता निपातेन गदया भुवि शेरते ।। वेमुश्च केचिद्रुधिरं मुसलेन भृशं हताः ।।५८।। केचिन्निपतिता भूमौ भिन्नाः शूलेन वक्षसि ।। निरंतराः शरौघेण कृताः केचिद्रणाजिरे ।।५९।। सेनानुकारिणः प्राणान्मुमुचुस्त्रिदशार्दनाः ।। केषांचिद्बाहवश्छिन्नाश्छिन्नग्रीवास्तथापरे ॥ ६० ॥

અર્થઃ-તેમજ અપરિમિત ખડ્ગ આદિ વડે મહાન્ અસુરોનો નાશ કરવા લાગ્યાં. દેવી ઘંટાના શબ્દવડે મોહ પામેલ અનેક અસુરોનો નાશ કરવા લાગ્યાં. (૫૬) કેટલાક અસુરોને પૃથ્વીપર પાશવડે બાંધી લઇ, તેઓને ખેંચવા લાગ્યાં. વળી તીક્ષ્ણ

એવા ખડ્ગના પાતવડે કેટલાક અસુરોનો નાશ કર્યો. (૫૭) ગદાના આઘાતવડે કેટલાકે પૃથ્વીપર શયન કર્યું. મુશલવડે અત્યંત હણાયલા કેટલાકો લોહી ઓકવા લાગ્યા. (૫૮) ત્રિશૂલ છાતીપર લાગવાથી કેટલાક અસુરોની છાતી ચીરાઈ ગઈ તથા તેઓ પૃથ્વીપર પડયા. કેટલાકો રણના અગ્રભાગવિશે દેવીવડે જોડાયલા અવિછિન્ન બાણોના સમૂહવડે વિંધાયલા હોવાથી, પોતાના પ્રાણોનો ત્યાગ કરવા લાગ્યા. (૫૯) સેનાના અગ્રભાગને વિશે જવાવાળા તથા દેવોને પીડવાવાળા કેટલાક અસુરોએ પોતાના પ્રાણોનો ત્યાગ કર્યો. કેટલાક અસુરોના બાહુઓ છેદાઇ ગયા તથા કેટલાકોની ગ્રીવાઓ છેદાઈ ગઈ. (૬૦) शिरांसि पेतुरन्येषामन्ये मध्ये विदारिताः। विच्छिन्नजङ्घास्त्वपरे पेतुरुर्व्यां महासुराः (६१) एकबाह्वक्षिचरणाः केचिद्देव्या द्विधाकृताः। छिन्नेऽपि चान्ये शिरसि पतिताः पुनरुत्थिताः (६२) कबन्धा युयुधुर्देव्या गृहीतपरमायुधाः। ननृतुश्चापरे तत्र युद्धे तूर्यलयाश्रिताः (६३) कबंधाश्छिन्नशिरसः खड्गशक्त्यृष्टिपाणयः। तिष्ठ तिष्ठेति भाषंतो देवीमन्ये महासुराः ४९
(६४) અર્થઃ-કેટલાકનાં મસ્તકો જમીનપર પડયાં. કેટલાકો મધ્યભાગ વિશે છેદાઈ ગયા. કેટલાકોની જાંગો કપાઇ જવાથી તેઓ પૃથ્વીપર પડી ગયા. (૬૧) એક બાહુ, એક આંખ તથા ચરણવાળા કેટલાકો દેવીવડે બેવડા કરાવાથી ભૂમિપર પડયા.

કેટલાકો મસ્તકને વિશે છેદન પામવાથી પૃથ્વીપર પડવા છતાં પાછા ઉઠી ગયા. (૬૨) ફરી શિરને ધારણ કરનારા તથા ગ્રહણ કરેલ પરમ આયુધવાળા કેટલાકો દેવીસાથે યુદ્ધ કરવા લાગ્યા. આ દેવી તથા દાનવના સંગ્રામમાં કેટલાક અસુરો લયપણાને પામેલ છતાં ફરી મસ્તકને ધારણ કરતા છતા નૃત્ય કરવા લાગ્યા. (૬૩) વાયુરૂપ આશ્રયવાળા, છિન્ન મસ્તકવાળા તથા હાથમાં ખડ્ગ, શકિત તથા ઋષ્ટિવાળા બીજા કેટલાક અસુરો દેવીને અહીં ઉભાં રહો, ઉભાં રહો, એમ કહેવા લાગ્યા. (૬૪)

पातितै रथनागाश्वैरसुरैश्च वसुंधरा । अगम्या साऽभवत्तत्र यत्राभूत् स महारणः (६५) शोणितौघा महानद्यस्सद्यस्तत्र विसुस्रुवुः । मध्ये चासुरसैन्यस्य वारणासुरवाजिनाम् (६६) क्षणेन तन्महासैन्यमसुराणां तथाम्बिका । निन्ये क्षयं यथा वह्निस्तृणदारुमहाचयम् (६७) स च सिंहो महानादमुत्सृजन् धुतकेसरः । शरीरेभ्योऽमरारीणामसूनिव विचिन्वति (६८) देव्या गणैश्च तैस्तत्र कृतं युद्धं तथासुरैः । यथैषां तुष्टुवुर्देवाः पुष्पवृष्टिमुचो दिवि ॥६९॥ मार्कण्डेयपुराणे सावर्णिके मन्वन्तरे देवीमाहात्म्ये महिषासुरसैन्यवधो नाम द्वितीयोऽध्यायः ॥ २ ॥

અર્થઃ—દેવીવડે રથ, હાથી, અશ્વ તથા અસુરોનો નાશ કરવામાં આવ્યો. આ બધાંવડે પૃથ્વી વ્યાપ્ત થવાથી જ્યાં આ મહા સંગ્રામ થયું હતું તે સ્થળ અગમ્ય થઈ

પડયું. (૬૫) યુદ્ધમાં અસુર સૈન્યનો જ્યારે દેવી સાથે સંગ્રામ થયો, તે વેળા હાથીઓના, દૈત્યોના તથા ઘોડાઓના રક્ત સમૂહો એટલા બધા થઇ ગયા કે, ત્યાં અનેક મહા નદીઓ વહેવા માંડી. (૬૬) જે રીતે અગ્નિ તરણાને તથા કાષ્ઠસમૂહને જરાવારમાં બાળી ભસ્મ કરે છે, તે રીતે અસુરોના મહા સૈન્યને અંબિકાએ ક્ષણવારમાં નાશ કરી નાંખ્યું. (૬૭) આ સમયે કંપિત કેસરાવાળા સિંહે મહાન્ નાદ કર્યો. જાણે અસુરોના શરીરોમાંથી પ્રાણોને ખેંચી લેતો હોયની, તે પ્રમાણે તેણે શબ્દ કર્યો. (૬૮) દેવીના ગણોએ આ અસુરો સાથે મહાન્ યુદ્ધ કર્યું. આ સમયે સ્વર્ગને વિષે દેવતાઓ પુષ્પની વૃષ્ટિ કરતા છતાં દેવીની સ્તુતિ કરવા લાગ્યા. (૬૯) માર્કંડેય પુરાણમાં સાવર્ણિક મન્વન્તરમાં દેવી માહાત્મ્યમાં મહિષાસુરના સૈન્યનો વધ, એ નામનો બીજો અધ્યાય. ઉવાચ ૧, તથા શ્લોક ૬૮ આ બે મળી ૬૯ તથા પ્રથમના સાથે મળી ૧૭૩ ની સંખ્યા થાય છે.

અધ્યાય ૩ જો. ચિક્ષુરનું યુદ્ધઃ—ऋषिरुवाच ॥१॥ निहन्यमानं तत्सैन्यमवलोक्य महासुरः ॥ सेनानीश्चिक्षुरः कोपाद्ययौ योद्धुमथांबिकाम् ॥२॥ स देवीं शरवर्षेण ववर्ष समरेऽसुरः ॥ यथा मेरुगिरेः शृंगं तोयवर्षेण तोयदः ॥ ३ ॥ तस्य छित्वा ततो देवी लीलयैव शरोत्करान् ॥ जघान तुरगान्बाणैर्यंतारं चैव

चैव गात्रेषु छिन्नधन्वानमाशुगैः ॥५॥ सच्छिन्नधन्वा विरथो हताश्वो हतसारथिः॥ अभ्यधावत तां देवीं खड्गचर्मधरोऽसुरः ॥ ६ ॥ અર્થઃ-ઋષિ કહેવા લાગ્યા;-(૧) સૈન્યનો આ રીતે નાશ થયેલ જોઈ સેનાપતિ ચિક્ષુર નામે મહા અસુર અંબિકા દેવી સાથે કોપવડે યુદ્ધ કરવા તૈયાર થઇ ગયો. (૨) આ દૈત્યે દેવીના પર બાણોની વૃષ્ટિ કરી. જે રીતે મેઘ જળની વૃષ્ટિવડે મેરુ પર્વતના શિખરને ભીંજવે છે, તે રીતે તે વૃષ્ટિ કરવા લાગ્યો. (૩) આ સમયે દેવીએ તે અસુરના શરસમૂહોને લીલા માત્રવડે કાપી નાંખ્યા. વળી બાણોવડે ઘોડાઓના તેમજ ઘોડાના ગમન કરાવનાર સારથિનો તેમણે નાશ કર્યો. (૪) દેવીએ તીક્ષ્ણ બાણવડે અસુરના ધનુષને તથા અત્યંત ઉન્નત એવી ધ્વજાને છેદી નાંખી. જેના ધનુષનો નાશ કરેલ છે એવો ચિક્ષુર અસુરના શરીરના અવયવો બાણવડે છેદી નાંખ્યા. (૫) ચિક્ષુરના ધનુષનો, રથનો, અશ્વનો તથા સારથિનો દેવીએ નાશ કર્યો. પછી ખડ્ગ તથા ચર્મને ધારણ કરનાર અસુર દેવી ઉપર એકદમ ધસી ગયો. (૬) ચિક્ષુરનું પરાક્રમઃ-सिंहमाहत्य खड्गेन तीक्ष्णधारेण मूर्धनि ॥ आजघान भुजे सव्ये देवीमप्यतिवेगवान् ॥७॥ तस्याः खड्गो भुजं प्राप्य पफाल नृपनंदन ॥ ततो जग्राह शूलं स कोपादरुण-

लोचनः ॥८॥ चिक्षेप च ततस्तत्तु भद्रकाल्यां महासुरः ॥ जाज्वल्यमानं तेजोभी रविबिंबमिवांबरात् ॥९॥ दृष्ट्वा तदापतच्छूलं देवीशूलममुंचत ॥ तच्छूलं शतधा तेन नीतं स च महासुरः ॥१०॥ અર્થ:-તેણે તીક્ષ્ણ ધારવાળા ખડ્ગવડે સિંહના મસ્તકપર પ્રહાર કર્યો. પછી અત્યંત વેગવાળા તેણે દેવીના ડાબા હાથને વિશે પ્રહાર કર્યો. (૭) હે સુરથ રાજા! દેવીની વામ ભુજાને પામ્યા પછી તે ખડ્ગ ચૂર્ણ થઇ ગયું. આ રીતે ખડ્ગ ભાંગી જવાથી કોપવડે રક્ત લોચનવાળા આ અસુરે હાથમાં ત્રિશૂલ લીધું. (૮) મહાસુરે તે ત્રિશૂલ ભદ્રકાલીપર ફેંક્યું. આકાશનું આક્રમણ કરી તેજવડે જાણે રવિમંડળ શોભે, તેમ આ ત્રિશૂલ શોભતું હતું. (૯) આ આવતા ત્રિશૂલને જોઇ દેવીએ પોતાનું ત્રિશૂલ છોડયું. દેવીના ત્રિશૂલવડે અસુરના ત્રિશૂલના સેંકડો કટકા થઇ ગયા. તેમજ તે અસુર પણ નાશને પામ્યો. (૧૦)

ચામરનું પરાક્રમ:-हते तस्मिन्महावीर्ये महिषस्य चमूपतौ ॥ आजगाम गजारूढश्चामरस्त्रिदशार्दनः ॥११॥ सोऽपि शक्तिं मुमोचाथ देव्यास्तामंबिका द्रुतम्॥ हुंकाराभिहतां भूमौ पातयामास निष्प्रभाम् ॥ १२ ॥ भग्नां शक्तिं निपतितां दृष्ट्वा क्रोधसमन्वितः ॥ चिक्षेप चामरः शूलं बाणैस्तदपि सा च्छिनत् ॥१३॥ ततः सिंहः समुत्पत्य गजकुंभांतरे स्थितः ॥ बाहुयुद्धेन युयुधे तेनोच्चैस्त्रिद-

शारिणा ॥१४॥ युध्यमानौ ततस्तौ तु तस्मान्नागान्महीं गतौ ॥ युयुधातेति-संरब्धौ प्रहारैरतिदारुणैः ॥१५॥ અર્થઃ-મહાવીર્યવાન્ મહિષાસુરના સેનાપતિનો નાશ થવા પછી દેવોનો નાશ કરનાર મહાન્ ચામર નામનો અસુર હાથીનાપર સ્વાર થઈ દેવીની સામે લડવા આવ્યો. (૧૧) પછી તે ચામર નામના મહાદૈત્યે દેવીના પર ઘા કરવા માટે શકિત ફેંકી. દેવીએ એક હુંકારો કર્યો, એટલામાં આ શકિત કાંતિથી રહિત થઈ પૃથ્વીપર પડી ગઈ. (૧૨) પોતાની શકિત આ રીતે ભાંગી પડેલી જોઈ, ક્રોધયુકત ચામરે ત્રિશૂલ ફેંકયું. દેવીએ બાણોવડે આ ત્રિશૂલના પણ કટકા કરી નાંખ્યા. (૧૩) આ સમયે દેવીનો સિંહ કૂદી ઉઠયો તથા પોતાનો પંજા હાથીના કુંભસ્થળને વિશે માર્યો. દેવોના શત્રુરૂપ અસુરે બાહુવડે યુધ્ધ કરવા માંડયું. (૧૪) યુધ્ધને કરનારા, હાથીપરથી ઉતરી ભૂમિપર રહેનારા તથા અત્યંત ક્રોધાવિષ્ટ થયેલ સિંહ તથા ચામર એક બીજાનાપર અત્યંત દારૂણ પ્રહાર કરી યુધ્ધ કરવા લાગ્યા. (૧૫) **ચામરાદિનો નાશઃ**-ततो वेगात् खमुत्पत्य निपत्य च मृगारिणा । करप्रहारेण शिरश्चामरस्य पृथक्कृतम्॥१६॥ उदग्रश्चरणे देव्या शिला-वृक्षादिभिर्हतः ॥ दंतमुष्टितलैश्चैव करालश्च निपातितः ॥१७॥ देवी क्रुद्धा गदापातै-श्चूर्णयामास चोद्धतम् ॥ बाष्कलं भिंदिपालेन बाणैस्ताम्रं तथांधकम् ॥१८॥

उग्रास्यमुग्रवीर्यं च तथैव च महाहनुम् ॥ त्रिनेत्रा च त्रिशूलेन जघान परमेश्वरी ॥१९॥ बिडालस्यासिना कायात् पातयामास वै शिरः ॥ दुर्धरं दुर्मुखं चोभौ शरैर्निन्ये यमक्षयम् ॥२०॥ અર્થઃ—પછી દેવીનો સિંહ વેગવડે આકાશને વિશે કૂદ્યો તથા ત્યારબાદ નીચે ભૂમિપર આવી પોતાના પંજાના પ્રહારવડે ચામર દૈત્યના મસ્તકના બે ભાગ કર્યા. (૧૬) યુદ્ધભૂમિને વિશે ઉદગ્ર નામના અસુરનો દેવીએ ત્રિશૂલ તથા વૃક્ષાદિવડે નાશ કર્યો. વળી કરાલ નામના અસુરનો દાંત, મુઠ્ઠી તથા હાથના તળીઆવડે નાશ કર્યો. (૧૭) દેવી અત્યંત ક્રોધાયમાન થયાં તથા તેમણે ગદા ફેંકી, ઉધ્ધત નામના રાક્ષસનો નાશ કર્યો. વળી હાથવડે ફેંકવા યોગ્ય લાકડીવડે બાષ્કલ નામના મહાઅસુરોનો નાશ કર્યો. પછી દેવીએ બાણોવડે તામ્રાસુરનો તથા અંધકાસુરનો નાશ કર્યો. (૧૮) ત્રણ નેત્રવાળાં ભગવતી પરમેશ્વરીએ ત્રિશૂલવડે ઉગ્રાસ્યનો, ઉગ્રવીર્યનો તેમજ મહાનુનો નાશ કર્યો. (૧૯) પછી દેવીએ પોતાની તલવારવડે બિડાલના મસ્તકને તેના શરીરથી જૂદું કરી નાંખ્યું. વળી દેવીએ દુર્ધર તથા દુર્મુખ નામના બે અસુરોને બાણ મારી યમને દ્વાર પહોંચાડયા. (૨૦) **મહિષાસુર પરાક્રમઃ—**



एवं संक्षीयमाणे तु स्वसैन्ये महिषासुरः॥ माहिषेण स्वरूपेण त्रासयामास तान् गणान् ॥२१॥ कांश्चित्तुंडप्रहारेण खुरक्षेपैस्तथापरान् ॥ लांगूलताडितांश्चान्यान्

शृंगाभ्यां च विदारितान् ॥ २२ ॥ वेगेन कांश्चिदपरान्नादेन भ्रमणेन च ॥
निःश्वासपवनेनान्यान्पातयामास भूतले ॥२३॥ निपात्य प्रमथानीकमभ्यधावत
सोऽसुरः ॥ सिंहं हंतुं महादेव्याः कोपं चक्रे ततोऽम्बिका ॥२४॥ सोऽपि कोपा-
न्महावीर्यः खुरक्षुण्णमहीतलः॥ शृंगाभ्यां पर्वतानुच्चांश्चिक्षेप च ननाद च ॥२५॥

અર્થઃ—આ પ્રમાણે જ્યારે પોતાનું સૈન્ય નાશ પામ્યું ત્યારે મહિષાસુર પોતાના મહિષના સ્વરૂપવડે દેવીના ગણોને ભગાડવા લાગ્યો. (૨૧) કેટલાકોનો મુખવડે પ્રહાર કર્યો, ખરીના આઘાતવડે કેટલાકોનો નાશ કર્યો, પુંછડીના પ્રહારવડે કેટલાક ગણોનો તથા કેટલાક ગણોનો શિંગડાવડે મહિષાસુરે નાશ કર્યો (૨૨)મહિષે નાદવડે કેટલાક ગણોને વ્યાકુળ ચિત્તવાળા કરી ભુમિપર નાંખ્યા, કેટલાક ગણોને નિઃશ્વાસના પવનવડે ભુમિપર નાંખ્યા, કેટલાકોને આગળ પાછળ ઘેરીને ભૂમીપર નાંખ્યા તથા કેટલાક ગણોને વેગવડે નીચે પાડયા. (૨૩) આ અસુરે પ્રમથ ગણોનો સંપૂર્ણ રીતે નાશ કરી મહાદેવીના સિંહનો નાશ કરવા તે દોડયો. આ સમયે અંબિકાએ અત્યંત ક્રોધ કર્યો. (૨૪) મહાવીર્યવાળો મહિષાસુર ખરીવડે પૃથ્વીની સપાટીને ખોદતો છતો, કોપવડે ઉચા પર્વતોને દેવીપર ફેંકવા લાગ્યો તથા મોટેથી નાદ કરવા લાગ્યો. (૨૫)

वेगभ्रमणविक्षुण्णा मही तस्य व्यशीर्यत ॥ लांगूलेनाहतश्चाब्धिः प्लावयामास

सर्वतः ॥२६॥ धुतशृंगविभिन्नाश्च खंडं खंडं ययुर्घनाः ॥ श्वासानिलास्ताः शतशो निपेतुर्नभसोऽचलाः ॥२७॥ इति क्रोधसमाध्मातमापतंतं महासुरम् ॥ दृष्ट्वा सा चंडिका कोपं तद्वधाय तदाऽकरोत् ॥ २८ ॥ અર્થઃ-આ અસુરના વેગવડે તથા ભ્રમણવડે પૃથ્વી અત્યંત ખોદાવા લાગી. મહિષની પૂંછડીવડે તાડન પામેલ સમુદ્ર પૃથ્વીને સર્વ સ્થળે જળમય કરવા લાગ્યો. (૨૬) આ મહિષવડે હલાવાયલા શિંગડાવડે મેઘો કટકે કટકાને પામ્યા. આ મહિષના રોષવડે ઉત્પન્ન થયેલ શ્વાસોરૂપી વાયુઓવડે ચૂર્ણ થયેલા પર્વતો આકાશમાંથી નીચે પડવા લાગ્યા. (૨૭) ઉપર પ્રમાણે ક્રોધાગ્નિવડે પ્રજ્વળી ઉઠેલ તથા દેવી તરફ દોડી આવતા મહિષાસુરને જોઈ, તે મહિષનો નાશ કરવા ચંડિકા દેવીએ અત્યંત ક્રોધ કર્યો. (૨૮)

પાશબંધનઃ-सा क्षिप्त्वा तस्य वै पाशं तं बबंध महासुरम् ॥ तत्याज माहिषं रूपं सोऽपि बद्धो महामृधे ॥ २९ ॥ ततः सिंहोऽभवत्सद्यो यावत्तस्याम्बिका शिरः ॥ छिनत्ति तावत् पुरुषः खड्गपाणिरदृश्यत ॥ ३० ॥ तत एवाशु पुरुषं देवी चिच्छेद सायकैः ॥ तं खड्गचर्मणा सार्धं ततः सोऽभून्महागजः ॥ ३१ ॥ અર્થઃ-દેવી ચંડીએ આ મહિષાસુરના વધ કરવા વરુણ પાસેથી મેળવેલ પાશ નામના આયુધને ફેંકી મહિષને બાંધી લીધો. આ પાશના બંધનને નહિ સહન કરનાર

મહિષે પોતાના સ્વરૂપનો ત્યાગ કર્યો. મહિષાસુરે મહિષના સ્વરૂપનો ત્યાગ કરી અન્ય પશુનું સ્વરૂપ ધારણ કર્યું. દેવીના પાશવડે આ મહાન્ યુદ્ધમાં મહિષાસુરનું અન્ય સ્વરૂપ પણ બંધનને પામ્યું. (૨૯) ત્યાર બાદ મહિષ આદિ સ્વરૂપોનો ત્યાગ કરી આ મહા અસુર માયાને જાણનાર હોવાથી જલદી દેવીની સામે યુદ્ધ કરવા સિંહ સ્વરૂપે થયો. અંબિકા દેવી આ માયામય સિંહનું મસ્તક જેટલા સમયમાં છેદી નાંખે, તે સમય પહેલાં આ માયાવી મહાન્ અસુર હાથમાં ખડ્ગવાળા પુરૂષસ્વરૂપે થયો. આ પ્રમાણે દેવીવડે તે જોવામાં આવ્યો. (૩૦) પછી હાથમાં ખડ્ગવાળા પુરૂષને દેવીએ જેવો જોયો કે તુરતજ બાણોવડે ખડ્ગ તથા ચર્મ સહિત આ પુરૂષના કંઠને છેદી નાંખ્યો. પુરૂષના સ્વરૂપમાંથી આ મહા અસુર મહાન્ ગજસ્વરૂપે થયો. (૩૧) દેવીને તાડનઃ—करेण च महासिंहं तं चकर्ष जगर्ज च ॥ कर्षतस्तु करं देवी खड्गेन निरकृंतत ॥३२॥ ततो महासुरो भूयो माहिषं वपुरास्थितः ॥ तथैव क्षोभयामास त्रैलोक्यं सचराचरम् ॥३३॥ ततः क्रुद्धा जगन्माता चण्डिका पानमुत्तमम् ॥ पपौ पुनः पुनश्चैव जहासारुणलोचनः ॥३४॥ ननर्द चासुरः सोऽपि बलवीर्यमदोद्धतः ॥ विषाणाभ्यां च चिक्षेप चण्डिकां प्रति भूधरान् ॥३५॥ અર્થઃ—તે મહાગજે પોતાની સુંઢવડે દેવીના

વાહનરૂપ સિંહને ખેંચવા માંડયો. સિંહને ખેંચનારી સુંઢને પોતાના ખડ્ગવડે દેવીએ છેદી નાંખી. (૩૨) પછી ગજસ્વરૂપનો ત્યાગ કરી આ અસુર પાછો મહિષ સ્વરૂપને ધારણ કરવા લાગ્યો. તે ફરીથી મહિષ સ્વરૂપે થઈ સ્થાવર જંગમરૂપ ત્રણે લોકને ક્ષોભ પમાડવા લાગ્યો. (૩૩) હવે જગતનાં માતારૂપ ચંડિકાદેવી અત્યંત ક્રોધાયમાન થવાથી તેમનાં નેત્રો લાલચોળ થઈ ગયા. તેઓ વારંવાર ઉત્તમ અમૃતનું પાન કરવા લાગ્યાં. (૩૪) શરીરસામર્થ્યવડે, ઉત્સાહવડે તથા હર્ષવડે ઉદ્ધત બની ગયેલ આ મહિષ મહાન્ ગર્જના કરવા લાગ્યો તથા ચંડિકા પ્રતિ પર્વતોને ઉખેડી પોતાના શિંગડાવડે ફેંકવા લાગ્યો. (૩૫) **દેવીનું મધુપાનઃ—**

**सा च तान्प्रहितांस्तेन चूर्णयंती शरोत्करैः ॥ उवाच तं मदोद्धुतमुखरागाकुलाक्षरम् ॥३६॥ देव्युवाच ॥३७॥ गर्ज गर्ज क्षणं मूढ मधु यावत्पिबाम्यहम् ॥ मया त्वयि हतेऽत्रैव गर्जिष्यंत्याशु देवताः ॥३८॥** અર્થઃ—ચંડિકા મહિષાસુરવડે નાંખવામાં આવેલ પર્વતોને બાણો ફેંકી ચૂર્ણ કરવા લાગ્યાં. વળી મદવડે અર્થાત્ મધુના પાનવડે ઉન્મત્ત થયેલ રાગથી અસ્પષ્ટ વર્ણો જેમાં હોય તેવી રીતનાં વચન મહિષાસુરને દેવી કહેવા લાગ્યાં. (૩૬) દેવી બોલ્યાં; (૩૭) અસ્પષ્ટ અક્ષરમાં એ હતું કે, અરે અજ્ઞાની! ક્ષણવાર સૂધી ગર્જના કર. જયાંસૂધી હું મધુનું પાન કરૂં છું ત્યાંસૂધી તું ગર્જના

કર. જ્યારે હું તારો આ ક્ષણે અહીં નાશ કરીશ, તે વેળા દેવો ગર્જના કરશે. (૩૮) **મહિષ વધઃ**- ऋषिरुवाच ॥३९॥ एवमुक्त्वा समुत्पत्य साऽऽरूढा तं महासुरम्॥ पादेनाक्रम्य कंठे च शूलेनैनमताडयत् ॥४०॥ ततः सोपि पदाक्रांतस्तया निज-मुखात्ततः ॥ अर्धनिष्क्रांत एवासौ देव्या वीर्येण संवृतः ॥४१॥ अर्धनिष्क्रांत एवासौ युध्यमानो महासुरः॥ तया महासिना देव्या शिरच्छित्त्वा निपातितः॥४२॥ ઋષિ બોલ્યાઃ-(૩૯) દેવી આ પ્રમાણે કહી કૂદકો મારી મહિષાસુરના પર ચઢી ગયાં. મહિષાસુરના કંઠ પ્રદેશમાં એક પગવડે આક્રમણ કરી તેને ત્રિશૂલવડે માર્યો. (૪૦) જો કે આ મહિષાસુર દેવીથી પગવડે આક્રાન્ત થવા છતાં તથા ત્રિશૂલ વાગવા છતાં પોતાના મુખમાંથી અડધો બહાર નીકળી પડયો. પણ અડધો ભાગ દેવીના પરાક્રમવડે અંદર રહી ગયો. (૪૧) આ મહાન અસુર મહિષ મુખમાંથી અડધો બહાર નીકળેલ છતાં દેવી સાથે યુદ્ધ કરતો હતો. પછી દેવીએ મહાન્ તલવારવડે તેનું મસ્તક છેદી નાંખી તેને નીચે નાંખી દીધો. (૪૨) **દેવોનો હર્ષઃ**-ततो हाहाकृतं सर्वं दैत्यसैन्यं ननाश तत् ॥ प्रहर्षं च परं जग्मुः सकला देवतागणाः ॥४३॥ तुष्टुवुस्तां सुरा देवीं सहदिव्यैर्महर्षिभिः ॥ जगुर्गंधर्वपतयो ननृतुश्चाप्सरोगणाः ॥४४

मार्कण्डेय पुराणे सावर्णिके मन्वन्तरे देवी माहात्म्ये महिषासुर वधोनाम तृतीयोऽध्यायः

આ સમયે દૈત્યનાં સૈન્યમાં હાહાકાર થઇ ગયો તથા આખું સૈન્ય પલાયન કરી ગયું. વળી સઘળા દેવગણો આથી અત્યંત હર્ષને પામ્યા. (૪૩) દિવ્ય મહર્ષિ સહિત ઇન્દ્ર આદિ સઘળા દેવો દેવીની સ્તુતિ કરવા લાગ્યા. હાહા, હૂહૂ આદિ ગંધર્વપતિઓ ગાન કરવા લાગ્યા તથા અપ્સરાઓનો સમૂહ નાચવા લાગ્યો. (૪૪) શ્રી માર્કંડેય પુરાણમાં સાવર્ણિક મન્વન્તરને વિશે મહિષાસુરનો વધ એ નામનો ત્રીજો અધ્યાય. ઉવાચ ૩, શ્લોક ૪૧ એમ બધું મળી ૪૪ તથા પ્રથમથી લઇને ૨૧૭ ની સંખ્યા થાય છે.

**અધ્યાય ૪ થો. શક્ર આદિએ કરેલ સ્તુતિઃ**–ऋषिरुवाच ॥१॥ शक्रादयः सुरगणा निहतेऽतिवीर्ये तस्मिन्दुरात्मनि सुरारिबले च देव्या ॥ तां तुष्टुवुः प्रणतिनम्रशिरोधरांसा वाग्भिः प्रहर्षपुलकोद्गमचारुदेहाः ॥२॥ देव्या यया ततमिदं जगदात्मशक्त्या निःशेषदेवगणशक्तिसमूहमूर्त्या ॥ तामंबिकामखिलदेवमहर्षिपूज्यां भक्त्या नताः स्म विदधातु शुभानि सा नः ॥३॥ પછી સુમેધા નામના ઋષિ સુરથ નામના રાજાને નીચે પ્રમાણે કહેવા લાગ્યાઃ–(૧) જ્યારે ચંડિકાદેવીવડે સંગ્રામમાં અતિ વીર્યવાળા અસુરોના સૈન્યનો તેમજ દુરાત્મા મહિષાસુરનો નાશ થયો ત્યારે નમસ્કારવડે નમેલ ડોકવાળા તથા હર્ષવડે પુલકિત થયેલ રોમાંચથી સુંદર દેહવાળા શક્રઆદિ દેવોના સમૂહો વાણીવડે સ્તુતિ કરવા લાગ્યા. (૨)

સંપૂર્ણ દેવગણોની શકિતના સમૂહરૂપ શરીરોવાળાં આ દેવીવડે સ્વશકિતથી અખિલ જગત્ વ્યાપી રહેલ છે. સઘળા દેવોવડે પૂજ્ય સ્વરૂપ ચંડિકાદેવીને ભકિતવડે અમો નમીએ છીએ. આ દેવી અમારૂં શુભ કરો. (૩) **કોને દેવી લક્ષ્મી સ્વરૂપેઃ-**

**यस्याः प्रभावमतुलं भगवाननन्तो ब्रह्मा हरश्च नहि वक्तुमलं बलं च ॥ सा चण्डिकाखिलजगत्परिपालनाय नाशाय चाशुभभयस्य मतिं करोतु ॥४॥ या श्रीः स्वयं सुकृतिनां भवनेष्वलक्ष्मीः पापात्मनां कृतधियां हृदयेषु बुद्धिः ॥ श्रद्धा सतां कुलजनप्रभवस्य लज्जा तां त्वां नताः स्म परिपालय देवि विश्वम् ॥५॥**

આ દેવીનો અનુપમ પ્રભાવ સંપૂર્ણપણે વર્ણવવા ચાર મુખવાળા બ્રહ્મા, સર્વ ઐશ્વર્ય યુકત અનંત ભગવાન્, વિષ્ણુ તથા મહાદેવ પણ સમર્થ નથી. આ ચંડિકા દેવી અખિલ જગતનું પાલન કરવા તથા દુષ્ટોવડે થતા ભયનો નાશ કરવાવાળી પોતાની બુધ્ધિ કરો. (૪) હે દેવિ ! પુણ્યવાળા મનુષ્યોના ગૃહોને વિશે જે સંપત્તિરૂપે થયાં છે, થાય છે તથા થશે, તેવાં ભગવતી દેવીને અમો નમીએ છીએ. આથી આપ પુણ્યાત્મક આ વિશ્વનું લક્ષ્મી સ્વરૂપે થઈ પાલન કરો. હે દેવિ ! દુષ્ટાત્માઓના ભુવનો વિશે જે અલક્ષ્મીરૂપે થયેલ છે, થશે તથા થાય છે, આવાં પ્રકારનાં દેવીને અમો નમન કરીએ છીએ. આપ આ પાપાત્મક વિશ્વને

પોતે અલક્ષ્મી સ્વરૂપે થઇ પાલન કરો. હે દેવિ ! શાસ્ત્રવડે ઉત્પન્ન થયેલ બુદ્ધિવાળા જ્ઞાનીઓના હૃદયોમાં જે બુદ્ધિ થયેલ છે, થાય છે તથા થશે, તેવાં દેવીને અમો નમસ્કાર કરીએ છીએ. માટે આપ શ્રદ્ધા સ્વરૂપે થઈ સત્ સ્વરૂપ વિશ્વનું પાલન કરો. હે દેવિ ! સજ્જનોના કુળરૂપ લોકના હૃદય વિશે જેઓ લજ્જારૂપે થાય છે, થાય છે તથા થશે તેવાં દેવીને અમો નમન કરીએ છીએ. આપ સઘળા આચારના સંરક્ષણમાં લજ્જાસ્વરૂપે થઇ સજ્જનોની ઉત્પત્તિવાળા વિશ્વનું પાલન કરો. (૫)

અનિર્વચ્યનીય સ્વરૂપઃ—किं वर्णयाम तव रूपमचिंत्यमेतत्किं चातिवीर्यमसुरक्षयकारि भूरि ॥ किं चाहवेषु चरितानि तवातियानि सर्वेषु देव्यसुरदेवगणादिकेषु ॥६॥ हेतुः समस्तजगतां त्रिगुणापि दोषैर्न ज्ञायसे हरिहरादिभिरप्यपारा॥ सर्वाश्रयाखिलमिदं जगदंशभूतमव्याकृता हि परमा प्रकृतिस्त्वमाद्या ॥७॥

અર્થઃ—હે દેવિ ! સઘળા અસુર તથા દેવગણાદિઓમાં આપનું સ્વરૂપ મનવડે નહિ ચિંતન થઈ શકે એવું છે. આવા પ્રકારનું આપનું મનોહરસ્વરૂપ વાણીવડે અમો કેવી રીતે વર્ણવી શકીએ ? હે દેવિ ! આપનું અસુરોનો નાશ કરનારૂં અત્યંત વીર્ય વાણીવડે અમો કેવી રીતે વર્ણવી શકીએ ! હે દેવિ ! સઘળા દેવો તથા અસુરોના સંગ્રામોમાં આવતાં અદ્‌ભુત ચરિતોને તથા વીર કર્મોને અમો કેવી રીતે વર્ણવી

શકીએ ? કારણ મનવડે કર્મો સ્મરણ કરવા અશક્ય હોવાથી વાણીવડે કેવી રીતે વર્ણવી શકીએ ? (૬) હે દેવિ ! આપ ત્રણ ગુણવાળાં છો. અર્થાત્ સત્વ, રજ તથા તમો ગુણવાળાં છો. સત્વ ગુણવાળાં થઇ આપ વૈષ્ણવી શકિતસ્વરૂપવડે જગતોનું રક્ષણ કરો છો, રજોગુણ સ્વરૂપવાળાં આપ બ્રાહ્મી શકિતસ્વરૂપે થઇ જગતોને સર્જો છો, તમો ગુણ સ્વરૂપવાળાં આપ માહેશ્વરી શકિત સ્વરૂપે થઇ જગતોનો સંહાર કરો છો. આ રીતે આપ ત્રિગુણ સ્વરૂપવાળાં છો. આમ હોવાથી આપ સઘળા જગતના કારણ સ્વરૂપે છો. હે દેવિ ! આપ માયા સ્વરૂપે હોવાથી હરિ, હર આદિ દેવોવડે તત્વથી ઓળખાતાં નથી. હે દેવિ ! આપ અંતથી રહિત છો. હે દેવિ ! આપ સર્વાશ્રયા અર્થાત્ સર્વના આશ્રયરૂપ છો. આ અખિલ જગત્ આપનાજ અંશ સ્વરૂપે છે. આપ અવ્યાકૃત સ્વરૂપે છો. (શ્રુતિમાં કહ્યું છે કે यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसासह—અર્થ:-આત્મા મન તથા વાણીના અવિષય સ્વરૂપે છે. અર્થાત્ આપ વિદ્યાપણાથી પરબ્રહ્મ તત્વ સ્વરૂપે છો.) આથી આપ પરમ અર્થાત્ ઉત્કૃષ્ટ તેજો લક્ષ્મી સ્વરૂપે છો. આપ જગતને વિશે મુખ્ય સ્વરૂપે છો. (આ દેવીને સાંખ્ય મત પ્રમાણે પ્રકૃતિરૂપે, વેદાન્ત મત પ્રમાણે અનિર્વચનીય માયારૂપે, શાબ્દિકો શબ્દ શકિતરૂપે, તાંત્રિકો કર્મનો ઉદ્ભવ થવામાં ફળની ગતિરૂપે, શૈવો શિવ શકિતરૂપે, વૈષ્ણવો વિષ્ણુ માયારૂપે, શાકતવાળા

મહામાયા સ્વરૂપે તથા પૌરાણિકો દેવીરૂપે કહે છે.) (૭) સ્વાહા સ્વરૂપઃ- यस्याः समस्तसुरता समुदीरणेन तृप्तिं प्रयाति सकलेषु मखेषु देवी ॥ स्वाहासि वै पितृगणस्य च तृप्तिहेतुरुच्चार्यसे त्वमत एव जनैः स्वधा च ॥८॥ અર્થઃ- હે દેવિ ! સઘળા યજ્ઞોને વિશે જે સ્વાહાના ઉચ્ચારવડે સમસ્ત દેવગણ તૃપ્તિને પામે છે, તે સ્વાહા સ્વરૂપે આપ છો. વળી આપજ પિતૃ શ્રાદ્ધ કરનારા મનુષ્યો-વડે સ્વધા સ્વરૂપે પિતૃગણની તૃપ્તિના કારણ સ્વરૂપે કહેવાઓ છો. (૮) મુક્તિના કારણરૂપઃ-या मुक्तिहेतुरविचिंत्य महाव्रता त्वमभ्यस्यसे सुनियतेन्द्रियतत्त्वसारैः। मोक्षार्थिभिर्मुनिभिरस्तसमस्तदोषैर्विद्या ऽसि सा भगवती परमा हि देवि ॥९॥ હે દેવિ ! નિશ્ચયપૂર્વક આપ મુકિતના કારણસ્વરૂપે છો. ચિંતન કરવા અશકય મહાન્ ઉપવાસ આદિ પુણ્ય આપવાવાળાં આપ છો. સારા નિયમનવાળા ઇન્દ્રિયરૂપ તત્વસાર-વાળા, મોક્ષની ઇચ્છાવાળા તથા સર્વ દોષથી રહિત મુનિઓવડે આપ વારંવાર ધ્યાન કરાઓ છો. આપ સર્વ પ્રકારના ઐશ્વર્યથી સંપન્ન છો. આપ આત્મસાક્ષાત્કારના સ્વરૂપવાળાં વિદ્યાસ્વરૂપે છો. (૯) ત્રણ વેદનું કારણઃ-शब्दात्मिका सुविमलर्ग्यजुषां निधानमुद्गीथरम्यपदपाठवतां च साम्नाम् ॥ देवी त्रयी भगवती भवभावनाय वार्ता च सर्वजगतां परमार्तिहंत्री ॥१०॥ આપ વર્ણ, પદ તથા વાક્યરૂપ વાણીવાળાં

છે. આપ નિર્મળ ઋક્ તથા યજુષના, તેમજ ઉદ્ગીથવડે રમ્ય પદવાળા પાઠોથી યુક્ત મંત્રોના આશ્રય સ્વરૂપે છે. હે દેવિ! ત્રણ વેદ સ્વરૂપે આપ છે, આપ ષટ્ ઐશ્વર્ય સંપન્નવાળાં, સર્વ જગતરૂપ, સંસારની ઉત્પત્તિ માટે પરમ આશ્રય સ્વરૂપે છે. આપ દુઃખોનો નાશ કરવાવાળાં છે. (૧૦) બુદ્ધિ સ્વરૂપઃ-

मेधाऽसि देवि विदिताखिलशास्त्रसारा दुर्गाऽसि दुर्गभवसागरनौरसंगा ॥
श्रीः कैटभारिहृदयैककृताधिवासा गौरी त्वमेव शशिमौलिकृतप्रतिष्ठा ॥ ११ ॥

આપ બુદ્ધિ સ્વરૂપે છે. આથી આપ અખિલ શાસ્ત્રના સારને જાણવાવાળાં છે. આપ દુઃખવડે પ્રાપ્ત થવાને યોગ્ય છે. દુસ્તર સંસારસાગરને તરવાની નૌકાસ્વરૂપે આપ છે. અખિલ બંધનના કારણનો ત્યાગ કરનારાં આપ છે. વળી વિષ્ણુના વક્ષઃસ્થળને વિશે રહેવાવાળાં લક્ષ્મી સ્વરૂપે આપ છે. મુકૂટ વિશે ચંદ્રવાળા શંભુ-વડે કરાયેલ સ્થિતિવાળાં ઉમા સ્વરૂપે આપ છે. (૧૧) સુંદર સ્વરૂપ યુક્તઃ-

ईषत्सहासममलं परिपूर्णचन्द्रबिम्बानुकारि कनकोत्तमकांतिकान्तम् ॥ अत्यद्भुतं प्रहृतमात्तरुषा तथापि वक्त्रं विलोक्य सहसा महिषासुरेण ॥१२॥ મંદ હસવાવડે આપનું મુખ સુંદર દેખાય છે. તે સંપૂર્ણ ચંદ્રબિંબના સરખું કાન્તિવાળું છે. ઉત્તમ સુવર્ણની કાન્તિ સરખું હોવાથી અત્યંત રમણીય છે. જો કે આપનું મુખ

આવું છે, છતાં ઉત્પન્ન થયેલ કોપવાળા મહિષાસુરે આપના મુખ તરફ જોઈ એકદમ પ્રહાર કર્યો, એ એક અદ્‌ભુત વાત છે. (૧૨) કોપની અલંઘનીયતાઃ- दृष्ट्वा तु देवि कुपितं भृकुटी[redacted]शच्छवि यन्न सद्यः ॥ प्राणान् मुमोच महिषस्तदतीव चित्रं कैर्जीव्यते हि कुपितांतकदर्शनेन ॥१३॥ હે દેવિ! ક્રોધથી ભરપૂર તેમજ ભ્રુકૂટિવડે વિષમ અર્થાત્ ક્રોધવડે લાલ તથા ઉદય પામતા ચંદ્રના સરખા રકત છબીવાળા આપના મુખને જોઈ એકદમ જોતાંની વારમાં મહિષાસુરે પોતાના પ્રાણનો ત્યાગ કર્યો નહિ. આ જે થયું તે અત્યંત વિચિત્ર છે. કારણકે ક્રોધયુકત યમરાજાનાં દર્શન થવા પછી કયો પ્રાણી જીવી શકે? અર્થાત્ કોઈ પણ પ્રાણી નહી. (૧૩) આપ કાળસ્વરૂપઃ-देवि प्रसीद परमा भवती भवाय सद्यो विनाशयसि कोपवती कुलानि ॥ विज्ञातमेतदधुनैव यदस्तमेतन्नीतं बलं सुविपुलं महिषासुरस्य ॥१४॥ હે દેવિ! આપ મારાપર પ્રસન્ન થાઓ. હે દેવિ! આપ ઉત્કૃષ્ટ લક્ષ્મી સ્વરૂપે છો. આપ જો પ્રસન્ન હો છો તો પ્રાણીને તત્કાળ સંપત્તિ યુકત કરો છો. આપ જો અપ્રસન્ન હો છો તો તત્કાળ જગતના કુળનો નાશ કરો છો. હમણાં આપે મહિષાસુરના અત્યંત વિસ્તારવાળા સૈન્યનો નાશ કર્યો, તે આપના કર્મને અમોએ જાણ્યું. (૧૪) અભ્યુદય સંપન્નઃ-ते संमता

जनपदेषु धनानि तेषां तेषां यशांसि न च सीदति धर्मवर्गः ॥ धन्यास्त एव निभृतात्मजभृत्यदारा येषां सदाभ्युदयदा भवती प्रसन्ना ॥१५॥ જેઓનાપર આપ પ્રસન્ન હો છો, તે સજ્જન પુરૂષો પોતાના સ્થાનોને વિશે મેળવેલી પ્રતિષ્ઠાવાળા થાય છે. આપની કૃપાવાળાને ધન પ્રાપ્ત થાય છે. તેઓ કીર્તિથી યુક્ત થાય છે. જેનાપર કૃપા થાય છે તેને સર્વદા અભ્યુદય આપ આપો છો. આપ જેનાપર પ્રસન્ન હો છો તેઓનો બંધુવર્ગ કદીપણ નાશને પામતો નથી. (૧૫) ફળના કારણરૂપઃ- धर्म्याणि देवि सकलानि सदैव कर्माण्यत्यादृतः प्रतिदिनं सुकृती करोति ॥ स्वर्गं प्रयाति च ततो भवतीप्रसादाल्लोकत्रयेऽपि फलदा ननु देवि तेन ॥१६॥ હે દેવિ ! આપની કૃપાવડે પુણ્યવાન્ મનુષ્ય સદાજ અત્યંત આદર યુક્ત થઈ સર્વ પ્રકારનાં ધર્મવડે પ્રાપ્ય બ્રહ્મયજ્ઞાદિ કર્મો કરે છે. આથી તે સ્વર્ગ પ્રતિ જાય છે. તે રીતે ફરી કર્મ કરે છે તથા ફરી સ્વર્ગપ્રતિ જાય છે. આમ હોવાથી હે દેવિ ! સ્વર્ગ તથા ભૂમિ બેઉ લોકને વિશે આપ જ કેવળ ફળને આપવાવાળાં છો. (૧૬) ભયના નાશકરૂપઃ-दुर्गे स्मृता हरसि भीतिमशेषजंतोः स्वस्थैः स्मृता मतिमतीव शुभां ददासि ॥ दारिद्र्यदुःखभयहारिणि का त्वदन्या सर्वोपकारकरणाय सदार्द्रचित्ता ॥१७॥ હે દેવિ ! હે દુર્ગા ! અસ્વસ્થ સર્વ પ્રાણી માત્ર અંત સમયે પણ

આપનું સ્મરણ કરે છે તો તમો તેના ભયનો નાશ કરો છો. ભયથી રહિત એવા પ્રાણીવડે આપનું જો સ્મરણ થાય છે તો ચતુર્વર્ગના સાધનરૂપ અત્યંત શુભ બુદ્ધિ તેને આપો છો. આપ દરિદ્રીના દુઃખના ભયનો નાશ કરનારાં છો. સર્વના પર ઉપકાર કરવા માટે આર્દ્ર ચિત્તવાળાં આપના જેવું બીજું કોઈ નથી. (૧૭) **સુખના કારણરૂપઃ-एभिर्हतैर्जगदुपैति सुखं तथैते कुर्वंतु नाम नरकाय चिराय पापम् ॥ संग्राममृत्युमधिगम्य दिवं प्रयांतु मत्वेति नूनमहितान्विनिहंसि देवि ॥१८॥** હે દેવિ ! આ જગતને પીડા કરવાવાળા મહિષાસુર આદિ દૈત્યો રણસંગ્રામમાં નાશ પામવાથી લોક સુખને પામો. આ રીતે આ ત્રણે લોકને વિશે દ્રોહ કરનારા મહિષાસુર આદિ દૈત્યો નરકને વિશે જઈ લાંબા સમય સુધી પાપને કરો, એમ નહિ માનતાં, સંગ્રામમાં મરણને પામી સ્વર્ગને પામો, એમ ધારી અનુગ્રહ બુદ્ધિવડે આપ આ દૈત્યોનો નાશ કરો છો. (૧૯) **શત્રુપ્રતિ કૃપાદૃષ્ટિઃ-दृष्टैव किं न भवती प्रकरोति भस्म सर्वासुरानरिषु यत्प्रहिणोषि शस्त्रम् ॥ लोकान्प्रयांतु रिपवोऽपि हि शस्त्रपूता इत्थं मतिर्भवति तेष्वहितेषु साध्वी ॥१९॥** હે દેવિ ! સઘળાના પ્રાણોનો નાશ કરવાવાળા અસુરો તરફ ક્રૂર દૃષ્ટિ ફેંકવા માત્રથી તેઓને ભસ્મીભૂત કેમ કરતાં નથી? પણ મહેનત લઈ આપ કેમ નાશ કરો છો ? આનું

કારણ એ છે કે, આપ શત્રુઓવિશે આપના આયુધો ફેંકો છો, તે એટલા માટે કે, શત્રુઓ પણ સંગ્રામમાં શસ્ત્રવડે નાશ પામેલ પાપરૂપી ફળવાળા થઇ, સ્વર્ગાદિને પામો, આ રીતે શત્રુઓને વિશે પણ આપની અનુગ્રહવાળી બુદ્ધિ થાય છે. (૧૯) **દર્શનવડે મોક્ષદાતાઃ**-खड्गप्रभानिकरविस्फुरणैस्तथोग्रैः शूलाग्रकांतिनिवहेन दृशोऽसुराणाम् ॥ यन्नागता विलयमंशुमदिंदुखंडयोग्याननं तव विलोकयतां तदेतत् ॥२०॥ રણમાં આપના ઉગ્ર ખડ્ગના પ્રકાશસમૂહના પસરવાવડે તેમજ ઉગ્ર શૂલાગ્રકાન્તિના સમૂહવડે અસુરોની દૃષ્ટિઓ નાશને નહિ પામવાનું કારણ એ કે, અંશમાન ચંદ્રમાના વિભાગવાળું આપના મુખનું તેઓ દર્શન કરે. (૨૦) **સદ્વૃત્તિનાં પ્રેરકઃ**-दुर्वृत्तवृत्तशमनं तव देवि शीलं रूपं तथैतदविचिंत्यमतुल्यमन्यैः ॥ वीर्यं च हंतृ हृतदेवपराक्रमाणां वैरिष्वपि प्रकटितैव दया त्वयेत्थम् ॥२१॥ હે દેવિ! આપનું સદ્વર્તન દુષ્ટ ચરિત્રવાળા મનુષ્યોના કર્મનો નાશ કરવાવાળું છે. આપનું સ્વરૂપ મનવડે પણ ચિંતન કરવા અશક્ય છે. આપનું પરાક્રમ અસુરોનો નાશ કરવાવાળું છે. આપ આ રીતે શત્રુઓને વિશે પણ દયા પ્રકટ કરો છો. (૨૧) **દેવોના ભયના નાશકઃ**-केनोपमा भवतु तेऽस्य पराक्रमस्य रूपं च शत्रुभयकार्यतिहारि कुत्र ॥ चित्ते कृपा समरनिष्ठुरता च दृष्टा त्वय्येव देवि वरदे भुवनत्रयेऽपि ॥२२॥

त्रैलोक्यमेतदखिलं रिपुनाशनेन त्रातं त्वया समरमूर्धनि तेऽपि हत्वा ॥ नीता दिवं रिपुगणा भयमप्यपास्तमस्माकमुन्मदसुरारिभवं नमस्ते ॥२३॥ હે દેવિ! હે વરદાનને આપવાવાળાં! ત્રણે લોકમાં આપના પરાક્રમની ઉપમા કોઇ સાથે આપી શકાય એમ નથી. આપનું સ્વરૂપ શત્રુને ભય ઉત્પન્ન કરનારૂં તથા અત્યંત મનોહર છે. આપના ચિત્તને વિશે કૃપા રહેલ છે. કેવળ યુદ્ધસંગ્રામમાંજ આપ ક્રૂરપણાથી વર્તો છો. (૨૨) હે દેવિ! આ ત્રણે લોક શત્રુનો નાશ કરી, જે રીતે એકરૂપે હોય તે રીતે આપે રક્ષિત કર્યું. હે દેવિ! આપે યુદ્ધ ભૂમિમાં શત્રુ ગણોનો નાશ કરી તેઓને સ્વર્ગપ્રતિ પહોંચાડયા. આપે અમોને દેવોને મદોન્મત્ત અસુરો તરફથી જે ભય થયો, તેનો નાશ કર્યો. હે સર્વનાં માતા! આપને અમારા નમસ્કાર છે. (૨૩) આયુધાદિવડે રક્ષણદાતાઃ- शूलेन पाहि नो देवि पाहि खड्गेन चाम्बिके ॥ घंटास्वनेन नः पाहि चापज्यानिस्स्वनेन च ॥२४॥ प्राच्यां रक्ष प्रतीच्यां च चण्डिके रक्षदक्षिणे ॥ भ्रामणेनात्मशूलस्य उत्तरस्यां तथेश्वरि ॥ २५ ॥ सौम्यानि यानि रूपाणि त्रैलोक्ये विचरन्ति ते ॥ यानि चात्यंतघोराणि तै रक्षास्मांस्तथा भुवम् ॥२६॥ खड्गशूलगदादीनि यानि चास्त्राणि तेऽम्बिके ॥ करपल्लवसंगीनि तैरस्मात्रक्ष सर्वतः ॥२७॥

હે દેવિ ! હે અંબિકા ! આપ આયુધવડે શત્રુઓ તરફથી અમારૂં રક્ષણ કરો. આપ ઘંટાના નાદવડે શત્રુથી અમારૂં રક્ષણ કરો. વળી ધનુષની દોરીના ટંકારવડે પાપી શત્રુઓથી અમારૂં રક્ષણ કરો. (૨૪) હે ઈશ્વરનાં પત્નિરૂપ ! હે ચંડિકા દેવિ ! આપ ત્રિશુલના ફેરવવાવડે અમો દેવોનું પૂર્વ દિશાને વિશે રક્ષણ કરો. હે દેવિ ! પશ્ચિમ દિશામાં અમારૂં રક્ષણ કરો. દક્ષિણ દિશાને વિશે તેમજ ઉત્તર દિશાને વિશે અમારૂં રક્ષણ કરો. (૨૫) ત્રણે લોકોમાં આપનાં જે કાંઇ સૌમ્ય સ્વરૂપો રહેલાં છે, તેમજ જે કાંઈ ભયંકર આપનાં સ્વરૂપો રહેલ છે, તે સર્વ પ્રકારનાં સ્વરૂપોથી યુકત એવાં તમો તેવાં રૂપોવડે અમારૂં રક્ષણ કરો. (૨૬) હે અંબિકા ! હે દેવિ ! આપના હાથની આંગળીઓની સાથે સંસર્ગવાળાં ખડ્ગ, શૂલ તથા ગદા-આદિ જે કાંઇ ધનુષઆદિ અસ્ત્રો છે, તે સર્વવડે આપનુંજ શરણવાળા અમો દેવોનું આપ સવ પ્રકારે રક્ષણ કરો. (૨૭) દેવીનું દેવો પ્રતિ વચનઃ-ऋषिरुवाच ॥२८॥ एवं स्तुता सुरैर्दिव्यैः कुसुमैर्नंदनोद्भवैः ॥ अर्चिता जगतां धात्री तथागंधानु-लेपनैः ॥२९॥ भक्त्या समस्तैस्त्रिदशैर्दिव्यैर्धूपैः सुधूपिता ॥ प्राह प्रसादसुमुखी समस्तान् प्रणतान् सुरान् ॥ ३० ॥ ઋષિ કહેવા લાગ્યા; (૨૮) ઉપર કહેલ રીતિ પ્રમાણે જગતનું પાલન કરાવાવાળાં દેવીની દેવોવડે સ્તુતિ કરવામાં આવી. ત્યારબાદ

સ્વર્ગમાં થયેલા તથા નંદનવનમાં ઉત્પન્ન થયેલ પુષ્પોવડે તથા ગંધના લેપનવડે ભગવતી દેવીની આરાધના કરવામાં આવી. (૨૯) સઘળા દેવોએ ભક્તિવડે, સ્વર્ગીય ધૂપવડે તથા ગંધઆદિવડે સારી રીતે આરાધન કરાયલાં દેવી પ્રસન્ન મુખવાળાં થઇ, ઇન્દ્રઆદિ દેવોને નીચે પ્રમાણે કહેવા લાગ્યાં. (૩૦) **વરદાન માટે દેવીનો આદેશઃ-** **देव्युवाच ॥ ३१ ॥ व्रियतां त्रिदशाः सर्वे यदस्मत्तोऽभिवांछितम् ॥ ३२ ॥** દેવી બોલ્યાં; (૩૧) હે સઘળા દેવતાઓ! તમારાવડે કરવામાં આવેલ સ્તુતિવડે હું અત્યંત પ્રસન્નતાને પામેલ છું. સઘળા દેવોને મારા પાસેથી જે કાંઇ માગવાની ઇચ્છા હોય તે તમો પ્રાર્થના કરો. હું તે સર્વ વસ્તુ તમોને આપીશ. (૩૨) **આપત્તિ નાશરૂપ વરદાનઃ-देवा ऊचुः ॥३३॥ भगवत्या कृतं सर्वं न किंचिद्-वशिष्यते ॥ यदयं निहतः शत्रुरस्माकं महिषासुरः ॥ ३४ ॥ यदि चापि वरो देयस्त्वयाऽस्माकं महेश्वरि ॥ संस्मृता संस्मृता त्वं नो हिंसेथाः परमापदः ॥३५॥ यश्च मर्त्यः स्तवैरेभिस्त्वां स्तोष्यत्यमलानने ॥ तस्य वित्तर्द्धिविभवैर्धनदारादिसंप-दाम् ॥३६॥ वृद्धयेऽस्मत्प्रसन्ना त्वं भवेथाः सर्वदाम्बिके ॥३७॥** દેવો બોલ્યા; (૩૩) આપ ભગવતી દેવીએ અમારૂં સર્વ પ્રયોજન સિદ્ધ કરેલ છે. હવે અમારૂં કોઇ પણ કાર્ય બાકી રહેલ નથી. કારણ કે અમારા શત્રુ મહિષાસુરનો આપે નાશ કર્યો.

(૩૪) હે મહેશ્વરિ ! આપ ભગવતી દેવીએ, આપના અનુગ્રહવડે જીવવાવાળા દેવોને વરદાન આપવું જોઈએ, એમ વિચારી અમારી માંગણીનો સ્વીકાર કર્યો અને તેથી આપની પાસે અમોએ વરદાનની માંગણી કરી. વળી વારંવાર જ્યારે જ્યારે અમો આપનું ધ્યાન કરીએ, ત્યારે ત્યારે અમારી પરમ આપત્તિનો આપ નાશ કરો. (૩૫) હે પ્રસન્ન મુખ-વાળાં ! (આપનું સેવન કરવાથી આપ અમોને વરદાન આપવાવાળાં છો.) આજ રીતે જે કોઈ મનુષ્ય આપના સંબંધી સ્તોત્રવડે સ્તુતિ કરશે, તે મનુષ્યને વિત્ત, ઋદ્ધિ તથા વિભવ સહિત ધન તથા સ્ત્રીઆદિની, (૩૬) વૃદ્ધિને માટે, હે અંબિકા ! સર્વદા અમારાપર અનુકૂળ થઈ, આપ કરશો. (૩૭) **દેવીએ આપેલ વરદાનઃ-** **ऋषिरुवाच ॥३८॥**

**इति प्रसादिता देवैर्जगतोर्थे तथात्मनः । तथेत्युक्त्वा भद्रकाली बभूवांतर्हिता नृप ॥३९**

ઋષિ બોલ્યા; (૩૮) હે નૃપ ! હે સુરથ ! આ રીતે દેવોવડે જગતને માટે અર્થાત્ ત્રણે લોકના રક્ષણરૂપ પ્રયોજન માટે સ્તુતિ કરાયલાં, તેમજ દેવોના કાર્ય માટે પ્રસન્ન મુખવાળાં થયેલ ભદ્રકાલી કહેવા લાગ્યાં કે, હે દેવો ! તમો કહો છો તેમ થશે. આ પ્રમાણે કહી દેવી ત્યાંથી અંતર્ધાન થઈ ગયાં. (૩૯) **સરસ્વતીરૂપે શુંભાદિ નાશઃ-**

**इत्येतत्कथितं भूप संभूता सा यथा पुरा ॥ देवी देवशरीरेभ्यो जगत्त्रयहितैषिणी ॥४०॥ पुनश्चगौरीदेहात्सा समुद्भूता यथाभवत् ॥ वधाय दुष्टदैत्यानां तथा**

शुंभनिशुंभयोः ॥४१॥ रक्षणाय च लोकानां देवानामुपकारिणी ॥ तच्छृणुष्व मयाख्यातं यथावत्कथयामि ते ॥४२॥ ह्रीं ॐ श्री मार्कण्डेय पुराणे सावर्णिके मन्वंतरे देवीमाहात्म्ये शक्रादिस्तुतिर्नाम चतुर्थोऽध्यायः ॥४॥ હે સુરથ! ત્રણે જગતને હિત કરનારાં દેવી દેવોના શરીરોમાંથી તેજોરૂપે મહિષાસુરના વધ માટે જે રીતે થયાં હતાં, તે સર્વ બાબત મેં તમોને કહી. (૪૦) ગૌરીના દેહમાંથી દુષ્ટ દૈત્યોના વધ માટે તેમજ શુંભ નિશુંભના વધ માટે કેવી રીતે તેઓ પ્રકટ થયાં, (૪૧) વળી લોકનું રક્ષણ કરવા માટે કેવી રીતે દેવોના ઉપકાર કરનારાં દેવી પ્રકટ થયાં, તે સર્વનું મેં તમારી આગળ વર્ણન કર્યું. જે હું તમને કહું છે તે હે રાજા! તમો એકચિત્તથી સાંભળો. (૪૨) માર્કંડેય પુરાણમાં સાવર્ણિક મન્વંતરમાં દેવી માહાત્મ્યમાં શક્રાદિ સ્તુતિ, એ નામનો ચોથો અધ્યાય. ઉવાચ ૫, અર્ધશ્લોક ૨, પૂર્ણશ્લોક ૩૫, તથા બધું મળી ૪૨ તથા પ્રથમથી ગણતાં ૨૫૯ની સંખ્યા થાય છે.

અધ્યાય ૫ મો. સરસ્વતીની સ્તુતિઃ—उत्तमचरितस्य रुद्रऋषिः ॥ महासरस्वती देवता ॥ अनुष्टुप् छंदः ॥ भीमा शक्तिः ॥ भ्रामरी बीजम् ॥ सूर्यस्तत्त्वम् ॥ सामवेदः स्वरूपम् ॥ महासरस्वतीप्रीत्यर्थमुत्तमचरितजपेविनियोगः ॥ ध्यानम् ॥ घंटाशूलहलानि शंखमुसले चक्रं धनुः सायकं हस्ताब्जैर्दधतीं धना-

न्तविलसच्छीतांशुतुल्यप्रभाम् ॥ गौरीदेहसमुद्भवां त्रिनयनामाधारभूतां महापूर्वामत्र सरस्वतीमनुभजे शुंभादिदैत्यार्दिनीम् ॥ ઉત્તમ ચરિતના ઋષિ રૂદ્ર છે, દેવતારૂપે મહાસરસ્વતી છે, છંદ અનુષ્ટુપ્ છે, શક્તિરૂપે ભીમા છે, બીજરૂપે ભ્રામરી છે, તત્વરૂપે સૂર્ય છે, સામવેદ સ્વરૂપરૂપે છે, મહાસરસ્વતીની પ્રીતિ માટે ઉત્તમ ચરિતના જપને વિશે વિનિયોગ છે. આ દેવીનું ધ્યાન નીચે પ્રમાણે છેઃ–ઘંટા, ત્રિશૂલ, હલ, શંખ, મુસલ, ચક્ર, ધનુષ, બાણ, આ સર્વ વસ્તુઓ હસ્તરૂપી કમલને વિશે તેઓ ધારણ કરનારાં છે, મેઘનો નાશ થવા પછી જેવો પ્રકાશ હોય છે તે રીતે શોભવાવાળાં છે. ચંદ્રમાના કીરણ સમાન તેમની કાંતિ નિર્મળ છે. તેમની ઉત્પત્તિ ગૌરીના દેહમાંથી છે. તેઓ શુંભ આદિ દૈત્યોનો નાશ કરનારાં છે તથા સર્વના કરતાં પ્રથમરૂપે છે. આવાં સરસ્વતી દેવીનું હું ધ્યાન કરૂં છું.

**શુંભ નિશુંભનો પ્રભાવઃ**–ॐ क्लीं ऋषिरुवाच ॥१॥ पुरा शुंभनिशुंभाभ्यामसुराभ्यां शचीपतेः ॥ त्रैलोक्यं यज्ञभागाश्च हृता मदबलाश्रयात् ॥२॥ तावेव सूर्यतां तद्वदधिकारं तथैंदवम् ॥ कौबेरमथ याम्यं च चक्राते वरुणस्य च ॥३॥ तावेव पवनर्द्धिं च चक्रतुर्वह्निकर्म च । ततो देवा विनिर्धूता भ्रष्टराज्याः पराजिताः ॥४

ॐ ક્લીં ઋષિ કહેવા લાગ્યા; (૧) હે રાજન્! પૂર્વ કલ્પને વિશે શુંભ તથા નિશુંભ

નામના દૈત્યોવડે, ગર્વથી યુકત બળના આશ્રયવાળા શચીપતિ ઈન્દ્ર ભગવાન પાસેથી ત્રણ લોક ગ્રહણ કરવામાં આવ્યું. વળી તેઓજ યજ્ઞનો ભાગ ગ્રહણ કરવા લાગ્યા. (૨) આ બે અસુરોએ સૂર્યનો અધિકાર, ચંદ્રનો અધિકાર, કુબેરનો અધિકાર, યમ તથા વરૂણના અધિકારને પણ છીનવી લીધા. (૩) આ અસુરો વાયુના અધિકારને પોતે ભોગવવા લાગ્યા. અગ્નિના વ્યાપારને પણ તેઓ કરવા લાગ્યા. ત્યારબાદ અસુરોવડે પરાજયને પામેલા, ભ્રષ્ટ થયેલ અધિકારવાળા દેવો સ્વર્ગમાંથી દૂર કરવામાં આવ્યા.(૪)

**દેવોનું મહામાયા સમીપ ગમનઃ-** हताधिकारास्त्रिदशास्ताभ्यां सर्वे निराकृताः । महासुराभ्यां तां देवीं संस्मरंत्यपराजिताम् ॥५॥ तयास्माकं वरो दत्तो यथापत्सु स्मृताखिलाः ॥ भवतां नाशयिष्यामि तत्क्षणात्परमापदः ॥६॥ इति कृत्वा मतिं देवा हिमवंतं नगेश्वरम् ॥ जग्मुस्तत्र ततो देवीं विष्णुमायां प्रतुष्टुवुः ॥ ७ ॥

શુંભ તથા નિશુંભવડે નાશને પામેલ અધિકારવાળા તથા હાંકી કાઢવામાં આવેલા દેવો, કોઈથી પણ પરાજયને નહિ પામનારાં એવાં ભગવતી દેવીનું સ્મરણ કરવા લાગ્યા. (૫) પરમ આપત્તિમાં જો તમો મારૂં સ્મરણ કરશો તો હું તમારી સઘળી આપત્તિનો નાશ કરીશ, (૬) આ પ્રમાણે તે દેવીએ અમોને વરદાન આપેલ છે, આ રીતે મનમાં ધારણ કરી, દેવો પર્વતરાજ હિમાલયની સમીપ ગયા. ત્યાં જઈ

વિષ્ણુની મહામાયાને પ્રકર્ષ રીતે સ્તુતિ કરવા લાગ્યા. (૭) **દેવોએ કરેલ સ્તુતિઃ-**

**देवा ऊचुः ॥८॥ नमो देव्यै महादेव्यै शिवायै सततं नमः ॥ नमः प्रकृत्यै भद्रायै नियताः प्रणताः स्म ताम् ॥९॥ रौद्रायै नमो नित्यायै गौर्यै धात्र्यै नमो नमः ॥ ज्योत्स्नायै चेंदुरूपिण्यै सुखायै सततं नमः ॥ १० ॥ कल्याण्यै प्रणतां वृद्ध्यै सिद्ध्यै कूर्म्यै नमो नमः ॥ नैर्ऋत्यै भूभृतां लक्ष्म्यै शर्वाण्यै ते नमो नमः ॥११॥ दुर्गायै दुर्गपारायै सारायै सर्वकारिण्यै । ख्यात्यै तथैव कृष्णायै धूम्रायै सततं नमः**

(૧૨) દેવો બોલ્યા; (૮) દેવી સ્વરૂપ, મહાદેવી સ્વરૂપ તથા શિવરૂપ આપને વારંવાર હું નમસ્કાર કરૂં છું. આપ પ્રકૃતિરૂપે છો, સર્વ પ્રકારના મંગળવાળાં છે. આપને જિતેન્દ્રિય તથા નમ્રીભાવને પામેલ અમો નમસ્કાર કરીએ છીએ. (૯) આપ સંહાર કરનારી શકિતરૂપ રૌદ્રારૂપે છો, દેશ કાલાદિથી અવિછિન્ન સ્વરૂપે હોવાથી નિત્ય સ્વરૂપે છો, આપ ગૌરી સ્વરૂપે છો. સર્વને આપ ધારણ કરો છો, માટે આપ ધાત્રીરૂપે છો. જ્યોતિ સ્વરૂપવાળાં હોવાથી આપ જ્યોત્સના રૂપે કહેવાઓ છો. આનંદને આપવાવાળાં હોવાથી આપ ચંદ્રના સ્વરૂપવાળાં છો. આપ સુખને કરનારાં છો. આપને વારંવાર અમારા નમસ્કાર છે. (૧૦) આપ કલ્યાણને કરનારાં છો, નમન કરનારાઓને વૃદ્ધિ તથા સિદ્ધિ આપનારાં છો. પૃથ્વીને ધારણ કરનાર કૂર્મની

શક્તિરૂપે આપ છો. આપ લક્ષ્મીસ્વરૂપે છો. આપ રાજાઓની રાજ્ય લક્ષ્મી સ્વરૂપે છો. આપ શંભુનાં પત્ની સ્વરૂપે છો. આપને અમારા નમસ્કાર છે. (૧૧) આપ દુઃખે કરી પ્રાપ્ત થવા યોગ્ય છો, મહામાયારૂપ સિન્ધુનો પાર નહિ હોવાથી દુઃખે કરી પ્રાપ્ત થનારા અંતવાળાં છો. આપ સર્વના કારણ સ્વરૂપે છો. આપ વિખ્યાત સ્વરૂપવાળાં છો. આપ કાળરાત્રીરૂપે હોવાથી કૃષ્ણવર્ણવાળાં છો. આપ ધૂમ્રવર્ણ-વાળાં છો. આપને વારંવાર નમસ્કાર છે. (૧૨) **સર્વમાં દેવીનો આવિર્ભાવઃ-**

**अतिसौम्यातिरौद्रायै नतास्तस्यै नमो नमः ॥ नमो जगत्प्रतिष्ठायै देव्यै कृत्यै नमोनमः ॥१३॥ या देवी सर्वभूतेषु विष्णुमायेति शब्दिता ॥ नमस्तस्यै ॥१४॥ नमस्तस्यै ॥१५॥ नमस्तस्यै नमो नमः ॥१६॥ या देवी सर्वभूतेषु चेतनेत्यभिधीयते ॥ नमस्तस्यै ॥१७॥ नमस्तस्यै ॥ १८ ॥ नमस्तस्यै नमो नमः ॥ १९ ॥ या देवी सर्वभूतेषु बुद्धिरूपेण संस्थिता ॥ नमस्तस्यै ॥२०॥ नमस्तस्यै ॥२१॥ नमस्तस्यै नमो नमः ॥२२॥** આપ અત્યંત સૌમ્ય સ્વરૂપવાળાં છો. આપ અત્યંત રૌદ્ર સ્વરૂપવાળાં છો. આપને અમો નમન કરીએ છીએ. પ્રાણી માત્રોના પ્રાણ ધારણ કરવા માટે મૂલાધાર સ્વરૂપે આપ છો. ક્રીડાદિ અનેક ક્રિયાને કરાવનારાં આપને નમસ્કાર. વળી ઉત્પત્તિ આદિ ક્રિયાને કરવાવાળાં આપને નમસ્કાર. (૧૩)

જે દેવી સર્વ ભૂતોમાં ભૂતાત્મિકારૂપે અર્થાત્ અનાત્મ વસ્તુમાં આત્મબુદ્ધિ કરાવનારાં તથા આત્મામાં અનાત્મ બુદ્ધિ કરાવનારાં હોવાથી તેમજ લોકોને મમતાને વશ કરનારાં હોવાથી, આ મહાભગવતી દેવી વિષ્ણુમાયા સ્વરૂપે કહેવાય છે. આવાં ત્રિગુણાત્મક શક્તિવાળાં દેવીને અમારા નમસ્કાર.* (૧૪–૧૬) જે ભગવતી સર્વ પ્રાણીમાત્રોમાં ચિત્તવૃત્તિવિશેષરૂપે કહેવાય છે, તે ત્રિગુણાત્મિકાને નમસ્કાર. (૧૭–૧૯) જે દેવી બુદ્ધિસ્વરૂપે અર્થાત્ સ્વપ્રકાશન જ્ઞાન-સ્વભાવવાળાં કહેવાય છે, તે ત્રિગુણાત્મિક શક્તિને નમસ્કાર. (૨૦–૨૨)

**या देवी सर्वभूतेषु निद्रारूपेण संस्थिता ॥ नमस्तस्यै ॥२३॥ नमस्तस्यै ॥२४॥ नमस्तस्यै नमो नमः ॥२५॥ या देवी सर्वभूतेषु क्षुधारूपेण संस्थिता ॥ नमस्तस्यै ॥२६॥ नमस्तस्यै ॥२७॥ नमस्तस्यै नमो नमः ॥२८॥ या देवी सर्वभूतेषु**

---

* ગુપ્તવતી નામની ટીકાએ નીચે પ્રમાણે પાઠ લીધો છેઃ—या देवी सर्वभूतेषु विष्णुमायेति शब्दिता नमस्तस्यै नमो नमः (૧૪) ફરીથી તેજ પ્રમાણે બે વાર, એટલે ચોવીશ અક્ષરવાળા મંત્રોચ્ચારવડે ત્રણ મંત્રો થાય છે. આ પાઠ ઠીક લાગે છે તથા તે યોગ્ય છે. તેજ પ્રમાણે ચેતનાદિ વિશે પણ જાણી લેવું. જો કે બીજા ટીકાકાર પ્રથમ વીશ અક્ષરનો મંત્ર લેછે તથા બીજા મંત્રના ચાર અક્ષર તથા ત્રીજાના આઠ લે છે. પણ તે ઠીક નથી.

शक्तिरूपेण संस्थिता ।। नमस्तस्यै ॥२९॥ नमस्तस्यै ॥ ३० ॥ नमस्तस्यै नमो नमः ॥३१॥ या देवी सर्वभूतेषु शक्तिरूपेण संस्थिता ।। नमस्तस्यै ।।३२।। नमस्तस्यै (३३) नमस्तस्यै नमो नमः (३४) या देवी सर्वभूतेषु तृष्णारूपेण संस्थिता ।। नमस्तस्यै (३५) नमस्तस्यै (३६) नमस्तस्यै नमो नमः (३७) या देवी सर्वभूतेषु क्षान्तिरूपेण संस्थिता ।। नमस्तस्यै (३८) नमस्तस्यै (३९) नमस्तस्यै नमो नमः (४०) જે દેવી સઘળી ઇન્દ્રિયોનો વ્યાપાર નાશ થવે છતે સુખ શક્તિસ્વરૂપે અર્થાત્ નિદ્રાસ્વરૂપે છે, તેને નમસ્કાર. (૨૩–૨૫) જે દેવી ભક્ષણુવડે પ્રાણીઓને સુખ ઉપજાવનારાં હોવાથી ક્ષુધા શક્તિરૂપે કહેવાય છે, તેને નમસ્કાર છે. (૨૬–૨૮) જે દેવી સર્વભુતોમાં પ્રતિબિંબ સ્વરૂપે રહેલાં છે તે દેવીને અમારા નમસ્કાર છે. (૨૯–૩૧) જે દેવી સઘળા ભૂતોમાં સામર્થ્યરૂપે કરી રહેલાં છે, તે દેવીને અમારા નમસ્કાર છે. (૩૨–૩૪) જે દેવી સર્વ ભૂતોમાં ઉપભોગના કારણરૂપ ઇચ્છા શક્તિરૂપે અર્થાત્ તૃષ્ણારૂપે રહેલાં છે, તે દેવીને અમારા નમસ્કાર. (૩૫–૩૭) જે દેવી સર્વ ભૂતોમાં ક્ષાન્તિરૂપે અર્થાત્ શત્રુવડે કરેલ અપકાર પ્રતિ દોષ દૃષ્ટિ નહિ જોનાર શક્તિરૂપે કહેવાય છે, તે દેવીને નમસ્કાર. (૩૮–૪૦) या देवी सर्वभूतेषु जातिरूपेण संस्थिता ॥ नमस्तस्यै ॥४१॥ नमस्तस्यै ॥४२॥

नमस्तस्यै नमो नमः ॥ ४३ ॥ या देवी सर्वभूतेषु लज्जारूपेण संस्थिता ॥ नमस्तस्यै ॥ ४४ ॥ नमस्तस्यै ॥ ४५ ॥ नमस्तस्यै नमो नमः ॥ ४६ ॥ या देवी सर्वभूतेषु शान्तिरूपेण संस्थिता ॥ नमस्तस्यै ॥४७॥ नमस्तस्यै ॥४८॥ नमस्तस्यै नमो नमः ॥४९॥ या देवी सर्वभूतेषु श्रद्धारूपेण संस्थिता ॥ नमस्तस्यै ॥५०॥ नमस्तस्यै ॥५१॥ नमस्तस्यै नमो नमः ॥५२॥ या देवी सर्वभूतेषु कान्तिरूपेण संस्थिता ॥ नमस्तस्यै ॥५३॥ नमस्तस्यै ॥५४॥ नमस्तस्यै नमो नमः ॥५५॥ या देवी सर्वभूतेषु लक्ष्मीरूपेण संस्थिता ॥ नमस्तस्यै ॥५६॥ नमस्तस्यै ॥५७॥ नमस्तस्यै नमो नमः ॥५८॥ या देवी सर्वभूतेषु वृत्तिरूपेण संस्थिता ॥ नमस्तस्यै ॥५९॥ नमस्तस्यै ॥६०॥ नमस्तस्यै नमो नमः ॥ ६१ ॥ જે દેવી સર્વ ભૂતોમાં જાતિ શકિતરૂપે કરી રહેલાં છે, તે દેવીને અમારા નમસ્કાર. (૪૧–૪૩) જે દેવી સર્વ પ્રાણીમાત્રોમાં લજ્જા શકિત સ્વરૂપે છે, તે દેવીને નમસ્કાર. (૪૪–૪૬) જે દેવી સર્વ ભૂતોમાં ઈન્દ્રિયોને વિશે વિકારના નાશક સ્વરૂપે અર્થાત્ શાન્તિ સ્વરૂપે છે તે દેવીને અમારા નમસ્કાર છે. (૪૭–૪૯) જે દેવી સર્વ ભૂતોમાં શ્રદ્ધા સ્વરૂપે અર્થાત્ આસ્તિકય બુદ્ધિ સ્વરૂપે રહેલાં છો, તેને અમારા નમસ્કાર છે. (૫૦–૫૨) જે દેવી સર્વ ભૂતોમાં કાંતિસ્વરૂપે અર્થાત જ્યોતિ સ્વરૂપે

કરી રહેલાં છે તેને અમારા નમસ્કાર. (૫૩–૫) જે દેવી સર્વ ભૂતોમાં વિભૂતિ સ્વરૂપે કરી રહેલાં છે તે દેવીને અમારા નમસ્કાર. (૫૬–૮) જે દેવી સર્વભૂતોમાં જીવનોપાય શકિત સ્વરૂપે કરી રહેલાં છે, તે દેવીને નમસ્કાર. (૫૯–૬૧) या देवी सर्वभूतेषु स्मृतिरूपेण संस्थिता ॥ नमस्तस्यै ॥६२॥ नमस्तस्यै ॥६३॥ नमस्तस्यै नमो नमः ॥६४॥ या देवी सर्वभूतेषु दयारूपेण संस्थिता ॥ नमस्तस्यै ॥६५॥ नमस्तस्यै ॥६६॥ नमस्तस्यै नमो नमः ॥६७॥ या देवी सर्वभूतेषु तुष्टिरूपेण संस्थिता ॥ नमस्तस्यै ॥६८॥ नमस्तस्यै ॥६९॥ नमस्तस्यै नमो नमः ॥७०॥ या देवी सर्वभूतेषु मातृरूपेण संस्थिता ॥ नमस्तस्यै ॥७१॥ नमस्तस्यै ॥७२॥ नमस्तस्यै नमो नमः ॥७३॥ या देवी सर्वभूतेषु भ्रान्तिरूपेण संस्थिता ॥ नमस्तस्यै ॥७४॥ नमस्तस्यै ॥७५॥ नमस्तस्यै नमो नमः ॥७६॥ इंद्रियाणामधिष्ठात्री भूतानां चाखिलेषु या ॥ भूतेषु सततं तस्यै व्याप्त्यै देव्यै नमो नमः ॥७७॥ चितिरूपेण या कृत्स्नमेतद्व्याप्य स्थिता जगत् ॥ नमस्तस्यै ॥७८॥ नमस्तस्यै ॥७९॥ नमस्तस्यै नमो नमः ॥८०॥ જે દેવી ધ્યાન શકિતસ્વરૂપ છે તે દેવીને નમસ્કાર છે. (૬૨–૬૪) જે દેવી સર્વભૂતોમાં દયાશકિતરૂપે અર્થાત્ પારકાના દુઃખને પોતાના સમાન જાણવાવાળાં છે તે દેવીને અમારા નમસ્કાર. (૬૫–૬૭) જે દેવી સર્વભૂતોમાં તુષ્ટિ શકિત

સ્વરૂપે અર્થાત્ સમસ્ત વસ્તુઓમાં આકાંક્ષાથી રહિત સ્વરૂપે કહી રહેલાં છે, તેને અમારા નમસ્કાર. (૬૮–૭૦) જે દેવી સર્વ ભુતોમાં માતા સ્વરૂપે અર્થાત્ પ્રકૃતિ સ્વરૂપે કરી રહેલ છે તે દેવીને અમારા નમસ્કાર છે. (૭૧–૩) જે દેવી સર્વ ભુતોમાં ભ્રાન્તિસ્વરૂપે અર્થાત્ ભ્રમાત્મક શકિતસ્વરૂપે રહેલાં છે, તે દેવીને નમસ્કાર. (આ રીતે ચોવીસ પ્રકારે કરી દેવી સર્વ પ્રાણીઓને વિશે રહેલાં છે.) (૭૪–૬) જે દેવી પૃથ્વી આદિ પાંચ ભુતોના આધાર શકિત સ્વરૂપે છે, જે દેવી અખિલ પ્રાણી માત્રોની ઈન્દ્રિયોના આધાર શકિત સ્વરૂપે છે, તે વ્યાપ્ત સ્વરૂપવાળાં દેવીને સર્વદા અમારા નમસ્કાર છે. (૭૭) જે દેવી સંજ્ઞાન સ્વરૂપવડે આ અખિલ જગતને વ્યાપ્ત કરી અવિચળ સ્વરૂપે કરી રહેલ છે તેને અમારા નમસ્કાર છે. (૭૮–૮૦)

**આપત્તિનાં નાશક:**–स्तुता सुरैः पूर्वमभीष्टसंश्रयात्तथा सुरेन्द्रेण दिनेषु सेविता ॥ करोतु सा नः शुभहेतुरीश्वरी शुभानि भद्राण्यभिहन्तु चापदः ॥८१॥ या सांप्रतं चोद्धतदैन्यतापितैरस्माभिरीशा च सुरैर्नमस्यते ॥ या च स्मृता तत्क्षणमेव हन्ति नः सर्वापदो भक्तिविनम्रमूर्तिभिः ॥८२॥ પૂર્વના કલ્પમાં દેવોએ આ પ્રમાણે દેવીની સ્તુતિ કરી, તેમજ ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ થવા માટે સુરેન્દ્ર દરરોજ આ દેવીનો આશ્રય ગ્રહણ કરતા હતા. આ ઈશ્વરી દેવી સર્વ મંગળ વસ્તુના કારણ સ્વરૂપે છે

આ દેવી અમો દેવોને વિઘ્નથી રહિત કરો તથા દેવી અમારી આપત્તિનો નાશ કરો. (૮૧) અમો દેવો હાલ મદોન્મત્ત શુંભાદિ દૈત્યોવડે પીડાને પામેલા છીએ. આ કારણથી અમારાવડે તે દેવીનું સેવન કરવામાં આવે છે. ભક્તિવડે નમ્ર દેહવાળા અમો દેવો જ્યારે આ દેવીનું સ્મરણ કરીએ છીએ ત્યારે તેજ ક્ષણે અમારી સર્વ આપત્તિઓ આ દેવી નાશને પમાડે છે. (૮૨) કૌશિકીનું પ્રાકટ્યઃ-

ऋषिरुवाच ॥८३॥ एवं स्तवादियुक्तानां देवानां तत्र पार्वती ॥ स्नातुमभ्याययौ तोये जाह्नव्या नृपनन्दन ॥८४॥ साऽब्रवीत्तान्सुरान्सुभ्रूर्भवद्भिः स्तूयतेऽत्र का ॥ शरीरकोशतश्चास्याः समुद्भूताऽब्रवीच्छिवा ॥८५॥ स्तोत्रं ममैतत्क्रियते शुंभदैत्य-निराकृतैः ॥ देवैः समस्तैः समरे निशुंभेन पराजितैः ॥८६॥ शरीरकोशाद्यत्तस्याः पार्वत्या निःसृताम्बिका ॥ कौशिकीति समस्तेषु ततो लोकेषु गीयते ॥८७॥

ઋષિ કહેવા લાગ્યા; (૮૩) હે નૃપને વિશે શ્રેષ્ઠ સુરથ રાજા! જ્યારે દેવોએ આ પ્રમાણે સ્તુતિ કરી, તેવામાં હિમાલયનાં પુત્રી પાર્વતી દેવી ગંગા નદીમાં સ્નાન કરવા માટે દેવોના સમક્ષ પ્રકટ થયાં. (૮૪) તે સુંદર ભ્રુકુટિવાળાં પાર્વતી દેવી સ્તુતિ કરવાવાળા દેવોને નીચે પ્રમાણે કહેવા લાગ્યાં; હે દેવો! આ હિમાલય પર્વતપર તમો કોની સ્તુતિ કરો છો? ત્યારબાદ તે પાર્વતી પ્રતિ દેવોએ ઉત્તર

આપવો જોઇએ. પણ તેઓ ઉત્તર આપે, તે પહેલાં આ પાર્વતી દેવીના શરીરમાંથી નિકળી શિવા નામનાં આદ્યા દેવી પાર્વતીને કહેવા લાગ્યાં. (૮૫) યુદ્ધને વિશે નિશુંભવડે પરાજયને પામેલ તથા શુંભ દૈત્યવડે તિરસ્કારને પામેલા સઘળા દેવો-વડે સર્વ તેજ સ્વરૂપ મારી સ્તુતિ કરવામાં આવે છે. (૮૬) આ પાર્વતી દેવીના શરીરરૂપ કોશમાંથી અંબિકા દેવી પ્રકટ થયાં. આથી સર્વ લોકને વિશે તેઓ કૌશિકી એવે નામે પ્રસિદ્ધિને પામ્યાં. (૮૭) કાલિકા પ્રાદુર્ભાવઃ **तस्यां विनिर्गतायां तु कृष्णाभूत्सापि पार्वति ॥ कालिकेति समाख्याता हिमाचलकृताश्रया (८८) ततोम्बिकां परं रूपं बिभ्राणां सुमनोहरम् ॥ ददर्श चण्डो मुण्डश्च भृत्यौ शुंभनिशुंभयोः (८९) ताभ्यां शुंभाय चाख्याता साऽतीव सुमनोहरा ॥ काप्यास्ते स्त्री महाराज भासयन्ती हिमाचलम् (९०)** ભગવતી પાર્વતી પણ પોતાના શરીર-કોશમાંથી આ સર્વ તેજવાળાં ભગવતી કૌશિકી પ્રકટ થવે છતે પોતે કૃષ્ણાસ્વરૂપે થયાં. આથી પાર્વતી કાલિકા એવે નામે પ્રસિદ્ધિને પામ્યાં તથા તેમણે હિમાલય પર્વત પર પોતાનો આશ્રય કર્યો. (૮૮) હવે શુંભ તથા નિશુંભના સેવક ચંડ તથા મુંડ શ્રેષ્ઠ સ્વરૂપને ધારણ કરનારાં તથા અત્યંત મનોહર અંબિકા દેવીને જોવા લાગ્યા. (૮૯) આવા સ્વરૂપવાળાં કાલિકા દેવી સંબંધી તે ચંડ તથા મુંડ દૈત્યોએ પોતાના સ્વામી શુંભને

નીચે પ્રમાણે કહ્યું; હે મહારાજ! હે દૈત્યેશ્વર! આપ સાવધાન થાઓ. અત્યંત મનોહર આ સ્થળે હેમાદ્રિ પર્વતને શોભાવવાવાળાં પાર્વતી દેવી છે. (૯૦) શુંભને ચંડમુંડનો સંદેશો:-नैव तादृक् क्वचिद्रूपं दृष्टं केनचिदुत्तमम् ॥ ज्ञायतां काप्यसौ देवी गृह्यतां चासुरेश्वर (९१) स्त्रीरत्नमतिचार्वङ्गी द्योतयन्ती दिशस्त्विषा ॥ सा तु तिष्ठति दैत्येन्द्र तां भवान् द्रष्टुमर्हति (९२) હે અસુરેશ્વર! ભુવનમાં કોઇપણ મનુષ્યવડે આવું ઉત્તમ સુંદર રૂપ કોઇએ પણ જોયું નથી. આપે તે સ્ત્રીને ઓળખવી જોઇએ. પછી તે સ્ત્રીને આપે ગ્રહણ કરવી જોઇએ. (૯૧) હે દૈત્યોના રાજા શુંભ! અત્યંત સુંદર અંગવાળી આ સ્ત્રીરૂપ રત્ન છે. તે પોતાના તેજવડે દશે દિશાઓને પ્રકાશ આપે છે. આ સ્ત્રી અત્યંત ઉત્કૃષ્ટ છે. આપે આ સ્ત્રીનાં દર્શન કરવાં જોઇએ. (૯૨)

શુંભની સંપત્તિ:-यानि रत्नानि मणयो गजाश्वादीनि वै प्रभो ॥ त्रैलोक्ये तु समस्तानि सांप्रतं भान्ति ते गृहे (९३) ऐरावतः समानीतो गजरत्नं पुरंदरात् ॥ पारिजाततरुश्चायं तथैवोच्चैःश्रवाहयः (९४) विमानं हंससंयुक्तमेतत्तिष्ठति तेऽङ्गणे ॥ रत्नभूतमिहानीतं यदासीद्वेधसोद्भुतम् (९५) निधिरेष महापद्मः समानीतो धनेश्वरात् ॥ किंजल्किनीं ददौ चाब्धिर्मालामम्लानपङ्कजाम् (९६) छत्रं ते वारुणं गेहे काञ्चनस्रावि तिष्ठति ॥ तथाऽयं स्यन्दनवरो यः पुरासीत्प्रजापतेः

(९७) मृत्योरुत्क्रान्तिदा नाम शक्तिरीश त्वया हृता ॥ पाशः सालेलर[illegible]
भ्रातुस्तव परिग्रहे (९८) निशुंभस्याब्धिजाताश्च समस्ता रत्नजातयः ॥ वह्निश्चापि ददौ तुभ्यमग्निशौचे च वाससी (९९) હે ત્રણે લોકના ઈશ્વર! જે કાંઇ ત્રણે લોકમાં ગજ તથા અશ્વઆદિ રત્નો છે, તે સઘળાં રત્નોની સ્થિતિ હાલમાં આપના ગૃહને વિશે છે. (૯૩) જે ઐરાવત નામનો ગજ આપે ઇન્દ્ર પાસેથી આણ્યો છે તે ગજ આપના ગૃહને વિશે છે. જે પારિજાત નામે વૃક્ષ આણવામાં આવેલ છે, તે પણ આપના ગૃહને વિશે છે. વળી ઇન્દ્ર પાસેથી લઈને આપે જે ઉચ્ચૈઃશ્રવ નામનો અશ્વ આણેલ છે, તે પણ આપના ગૃહને વિશે છે. (૯૪) બ્રહ્માનું આશ્ચર્યકારક જે વિમાન છે, તે હંસયુકત તથા રત્નપણાને પામેલ વિમાન અહીં આણેલ છે તથા આપના ગૃહને વિશે છે. (૯૫) કુબેરને જીતી આપે મહાપદ્મ નામનો નિધિ આણેલ છે. વળી સમુદ્રે આપને કેસરાથી યુકત તથા નહિ કરમાયેલ કમળવાળી માળા આપેલી છે. (૯૬) હે પ્રભુ! જે વરુણનું સોનાને ઝરપવાવાળું છત્ર છે, તે રત્ન આપના ગૃહને વિશે છે. પૂર્વના કલ્પમાં પ્રજાપતિ બ્રહ્માનું જે રથરૂપ રત્ન છે, તે પણ આપે આણેલ છે તથા આપને ઘેર છે. (૯૭) યમરાજાની મરણ કાળ વિશે નાશને કરનારી જે શકિત છે, તે શકિતને પણ આપે ગ્રહણ કરેલ છે. હે શુંભ! આપના ભાઈ નિશુંભની

સેવાને વિશે વરુણદેવનું પાશ રહેલ છે. (૯૮) આપના ભાઈ નિશુંભના ગૃહને વિશે સમુદ્રમાંથી થયેલ સઘળાં રત્નસમૂહો રહેલ છે. આપને વૈશ્વાનર નામના અગ્નિ દેવે અગ્નિમાં નાંખવાથી નિર્મળ કરવાવાળાં બે વસ્ત્રો આપેલ છે. (૯૯)

**સુગ્રીવ અંબિકા સમીપ દૂતરૂપેઃ**–एवं दैत्येन्द्र रत्नानि समस्तान्याहृतानि ते ॥ स्त्रीरत्नमेषा कल्याणी त्वया कस्मान्न गृह्यते (१००) ऋषिरुवाच (१) निशम्येति वचः शुंभः स तदा चण्डमुण्डयोः ॥ प्रेषयामास सुग्रीवं दूतं देव्या महासुरम् (२) इति चेति च वक्तव्या सा गत्वा वचनान्मम ॥ यथा चाभ्येति संप्रीत्या तथा कार्यं त्वया लघु (३) स तत्र गत्वा यत्रास्ते शैलोद्देशेतिशोभने ॥ सा देवी तां ततः प्राह श्लक्ष्णं मधुरया गिरा (४) दूत उवाच (५) देवि दैत्येश्वरः शुंभस्त्रैलोक्ये परमेश्वरः ॥ दूतोऽहं प्रेषितस्तेन त्वत्सकाशमिहागतः ॥ ६ ॥

હે દૈત્યેન્દ્ર! ઇન્દ્ર આદિનાં ઐરાવતાદિ સમસ્ત રત્નો આપને ઉપહાર તરીકે મળેલ છે. તેજ પ્રમાણે આ કલ્યાણી સ્ત્રી રૂપી રત્ન છે. આપે આ સ્ત્રીને ગ્રહણ કેમ નહિ કરવી જોઈએ? (૧૦૦) ઋષિ બોલ્યા; (૧૦૧) જ્યારે શુંભે આ પ્રમાણેનું ચંડ તથા મુંડનું વચન સાંભળ્યું ત્યારે દેવીની પાસે પોતાના સુગ્રીવ નામના મહાન્ અસુરને દૂતરૂપે મોકલ્યો. (૧૦૨) તે દૂતને કહ્યું;–હે સુગ્રીવ! મારા હુક-

મથી તું તે સ્ત્રીની પાસે જા તથા તારે તેને સામાદિ ઉપાયવડે સમજાવવી જે રીતે હર્ષ યુક્ત થઈ, જલદી આ સ્ત્રી મારી સમીપ આવે, તે રીતે તારે કરવું (૩) સુગ્રીવ નામનો દૂત જ્યાં આગળ હિમાલય પર્વતપર તે દેવી હતાં ત્યાં તે ગયો તથા અંબિકા દેવીને ઉંચત તથા મધુરવાણીવડે નીચે પ્રમાણે કહેવા લાગ્યો. (૪) દૂત બોલ્યો; (૫) હે દેવી! તમો સાવધાન થાઓ. દૈત્યોના રાજારૂપે એક મહાન્ અસુર છે. આ અસુરનું નામ શુંભ છે. ત્રણે લોકમાં તે ઉત્કૃષ્ટ સ્વામીરૂપે છે. તેમણે મને આપના સમક્ષ દૂતરૂપે મોકલેલ છે, જેથી હું આપની પાસે અહીં આવેલ છું. (૬)

**પત્નીરૂપે અસુરની માંગણી:**–अव्याहताज्ञः सर्वासु यः सदा देवयोनिषु ॥ निर्जिताखिलदैत्यारिः स यदाह शृणुष्व तत् (७) मम त्रैलोक्यमखिलं मम देवा वशानुगाः ॥ यज्ञभागानहं सर्वानुपाश्नामि पृथक् पृथक् (८) त्रैलोक्ये वररत्नानि मम वश्यान्यशेषतः ॥ तथैव गजरत्नं च हृतं देवेन्द्रवाहनम् (९) क्षीरोदमथनोद्भूतमश्वरत्नं ममामरैः ॥ उच्चैःश्रवससंज्ञं तत्प्रणिपत्य समर्पितम् (१०) यानि चान्यानि देवेषु गन्धर्वेषूरगेषु च ॥ रत्नभूतानि भूतानि तानि मय्येव शोभने (११) स्त्रीरत्नभूतां त्वां देवि लोके मन्यामहे वयम् ॥ सा त्वमस्मानुपागच्छ यतो रत्नभुजो वयम् (१२) मां वा ममानुजं वापि निशुंभमुरुविक्रमम् ॥ भज त्वं

सप्त० चञ्चलापाङ्गि रत्नभूतासि वै यतः (१३) परमैश्वर्यमतुलं प्राप्स्यसे मत्परिग्रहात् ॥ अध्या

७० एतद्बुद्ध्या समालोच्य मत्परिग्रहतां व्रज (१४) હે દેવિ ! સઘળા દેવોમાં નહિ નાશને ૬
પામેલ આજ્ઞાવાળા તથા અખિલ દેવોને જિતનાર શુંભે મારી પાસે આપને જે કહેવડા-
વેલ-છે, તે આપ શ્રવણ કરો. (૭) અખિલ ત્રણે લોક મારી માયાને વશ છે. સઘળા
દેવતાઓ અને વશ થઈ રહેલા છે, ઈંદ્ર આદિને જૂદા જૂદા જે યજ્ઞ ભાગો આપવામાં
આવેલ છે તે સઘળાને હું જ ભોગવું છું. (૮) ત્રણે લોકમાં જે કાંઈ શ્રેષ્ઠ રત્નો
છે, તે સઘળાં મારે વશ છે અર્થાત્ તે બધાં મેંજ ગ્રહણ કરેલ છે. દેવેન્દ્રના
વાહનરૂપ ગજરત્નને પણ મેંજ ગ્રહણ કરેલ છે. (૯) ક્ષીર સાગરના મથનથી
નીકળેલો ઉચ્ચૈઃ શ્રવસ નામનો અશ્વ મારાથી ભયને પામી દેવોએ મારા પગને
વિશે મને અર્પણ કરેલ છે. (૧૧૦) દેવોને વિશે, ગંધર્વોને વિશે, અથવા નાગ
લોકને વિશે રત્નરૂપે જે કાંઈ મનોહર સ્ત્રીરૂપો છે, તે સર્વ મારે ત્યાં, હે શોભના!
હે દેવી ! રહેલ છે. (૧૧) હે દેવિ ! આ ભૂલોકને વિશે સ્ત્રી જાતિને વિશે શ્રેષ્ઠ- ૭૦
તાને પામેલ તમોને અમો શુંભઆદિ માનીએ છીએ. અમો રાજાઓ રત્નને ભોગવનારા
છીએ, આથી સ્ત્રીરત્નરૂપ તમો અમારી પાસે આવો. (૧૨) ચંચળ આંખના
ખૂણાવાળાં, અર્થાત્ હે સુંદર આંખવાળાં ! આપ પણ રત્નને વિશે ઉત્કૃષ્ટતાને પામેલ

છો. (૧૩) માટે ઉત્કૃષ્ટ પરાક્રમવાળા મારો અથવા તો મારા નાનાભાઈ નિશુંભના શ્રેષ્ઠ સ્વામીપણાને આપ પામશો. આ પ્રમાણે મેં જે અભિપ્રાય કહેલ છે, તેનો વિચાર કરી મારાં પત્નીપણાને તમો પામો. (૧૪) દેવીપ્રતિજ્ઞાઃ- ऋषिरुवाच (१५) इत्युक्ता सा तदा देवी गम्भीरान्तः स्मिता जगौ ॥ दुर्गा भवती भद्रा ययेदं धार्यते जगत् (१६) देव्युवाच (१७) सत्यमुक्तं त्वया नात्र मिथ्या किंचित्त्वयोदितम् ॥ त्रैलोक्याधिपतिःशुंभो निशुंभश्चापि तादृशः (१८) किं त्वत्र यत्प्रतिज्ञातं मिथ्या तत्क्रियते कथम् ॥ श्रूयतामल्पबुद्धित्वात्प्रतिज्ञा या कृता पुरा (१९) यो मां जयति संग्रामे यो मे दर्पं व्यपोहति ॥ यो मे प्रतिबलो लोके स मे भर्ता भविष्यति (१२०) तदागच्छतु शुंभोऽत्र निशुंभो वा महासुरः ॥ मां जित्वा किं चिरेणात्र पाणिं गृह्णातु मे लघु ॥२१॥ ઋષિ બોલ્યા. (૧૫) જ્યારે દૂતદ્વારા શુંભે આ પ્રમાણે કહેવડાવ્યું ત્યારે ગૂઢ અભિપ્રાયવાળાં તથા દૈત્યોનો નાશ કરવાની ઇચ્છાવાળાં હોવાથી અંદર ખાનેથી હસતાં થકાં તે દૂતને નીચે પ્રમાણે દેવી કહેવા લાગ્યાં. (દુરાત્માએ જે કહાવ્યું તે સાંભળીને તેઓ મનમાં હસવા લાગ્યાં) (૧૬) દેવી બોલ્યાં; (૧૭) હે દૂત ! તારા સ્વામીએ સત્ય કહેલ છે. તેમણે કાંઇ પણ ખોટું કહેલ નથી. શુંભ ત્રણ લોકના સ્વામીરૂપે છે તથા તેજ પ્રમાણે નિશુંભ

પણ છે. (૧૮) છતાં પણ હું દેવીનો વિચાર શુંભ સંબંધી જૂદો છે. મેં જે પૂર્વે પ્રતિજ્ઞા કરેલ છે, તે તારે દૂતે સાંભળવી જોઇએ. હે અલ્પ બુદ્ધિવાળા દૂત! જે મેં પ્રતિજ્ઞા કરેલ છે તેથી મિથ્યારૂપે મારો પતિ કેવી રીતે થાય? (૧૯) યુદ્ધને વિશે જે મને જિતે છે તથા જે મારો દેવીના ગર્વનો નાશ કરે છે, તેમજ જે મારા કરતાં અધિક બળવાળો લોકને વિશે હોય, તે મારા પતિરૂપે થશે. (આ રીતની મારી પૂર્વથી પ્રતિજ્ઞા છે.) (૨૦) મારો પરાજય કરવા માટે મહાન્ અસુર શુંભે અથવા તો નિશુંભે આવવું. અર્થાત્ મારી સાથે તમો સંગ્રામને કરો. મને જિત્યા પછી જલદી મારો હાથ તે ગ્રહણ કરો. (૨૧) **શુંભ પ્રશંસાઃ—**

दूत उवाच (२२) अवलिप्तासि मैवं त्वं देवि ब्रूहि ममाग्रतः ॥ त्रैलोक्ये कः पुमांस्तिष्ठेदग्रे शुंभनिशुंभयोः (२३) अन्येषामपि दैत्यानां सर्वे देवा न वै युधि ॥ तिष्ठन्ति संमुखे देवि किं पुनः स्त्री त्वमेकिका (२४) इन्द्राद्याः सकला देवास्तस्थुर्येषां न संयुगे ॥ शुंभादीनां कथं तेषां स्त्री प्रयास्यसि संमुखम् (२५) सा त्वं गच्छ मयैवोक्ता पार्श्वं शुंभनिशुंभयोः ॥ केशाकर्षणनिर्धूतगौरवा मागमिष्यसि(२६)

દૂત બોલ્યો; (૨૨) હે દેવિ! ગર્વવડે તું વિવેકથી રહિત છો. પણ તું આવી ગર્વવાળી થા નહિ. જે પ્રકારની તેં પ્રતિજ્ઞા કરી છે. તે અભિમાનવાળી પ્રતિજ્ઞા

મારા સમક્ષ બોલ નહિ. કારણકે ત્રણે લોકમાં શુંભ તથા નિશુંભના આગળ યુદ્ધની કામનાવાળો કયો પુરૂષ ઉભો રહી શકે એમ છે ? અર્થાત્ ત્રણે લોકમાં તેના આગળ કોઈ પણ ઉભો રહી શકે એમ નથી. (૨૩) હે દેવિ ! શુંભ તથા નિશુંભ વિનાના બીજો દૈત્યો સમક્ષ સઘળા દેવો યુધ્ધને વિશે ઉભા રહી શકે એમ નથી. તો પછી તમો એકલાં દૈત્યોના આગળ કેવી રીતે ઉભાં રહી શકશો. (૨૪) જે શુંભાદિના સંગ્રામમાં ઇન્દ્રઆદિ સઘળા દેવો ઉભા રહી શકયા નહિ, તે શુંભાદિના સામા તમો અબળા કેવી રીતે ઉભાં રહી શકશો ? (૨૫) પ્રતિજ્ઞા પાલન નહિ થવાને લીધે લજ્જા યુકત થાઓ, છતાં તે લજ્જાનો ત્યાગ કરી હું કહું છું, તે પ્રમાણે તમો શુંભ તથા નિશુંભના સમીપ જાઓ. આ રીતનો મારા સાચો ઉપદેશ આપ માનશો તો કેશના ખેંચવાવડે નાશ પામેલ ગોરવપણાને આપ પામશો નહિ.(૨૬)

સુરેન્દ્રપ્રતિ કહેણઃ–देव्युवाच (२७) एवमेतद्बली शुंभो निशुंभश्चातिवीर्यवान् ॥ किं करोमि प्रतिज्ञा मे यदनालोचिता पुरा (२९) स त्वं गच्छ मयोक्तं ते यदेतत्सर्वमादृतः ॥ तदाचक्ष्वासुरेन्द्राय स च युक्तं करोतु यत् (१२९) मार्कण्डेय पुराणे सावर्णिके मन्वन्तरे देवीमाहात्म्ये देव्या दूतसंवादोनाम पञ्चमोऽध्यायः ॥५॥

ત્યારે દેવી બોલ્યાં, (૨૭) હે દૂત ! તું મને એમ કહે છે કે, શુંભ અતિ બળવાન્

છે તથા નિશુંભ અત્યંત વીર્યવાન છે. એ વાત તો ખરી, પણ હું કેમ કરી શકું ?
જે મેં પ્રતિજ્ઞા કરી છે, તેથી હું ભ્રષ્ટ કેવી રીતે થાઉં? (૨૮) હે દૂત ! તું તારા અધ્યા
૭૨ સ્થાન પ્રતિજ્ઞા ! જે કાંઇ મારી પ્રતિજ્ઞા છે તે સર્વ આદર યુક્ત થઇ અસુરોના ૬
રાજાને જણાવ. ત્યારબાદ શુંભ પોતે જે કાંઈ યુક્ત કે અયુક્ત લાગશે, તે પ્રમાણે
તે કરશે. ઉવાચ ૯, અર્ધશ્લોક ૬૬, પૂરા શ્લોક ૫૪, આ રીતે મળી ૧૨૯ તથા
પ્રથમ અધ્યાયથી ગણતાં ૩૮૮ની સંખ્યા છે. (૨૯) માર્કંડેય પુરાણમાં દેવી તથા
દૂતના સંવાદ વિશે પાંચમો અધ્યાય.

અધ્યાય ૬ ઠ્ઠો. ધૂમ્રલોચનપ્રતિ આજ્ઞાઃ—ऋषिरुवाच (१) इत्याकर्ण्य वचो देव्याः स दूतोऽमर्षपूरितः॥ समाचष्ट समागम्य दैत्यराजाय विस्तरात् (२) तस्य दूतस्य तद्वाक्यमाकर्ण्यासुरराट् ततः॥ सक्रोधः प्राह दैत्यानामधिपं धूम्रलोचनम् (३) हे धूम्रलोचनाशु त्वं स्वसैन्यपरिवारितः॥ तामानय बलाद्दुष्टां केशाकर्षणविह्वलाम् (४) ઋષિ બોલ્યા, (૧) હે સુરથ ! આ પ્રમાણે પૂર્વે કહેલ
દેવીના વચનને સાંભળી ક્રોધથી પૂર્ણ એવો તે દૈત્ય પર્વત પરથી નીચે ઉતરી દૈત્યોના ૭૨
રાજા શુંભને સર્વ બાબત વિસ્તારપૂર્વક કહેવા લાગ્યો. (૨) દૈત્યોના રાજા શુંભ દૂતના
મુખથી વચન સાંભળી ક્રોધ યુક્ત થઇ દૈત્યોના સેનાપતિ ધૂમ્રલોચન નામના.

અસુરને નીચે પ્રમાણે કહેવા લાગ્યો. (૩) હે ધૂમ્રલોચન ! તું પોતાના સૈન્યને લઇ તૈયાર થા. દુષ્ટ સ્વરૂપવાળી તથા કેશ ખેંચવાવડે વિહ્વળ થયેલ તે સ્ત્રીને જલદી બળવડે મારી પાસે લાવ. (આ સ્થળે અધ્યાત્મ રીતે નીચે પ્રમાણે અર્થ થાય છેઃ ક કહેતાં બ્રહ્મા, અ કહેતાં વિષ્ણુ, તથા ઇશ કહેતાં મહેશ્વર, એટલે કેશ શબ્દ થયો. આ કેશવડે જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયને કરવાવાળાં તથા તેવડે વિહ્વળ કહેતાં પ્રેરિત થયેલ, આનયબલાત્ દુષ્ટાં અર્થઃ—અનય-નીતિથી રહિત પુરૂષો, અર્થાત્ શુંભાદિ પુરૂષો, તેનાં બળને પામનારા તે આનયબલાત્ તથા તેવા પુરૂષોને ક્રૂર સ્વરૂપવાળાં. આ રીતે આંતર રીતિવડે દેવીની સ્તુતિ થાય છે.) (૪) દેવીના વધની આજ્ઞાઃ—तत्परित्राणदः कश्चिद्यदि वोत्तिष्ठते परः ॥ स हन्तव्योऽमरो वापि यक्षो गंधर्व एव वा ॥५॥ ऋषिरुवाच ॥६॥ तेनाज्ञप्तस्ततः शुंभ्रं स दैत्यो धूम्रलोचनः ॥ वृतः षष्ट्या सहस्राणामसुराणां द्रुतं ययौ ॥७॥ स दृष्ट्वा तां ततो देवीं तुहिनाचलसंस्थिताम् ॥ जगादोच्चैः प्रयाहीति मूलं शुंभनिशुम्भयोः ॥८॥ હે ધૂમ્રલોચન ! આ દેવીના રક્ષણને આપનાર કોઇ મનુષ્ય હોય, દેવ હોય, યક્ષ હોય અથવા ગંધર્વ હોય તથા જો તે શત્રુરૂપે વર્તતો હોય તો તેનો તારે વધ કરવો. (૫) ઋષિ બોલ્યા, (૬) આ શુંભવડે અનુજ્ઞા પામેલ આ

ધૂમ્રલોચન સાઠ હજાર અસુરોને સાથે લઈ જલદી ત્યાં ગયો. (૭) શુંભના હુકમ પછી આ ધૂમ્રલોચન દૈત્ય હિમાચલને વિશે રહેલ દેવીને જોઇ ઉંચે સ્વરે નીચે પ્રમાણે કહેવા લાગ્યો; હે દેવિ! તમો શુંભ તથા નિશુંભના સમીપ જાઓ. (૮) સિંહનું પરાક્રમઃ—न चेत्प्रीत्याद्य भवती मद्भर्तारमुपैष्यति ॥ ततो बलान्नया-म्येष केशाकर्षणविह्वलाम् ॥९॥ देव्युवाच ॥१०॥ दैत्येश्वरेण प्रहितो बलवान्बल-संवृतः ॥ बलान्नयसि मामेवं ततः किं ते करोम्यहम् ॥११॥ ऋषिरुवाच ॥१२॥ इत्युक्तः सोऽभ्यधावत्तामसुरो धूम्रलोचनः ॥ हुंकारेणैव तं भस्म सा चकाराम्बिका ततः ॥१३॥ अथ क्रुद्धं महासैन्यमसुराणां तथांबिका ॥ ववर्ष सायकैस्तीक्ष्णैस्तथा शक्तिपरश्वधैः ॥१४॥ ततो धुतसटः कोपात्कृत्वा नादं सुभैरवम् ॥ पपातासुर-सेनायां सिंहो देव्याः स्ववाहनः ॥१५॥ कांश्चित्करप्रहारेण दैत्यानास्येन चापरान् ॥ आक्रान्त्या चाधरेणान्यान् स जघान महासुरान् ॥१६॥ केषांचि-त्पाटयामास नखैः कोष्ठानि केसरी ॥ तथा तलप्रहारेण शिरांसि कृतवान्पृथक् ॥१७॥ विच्छिन्नबाहुशिरसः कृतास्तेन तथा परे ॥ पपौ च रुधिरं कोष्ठादन्येषां धुतकेसरः ॥१८॥ क्षणेन तद्बलं सर्वं क्षयं नीतं महात्मना ॥ तेन केसरिणा

देव्या वाहनेनातिकोपिना ॥१९॥ હે દેવિ ! આજે જ તમો સ્નેહયુકત થઇ અર્થાત્ પોતાની મરજીથીજ મારા સ્વામી શુંભની પાસે નહિ જશો તો નહિ જવાના અપરાધને લઈ હું ધૂમ્રલોચન હમણાંજ બળાત્કારથી કેશના ખેંચવાથી વિહ્વળ થયેલ એવાં તમોને મારા સ્વામી પાસે લઇ જઇશ. (૯) દેવી બોલ્યાં; (૧૦) હે ધૂમ્રલોચન ! તું વીર્યવડે યુકત છો. વળી તું સૈન્યથી યુકત છો. તને દૈત્યેશ્વર શુંભે મોકલેલ છે. બળવડે જો તું મને ખેંચીને લઇ જશે તો હું બળથી રહિત શું કરી શકવાની હતી? (૧૧) ઋષિ બોલ્યા; (૧૨) આ પ્રમાણે દેવીએ જ્યારે કહ્યું ત્યારે તે ધૂમ્રલોચન અસુર તે દેવીપતિ વેગવડે દોડયો. આ સમયે અંબિકા દેવીએ તે ધૂમ્રલોચનને ક્રોધરૂપ અગ્નિની જ્વાળાયુકત કેવળ હુંકારો ભણી ભસ્મીભૂત કરી નાંખ્યો. (૧૩) જેવો ધૂમ્રલોચન ભસ્મીભૂત થયો કે, તુરત ક્રોધને પામેલ અસુરોના મહાન્ સૈન્યસમૂહે અંબિકા દેવી પ્રતિ તીક્ષ્ણ બાણો, શકિત સહિત પરશુ તથા બીજાં આયુધોવડે અંબિકા દેવીને ઢાંકી દીધાં. (૧૪) પછી કોપવડે કંપિત થયેલ કેસરાવાળો દેવીના વાહનરૂપ સિંહ અતિશય ગર્જના કરવા લાગ્યો તથા તે અસુરોની સેનાનો નાશ કરવા કૂદી પડયો. (૧૫) અસુરોની સેનાને વિશે કૂદી, આ સિંહે પોતાના પંજાવડે કેટલાક દૈત્યોનો નાશ કર્યો. પછી પોતાના પગનું આક્રમણ કરી બીજા અસુરોનો તેણે નાશ કર્યો. (૧૬) તે સિંહે કેટલાક

દૈત્યોનાં હૃદયનાં આંતરડાંઓને પોતાના નખવડે ખેંચી કાઢયાં. વળી પોતાના હાથના તળિયાંવડે કેટલાક દૈત્યોના શરીરના મસ્તકોને જૂદાં કરી નાંખ્યાં (૧૭) આ સિંહે બીજા મહાન્ અસુરોને વિછિન્ન બાહુ તથા મસ્તકવાળા કર્યા. શૌર્યવાળા તથા કંપિત કેસરાવાળા આ સિંહે બીજા મહાન્ અસુરોની છાતીને ચીરી નાંખી તથા તેઓના રૂધિરનું પાન કરવા લાગ્યો. (૧૮) કેસરા યુકત, દેવીના વાહનરૂપ, અત્યંત કોપવાળા તથા અત્યંત બળવાળા તે સિંહે એક ક્ષણની અંદર ધૂમ્રલોચનના આખા સૈન્યનો નાશ કર્યો. (૧૯) સિંહવધની આજ્ઞાઃ—श्रुत्वा तमसुरं देव्या निहतं धूम्रलोचनम् ॥ बलं च क्षयितं कृत्स्नं देवी केसरिणा ततः ॥ २० ॥ चुकोप दैत्याधिपतिः शुंभः प्रस्फुरिताधरः ॥ आज्ञापयामास च तौ चण्डमुण्डौ महासुरौ ॥२१॥ हे चण्ड हे मुण्ड बलैर्बहुभिः परिवारितौ ॥ तत्र गच्छत गत्वा च सा समानीयतां लघु ॥२२॥ केशेष्वाकृष्य बध्ध्वा वा यदि वः संशयो युधि॥ तदाशेषायुधैः सर्वैरसुरैर्विनिहन्यताम् ॥ २३ ॥ तस्यां हतायां दुष्टायां सिंहे च विनिपातिते ॥ शीघ्रमागम्यतां बध्ध्वा गृहीत्वा तामथाम्बिकाम् ॥२४॥ मार्कण्डेय पुराणे सावर्णिके मन्वन्तरे देवीमाहात्म्ये धूम्रलोचनवधो नाम षष्ठोऽध्यायः ॥६॥ દેવીથી ધૂમ્રલોચનવાળા અસુરનો નાશ થયેલ સાંભળી તેમજ દેવીના સિંહવડે

પોતાનું આખું સૈન્ય નાશને પામેલ જાણી, (૨૦) કંપિત ઓષ્ઠવાળો દૈત્યોનો અધિપતિ શુંભ અત્યંત ક્રોધથી યુક્ત થયો. તે મહાન્ અસુર ચંડ તથા મુંડને આજ્ઞા કરવા લાગ્યો. (૨૧) હે ચંડ! હે મુંડ! તમો બેઉ પુષ્કળ સૈન્યને લઇ દેવીની પાસે જાઓ. ત્યાં જઇને તે દેવીને જલદી અહીં લઇ આવો. (૨૨) હે ચંડ તથા મુંડ! તમો તે દેવીને કેશવડે કાં તો ખેંચીને અથવા તો દોરડીવડે બાંધીને મારી પાસે લાવો. જો કેશ ઘસડીને લાવવામાં અથવા તો બાંધીને લાવવામાં અડચણ આવે તો સંગ્રામમાં તમો સઘળા અસુરોએ આયુધવડે તે દેવીનો નાશ કરવો. (૨૩) તે દેવીનો તમારે નાશ કરવો. તેમજ તેના સિંહનો વધ કરવો. તેમ છતાં જો જીવતી પકડાઇ શકે એમ હોય તો અંબિકાના વાળને પકડી અથવા તેને દોરડીવડે બાંધી અહીં જલદી આવો. (૨૪) માર્કંડેય પુરાણમાં સાવર્ણિક મન્વન્તરમાં દેવી માહાત્મ્ય વિશે ધૂમ્રલોચનના વધ સંબંધી છઠ્ઠો અધ્યાય. ઉવાચ ૪, શ્લોક ૨૦, એમ ૨૪ની સંખ્યા તથા બધું મળી પ્રથમથી ગણતાં ૪૧૨ની સંખ્યા થાય છે.

અધ્યાય ૭ મો. અસુરોનો ઉદ્યમઃ—ऋषिरुवाच ॥१॥ आज्ञप्तास्ते ततो दैत्याश्चण्डमुण्डपुरोगमाः ॥ चतुरङ्गबलोपेता ययुरभ्युद्यतायुधाः ॥२॥ ददृशुस्ते ततो

देवीमीषद्धासां व्यवस्थिताम् ॥ सिंहस्योपरि शैलेन्द्रशृङ्गे महति काञ्चने ॥३॥ ते दृष्ट्वा तां समादातुमुद्यमं चक्रुरुद्यताः ॥ आकृष्टचापासिधरास्तथाऽन्ये तत्समीपगाः॥४

ऋषि બોલ્યા.–(૧) ચંડ તથા મુંડને આગળ કરી શુંભવડે આજ્ઞા પામેલ સઘળા દૈત્યો ચતુરંગિણી સેનાવડે યુક્ત થઈ તથા આયુધને સજ્જ કરી દેવી સમીપ ગયા. (૨) ચંડ આદિ સઘળા દૈત્યો ઉચ્ચ, સુવર્ણયુક્ત હેમાદ્રિના શિખરપર રહેલા સિંહનાપર આરૂઢ થયેલ તથા અલ્પ હસવાવાળાં તે દેવીને જોવા લાગ્યા. (૩) આ દેવીને જોઇને તેઓને ગ્રહણ કરવા ને દૈત્યો ઉદ્યમ કરવા લાગ્યા. ચંડ તથા મુંડની સમીપમા રહેવાવાળા બીજા અસુરો ધનુષને વિશે બાણો ચઢવી તથા ખડ્ગોને ધારણ કરી તે દેવીને પકડવાને આવ્યા. (૪) કાલીનું પ્રાકટ્યઃ—

ततः कोपं चकारोच्चैरम्बिका तानरीन्प्रति ॥ कोपेन चास्या वदनं मषीवर्णमभूत्तदा ॥५॥ भ्रुकुटीकुटिलात्तस्या ललाटफलकाद्द्रुतम् ॥ काली करालवदना विनिष्क्रान्तासिपाशिनी ॥६॥ विचित्रखट्वाङ्गधरा नरमालाविभूषणा ॥ द्वीपिचर्मपरिधाना शुष्कमांसातिभैरवा ॥७॥ अतिविस्तारवदना जिह्वाललनभीषणा ॥ निमग्ना रक्तनयना नादापूरितदिङ्मुखा ॥८॥ सा वेगेनाभिपतिता घातयन्ती महासुरान् ॥ सैन्ये तत्र सुरारीणामभक्षयत तद्बलम् ॥९॥ पार्ष्णिग्राहांकुशग्राहयो-

घघण्टासमन्वितान् ॥ समादायैकहस्तेन मुखे चिक्षेप वारणान् ॥१०॥ तथैव योधं तुरगै रथं सारथिना सह ॥ निक्षिप्य वक्त्रे दशनैश्चर्वयन्त्यतिभैरवम् ॥११॥ एकं जग्राह केशेषु ग्रीवायामथ चापरम् ॥ पादेनाक्रम्य चैवान्यमुरसाऽन्यमपोथयत् १२

અર્થઃ-ત્યારપછી દૈત્યોનો નાશ કરવા માટે અંબિકાદેવીએ તે સામા આવેલ દૈત્યો પ્રતિ અત્યંત કોપ કર્યો. આ સમયે કોપવડે આ દેવીનું મુખ મષીના વર્ણ સમાન કૃષ્ણ થયું. (૫) આ અંબિકાદેવીના આંખોની પાંપણો ચઢાવી દેવાથી વિકાળ તથા વિશાળ કપાળમાંથી એકદમ કાલી નામનાં દેવી પ્રકટ થયાં. આ કાલી દેવીનું મુખ અત્યંત વિકાળ હતું તથા તેમણે હાથમાં તલવાર તથા પાશને ધારણ કરેલ હતાં. (૬) વિચિત્ર ખરીઓને તેઓએ ધારણ કરેલ હતી (અથવા અસુરના હાડપિંજરને તેમણે ધારણ કરેલ હતું). વળી મનુષ્યોના મસ્તકોની માળારૂપ ભૂષણવાળાં તેઓ હતાં. તેમણે વ્યાઘ્રના ચમરૂપી વસ્ત્રને ધારણ કરેલું હતું. વળી હાડકાં તથા ચામડાંવાળાં શરીરયુક્ત તેઓ હોવાથી ઘણાંજ ભયંકર જણાતાં હતાં. (૭) આ કાલી દેવીનું અત્યંત વિસ્તારવાળું મુખ હતું. વળી જીભને ચાટવા માટે હલાવવાથી તેઓ ભયાનક જણાતાં હતાં. તેમની આંખો અત્યંત રાતી હતી. તેમણે નાદવડે દિશાના મધ્યભાગોને પૂરી દીધા હતા. (૮) આવાં કાલી દેવી અત્યંત ઝડપથી સામા આવી ઉભા રહ્યાં. તેઓએ મહાન્ અસુરોનો નાશ કર્યો. વળી

તે સૈન્યને વિશે તેઓ અસુરોના સૈન્યનું ભક્ષણ કરવા લાગ્યાં. (૯) ગજના પાછળના ભાગનું રક્ષણ કરનારા તેમજ અંકુશવડે આગલા ભાગનું રક્ષણ કરવાવાળા યોધાઓ તેમજ ગળાને વિશે બાંધેલ ઘંટા સહિત હાથીઓને એક હાથે પકડી લઇ તેઓ પોતાના મુખને વિશે મૂકવા લાગ્યાં. (૧૦) વળી ઘોડાઓ સહિત યોધાઓને તેમજ સારથિ સહિત રથને પોતાના મુખને વિશે લઈ અત્યંત ભયંકર રીતે તેઓ દાંતોવડે ચાવવા લાગ્યાં. (૧૧) એક અસુરનો નાશ કરવા તેઓ કેશવડે પકડવા લાગ્યાં. તેમજ બીજા અસુરને તેઓ મારવા માટે બોચીમાંથી પકડવા લાગ્યાં. વળી કેટલાક દાનવને પગવડે પકડી તેનો નાશ કરવા લાગ્યાં. વળી કેટલાકને છાતીમાંથી પકડી તેઓનો દેવી નાશ કરવા લાગ્યાં. (૧૨) દેવીનું પરાક્રમઃ-

तैर्मुक्तानि च शस्त्राणि महास्त्राणितथासुरैः॥ मुखेन जग्राहरुषा दशनैर्मथितान्यपि॥१३॥
बलिनां तद्बलं सर्वमसुराणां निपातितम् ॥ ममर्दाभक्षयच्चान्यानन्यांश्चाताडयत्तथा
॥१४॥ असिना निहताः केचित्केचित्खट्वाङ्गताडिताः ॥ जग्मुर्विनाशमसुरा
दन्ताग्राभिहतास्तथा ॥ १५ ॥ क्षणेन तद्बलं सर्वमसुराणां निपातितम् ॥ दृष्ट्वा
चण्डोऽभिदुद्राव तां कालीमतिभीषणाम् ॥ १६ ॥ शरवर्षैर्महाभीमैर्भीमाक्षीं तां
महासुरः ॥ छादयामास चक्रैश्च मुण्डः क्षिप्तैःसहस्रशः ॥१७॥ तानि चक्राण्यनेकानि

विद्यमानानि तन्मुखम् ॥ बभुर्यथाऽर्कबिम्बानि सुबहूनि घनोदरम् ॥१८॥ ततो जहासातिरुषा भीमं भैरवनादिनी॥ काली करालवक्त्रान्तर्दुर्दर्शदशनोज्ज्वला ॥१९॥ उत्थाय च महासिंहं देवी चण्डमधावत ॥ गृहीत्वा चास्य केशेषु शिरस्तेनासिनाऽच्छिनत् ॥२०॥ અર્થઃ-ચંડ તથા મુંડ આદિ અસુરોવડે ફેંકવામાં આવેલ ખડ્ગ આદિ શસ્ત્રો તેમજ બીજાં મહાન્ બાણ આદિ અસ્ત્રોને ક્રોધયુક્ત થઈ મુખવડે તેઓ ગ્રહણ કરવા લાગ્યાં તથા દાંતવડે ચાવી તેના ચૂરેચૂરા તેઓ કરવા લાગ્યાં. (૧૩) આ રીતે મહાન્ શરીરવાળા તથા બળવાળા ચંડ આદિ અસુરોના ચાર પ્રકારના સૈન્યનો તેઓ ચૂરેચૂરો કરવા લાગ્યાં. કેટલાક દૈત્યોનું તેઓ ભક્ષણ કરવા લાગ્યાં તથા કેટલાક દૈત્યોનો તેઓ નાશ કરવા લાગ્યાં. (૧૪) કેટલાકો તલવારના ઘા પડવાથી નાશને પામ્યા, વળી કેટલાકોનો નાશ ખટ્વાંગ નામના આયુધવડે તેઓ કરવા લાગ્યાં. વળી કેટલાક અસુરોના દાંતોના અગ્ર ભાગવડે ચાવી કાલીકાદેવી નાશ કરવા લાગ્યાં. (૧૫) એક ક્ષણવારમાં અસુરોના સઘળા સૈન્યનો તેઓ નાશ કરવા લાગ્યાં. અસુરોનું સૈન્ય આ પ્રમાણે નાશ પામતું જોઈ ચંડ નામનો અસુર એકદમ અત્યંત ભયંકર સ્વરૂપવાળાં કાલીદેવી પ્રતિ દોડી આવ્યો. (૧૬) ચંડ દૈત્ય અત્યંત ભયાનક બાણોની વૃષ્ટિવડે ભયાનક આંખવાળા

દેવીને ઢાંકી દેવા લાગ્યો. વળી મુંડ અસુર હજારો ચક્રો ફેંકી દેવીને ઢાંકી દેવા લાગ્યો. (૧૭) જેવી રીતે સૂર્યનાં અનેક કીરણો મેઘના મધ્ય ભાગને વિશે પ્રવેશ કરી જાય છે, તે પ્રમાણે ચંડવડે નાંખવામાં આવેલ ચક્રો દેવીના મુખને વિશે પ્રવેશ કરવા લાગ્યાં. (૧૮) ભયંકર નાદને કરવાવાળાં કાલીદેવી ક્રોધવડે ભયંકર પ્રકારે અત્યંત હસવા લાગ્યાં. કાલી સ્વરૂપે કૃષ્ણ હતાં. છતાં વિકરાળ મુખના મધ્ય ભાગને વિશે જોવાને અશક્ય એવી દાઢોવડે તેઓ ઉજ્જવલ જણાતાં હતાં. (૧૯) વળી મહાન્ સિંહના પર આરોહણ કરી દેવી ચંડના પ્રતિ દોડયાં. તેમણે ચંડને કેશવડે ગ્રહણ કર્યો તથા પોતાના હાથમાં રહેલ તલવારવડે તે દૈત્યનું મસ્તક કાપી નાંખ્યું. (૨૦) ચંડ મુંડાદિનો વધઃ—अथ मुण्डोऽभ्यधावत्तां दृष्ट्वा चण्डं निपातितम् ॥ तमप्यपातयद्भूमौ सा खड्गाभिहतं रुषा ॥ २१ ॥ हतशेषं ततः सैन्यं दृष्ट्वा चण्डं निपातितम् मुंडं च सुमहावीर्यं दिशो भेजे भयातुरम् ॥२२॥ शिरश्चण्डस्य काली च गृहीत्वा मुण्डमेव च ॥ प्राह प्रचण्डाट्टहासमिश्र-मभ्येत्य चण्डिकाम् ॥ २३ ॥ मया तवात्रोपहृतौ चण्डमुण्डौ महापशू ॥ युद्धयज्ञे स्वयं शुंभं निशुंभं च हनिष्यसि ॥२४॥ ऋषिरुवाच ॥२५॥ तावानीतौ ततो दृष्ट्वा चण्डमुण्डौ महासुरौ ॥ उवाच काली कल्याणी ललितं चण्डिका वचः ॥२६॥

यस्माच्चण्डं च मुण्डं च गृहीत्वा त्वमुपागता ॥ चामुण्डेति ततो लोके ख्याता देवी भविष्यसि ॥२७॥ मार्कण्डेयपुराणे सावर्णिके मन्वन्तरे देवीमाहात्म्ये चंड-मुंडवधो नाम सप्तमोऽध्यायः ॥७॥ અર્થ:–મુંડ અસુર કાલીવડે નાશ પામેલ પોતાના ભાઇ ચંડને જોઇ કાલીદેવી પ્રતિ દોડયો. ક્રોધયુક્ત કાલીએ ખડ્ગવડે તે મુંડ અસુરનો પણ નાશ કર્યો તથા તે મુંડ ભૂમિપર પડયો. (૨૧) મહાન્ પરાક્રમી ચંડનો નાશ થયેલ જોઇ તેમજ મહાપરાક્રમી મુંડનો પણ નાશ થયેલ જોઇ બાકી રહેલ અસુરોનું સૈન્ય ભયથી વિહ્વળ થઇ યુદ્ધભૂમિપરથી દિશાઓને વિશે પલાયન કરી ગયું. (૨૨) કાલીદેવીએ ચંડનું મસ્તક પોતાના હાથમાં લીધું તથા મુંડનું મસ્તક પોતાના હાથમાં લીધું. આ બેઉ મસ્તકોને હાથમાં લઇ અત્યંત હસતાં થકાં ચંડિકાદેવી પાસે આવી તેઓ નીચે પ્રમાણે કહેવા લાગ્યાં. (૨૩) હે ચંડિકા ! આપના મહાન્ પશુરૂપ ચંડ તથા મુંડને યુદ્ધરૂપ યજ્ઞને વિશે મેં અર્પણ કર્યા છે. હવે યુદ્ધયજ્ઞે અર્થાત્ દેવોના કાર્યને કરનારાવાળાં હે ચંડિકા ! તમો પોતે શુંભ તથા નિશુંભનો નાશ કરશો. (૨૪) ઋષિ બેલ્યા; (૨૫) ત્યારપછી શુભ વાણીને કહેનારાળાં ભગવતી ચંડિકા ચંડ તથા મુંડ નામના બે મહાન્ અસુરોને કાલીવડે આણેલ જોઇ, મનોહર વચન નીચે પ્રમાણે કહેવા લાગ્યાં. (૨૬) જ્યારે, હે કાલિ !

તમો ચંડ તથા મુંડને ગ્રહણ કરી મારી પાસે આવેલ છે, માટે ત્રણે ભુવનમાં તમો ચામુંડા એ નામથી ખ્યાતિને પામશો. (૨૭) માર્કંડેય પુરાણમાં સાવર્ણિક મન્વન્તરને વિષે દેવી માહાત્મ્યમાં ચંડ તથા મુંડનો વધ, એ નામનો સાતમો અધ્યાય. (૭). ઉવાચ (૨) શ્લોક (૨૫) આમ મળીને ૨૭ની સંખ્યા તથા આદિથી ગણતાં ૪૩૯ની સંખ્યા થાય છે.

અધ્યાય ૮મો. શુંભની આજ્ઞાઃ—ऋषिरुवाच ॥१॥ चण्डे च निहते दैत्ये मुण्डे च विनिपातिते ॥ बहुलेषु च सैन्येषु क्षयितेष्वसुरेश्वरः (२) ततः कोपपराधीनचेताः शुंभः प्रतापवान् ॥ उद्योगं सर्वसैन्यानां दैत्यानामादिदेश ह (३) अद्य सर्वबलैर्दैत्याः षडशीतिरुदायुधाः ॥ कम्बूनां चतुरशीतिर्निर्यान्तु स्वबलैर्वृताः (४) कोटिवीर्याणि पञ्चाशदसुराणां कुलानि वै ॥ शतं कुलानि धौम्राणां निर्गच्छन्तु ममाज्ञया (५) कालका दौर्हृदा मौर्याः कालिकेयास्तथासुराः ॥ युद्धाय सज्जा निर्यान्तु आज्ञया त्वरिता मम (६) इत्याज्ञाप्यासुरपतिः शुंभो भैरवशासनः ॥ निर्जगाम महासैन्यसहस्रैर्बहुभिर्वृतः (७) आयांतं चंडिका दृष्ट्वा तत्सैन्यमतिभीषणम् ॥ ज्यास्वनैः पूरयामास धरणीगगनान्तरम् (८) ततः सिंहो महानादमपादं कृतवान्नृप ॥ घण्टास्वनेन तान्नादानम्बिका चोपबृंहयत् (९)

धनुर्ज्यासिंहघण्टानां नादापूरितदिङ्मुखा ॥ निनादैर्भीषणैः कालो जिग्ये विस्तारितानना (१०) અર્થ:-ઋષિ બોલ્યા; (૧) રણસંગ્રામમાં ચંડ દૈત્યનો નાશ થયા પછી તેમજ મુંડ દૈત્યનું પતન થવા પછી તથા ઘણા સૈન્યનો નાશ થવા પછી અસુરોનો રાજા શુંભ (૨) કે જેનું ચિત્ત કોપવડે પરાધીન થયેલ હતું તથા જે મહા પ્રતાપી હતો, તે સઘળા સૈન્યરૂપ દૈત્યોને ઉદ્યમ કરવા માટે આજ્ઞા આપવા લાગ્યો. (૩) હાલમાં જેમણે શસ્ત્રે સજેલ છે એવા છયાસી યોધાઓ પ્રધાનરૂપે છે. તેઓ ચાર પ્રકારની સેનાઓવડે વીંટળાયેલ છે. તે સર્વે દેવી સાથે યુદ્ધ કરવા બહાર પડો વળી ચોરાશી કંબુ દૈત્યો કે જેઓ પોતાના સૈન્યવડે વીંટળાયલ છે તેઓ લડવા માટે બહાર પડો. (૪) વળી અસુરોના કોટિવીર્ય એ નામ ધારણ કરનારાં પચાસ કુળો તેમજ ધૂમ્ર અસુરોનાં સો કુળો મારી આજ્ઞાનો સ્વીકાર કરી દેવી સાથે લડવા બહાર આવો. (૫) કાલ વંશમાં થયેલ, દૌર્હૃદ વંશને વિશે થયેલ તથા કલકવંશને વિશે થયેલ દૈત્યો આજે મારી આજ્ઞાને અનુસરી જલદી દેવી સાથે યુધ્ધ કરવા તૈયાર થાઓ. (૬) આ પ્રમાણે આજ્ઞા આપ્યા પછી અસુરોનો પતિ શુંભ કે જેની આજ્ઞા પાછી ફરે એમ ન હતું, તે અનેક હજાર મહાન સૈન્યોવડે વીંટળાઈ દેવી સામે યુધ્ધ કરવા તૈયાર થયો. (૭) હસ્તી આદિ ચતુરંગિણી સેનાથી યુકત તથા અત્યંત ભયંકર એવા શુંભને

પોતાની સામો આવતો જોઇ, ચંડિકાદેવીએ પૃથ્વી તથા સ્વર્ગના મધ્ય ભાગને ધનુષની દોરીના ટંકારવડે પૂરી દીધો. (૮) હે નૃપ! તમો એક ચિત્તવાળા થઇ સાંભળો. ધનુષનો ટંકાર થવા પછી દેવીના સિંહે મહાન્ ગર્જના કરવા માંડી. વળી અંબિકા દેવી ઘંટાનો નાદ કરી સિંહ ગર્જનાને વધારવા લાગ્યાં. (૯) ધનુષની દોરીના, સિંહના તથા ઘંટાના નાદવડે દિશાના મુખ્ય ભાગો પૂરાઇ જવા લાગ્યા. વળી કાલીદેવી પોતાનું મુખ પહોળું કરી ભયંકર નાદ કરી અસુરોની સેનાનો અભિભવ કરવા લાગ્યાં. (૧૦) વૈષ્ણવી આદિ શક્તિનો પ્રાદુર્ભાવઃ-

तं निनादमुपश्रुत्य दैत्यसैन्यैश्चतुर्दिशम् ॥ देवी सिंहस्तथा काली शरौघैः परिवारिताः (११) एतस्मिन्नन्तरे भूप विनाशाय सुरद्विषाम् ॥ भवायामरसिंहानामतिवीर्यबलान्विताः (१२) ब्रह्मेशगुहविष्णूनां तथेंद्रस्य च शक्तयः ॥ शरीरेभ्यो विनिष्क्रम्य तद्रूपैश्चण्डिकां ययुः (१३) यस्य देवस्य यद्रूपं यथा भूषणवाहनम्॥ तद्वदेव हि तच्छक्तिरसुरान्योद्धुमाययौ (१४) हंसयुक्तविमानाग्रे साक्षसूत्रकमण्डलुः॥ आयाता ब्रह्मणः शक्तिर्ब्रह्माणीत्यभिधीयते (१५) माहेश्वरी वृषारूढा त्रिशूलवरधारिणी ॥ महाहिवलयाप्राप्ता चन्द्ररेखाविभूषणा (१६) कौमारी शक्तिहस्ता च मयूरवरवाहना ॥ योद्धुमभ्याययौ दैत्यानम्बिका गुहरूपिणा (१७) तथैव

वैष्णवी शक्तिगरुडोपरि संस्थिता॥ शङ्खचक्रगदाशार्ङ्गखड्गहस्ताऽभ्युपाययौ (१८) यज्ञवाराहमतुलं रूपं या बिभ्रती हरेः॥ शक्तिः साऽप्याययौ तत्र वाराही बिभ्रती तनुम् (१९) नारसिंही नृसिंहस्य बिभ्रती सदृशं वपुः॥ प्राप्ता तत्र सटाक्षेपक्षिप्तनक्षत्रसंहतिः (२०) वज्रहस्ता तथैवैन्द्री गजराजोपरि स्थिता॥ प्राप्ता सहस्रनयना यथा शक्रस्तथैव सा (२१) અર્થઃ-આ રીતે ઘંટા આદિના નાદને સાંભળી, દેવી અંબિકા, સિંહ તથા કાલીદેવીની ચારે બાજુએ દૈત્યોનું સૈન્ય વીંટળાઈ વળ્યું. (૧૧) હે ભૂપ! આ સમયને વિશે દૈત્યોનો નાશ કરવા માટે તેમજ દેવોની સેનાની તથા દેવશ્રેષ્ઠોની વૃદ્ધિ થવા માટે અત્યંત બળ તથા સામર્થ્યથી યુક્ત, (૧૨) બ્રહ્મા, મહાદેવ, સ્વામી કાર્તિક, વિષ્ણુ તથા ઇન્દ્ર ભગવાનની શક્તિઓ તે દેવોના શરીરમાંથી નીકળી તેવાં તેવાં સ્વરૂપોવડે ચંડિકાદેવીની સમીપ આવી. (૧૩) બ્રહ્મ દિ દેવનો જેવો આકાર તથા તેનાં જેવાં ભૂષણ તથા વાહન, તેની માફકજ તેવાં રૂપ તથા વાહન આદિને ધારણ કરનારી શક્તિઓ અસુરોનો નાશ કરવા પ્રકટ થઈ. (૧૪) જાપની માળા તથા કમંડલુને ધારણ કરનારી બ્રહ્માની શક્તિ હંસ યુક્ત વાહનના અગ્રભાગ વિશે રહેલ હતી. આ શક્તિ રણસંગ્રામમાં પ્રકટ થઈ. આ શક્તિને બ્રહ્માણીરૂપે કહેવામાં આવે છે. (૧૫) વૃષભ ઉપર આરોહણ કરવા-

વાળી શકિત માહેશ્વરી કહેવાઈ. આ શકિતએ શ્રેષ્ઠ ત્રિશૂલને ધારણ કર્યું હતું. આ શકિતને મહાન્ નાગો મંડળાકારે વીંટળાઈ વળેલ હતા. વળી તે શકિત ચંદ્રની રેખાવડે વિભૂષિત હતી. (૧૬) કુમારની શકિતએ હાથમાં શકિત ધારણ કરેલ હતી; તથા તેને શ્રેષ્ઠ મોરનું વાહન હતું. કુમારના સ્વરૂપને ધારણ કરવવાળી અંબિકાદેવી દૈત્યોનો નાશ કરવા માટે ત્યાં આવી. (૧૭) વળી વિષ્ણુની શકિત ગરૂડના વાહનપર આરૂઢ થયેલ હતી. તેણે પોતાના હાથમાં શંખ, ચક્ર, ગદા, શાર્ઙ્ગ તથા ખડ્ગ ધારણ કરેલ હતાં. તે દૈત્યોની સામા યુદ્ધ કરવા તૈયાર થઇ. (૧૮) યજ્ઞના અંગસ્વરૂપ તથા વરાહના આકારને ધારણ કરનારી વિષ્ણુની શકિત દેવ તથા દાનવના સંગ્રામને વિશે યુદ્ધ કરવા તૈયાર થઇ. આ શકિત વરાહ સબંધી શરીર ધારણ કરવાવાળી હતી. (૧૯) વળી નારસિંહી શકિતએ નૃસિંહના સમાન રૂપ ધારણ કરેલ હતું. દેવ તથા દાનવના સંગ્રામમાં સ્કંધના વાળના હલાવવાવડે જાણે તારા મંડળ હાલતું હોય તેમ તે શકિત જણાતી હતી. તે પણ દાનવ સાથે યુદ્ધ કરવા પ્રકટ થઇ. (૨૦) વળી ઇન્દ્ર સંબંધી શકિત ઐરાવત હાથીપર આરૂઢ ૮૩
થયેલ હતી. તેમણે હાથમાં વજ્ર ધારણ કરેલ હતું. આ શકિતને હજાર નેત્રો હતાં જેમ શક્ર યુદ્ધ કરવા આવે, તેમ તે શકિત યુદ્ધ કરવા માટે ત્યાં પ્રકટ થઇ. (૨૧)

દૈત્યોને પાતાળે જવાની આજ્ઞાઃ-ततः परिवृतस्ताभिरीशानो देवशक्तिभिः ॥ हन्यंतामसुराः शीघ्रं मम प्रीत्याह चण्डिकाम् (२२) ततो देवीशरीरात्तु विनिष्क्रान्तातिभीषणा ॥ चण्डिका शक्तिरत्युग्रा शिवा शतनिनादिनी (२३) सा चाह धूम्रजटिलमीशानमपराजिता ॥ दूत त्वं गच्छ भगवन्पार्श्वंशुंभनिशुंभयोः (२४) ब्रूहि शुंभं निशुंभं च दानवावतिगर्वितौ ॥ ये चान्ये दानवास्तत्र युद्धाय समुपस्थिताः (२५) त्रैलोक्यमिन्द्रो लभतां देवाः संतु हविर्भुजः ॥ यूयं प्रयात पातालं यदि जीवितुमिच्छथ (२६) बलावलेपादथ चेद्भवन्तो युद्धकांक्षिणः ॥ तदागच्छत तृप्यन्तु मच्छिवाः पिशितेन वः (२७) यतो नियुक्तो दौत्येन तया देव्या शिवः स्वयम् ॥ शिवदूतीति लोकेऽस्मिंस्ततः सा ख्यातिमागता (२८) तेऽपि श्रुत्वा वचो देव्याः शर्वाख्यातं महासुराः ॥ अमर्षापूरिता जग्मुर्यत्र कात्यायनी स्थिता (२९) અર્થઃ-ત્યારપછી બ્રહ્માદિ દેવોની શક્તિવડે વીંટળાયેલ મહેશ ચંડિકા દેવીને કહેવા લાગ્યા કે, તમો જલદી અસુરોનો નાશ કરો તથા તે સંબંધી મારી સંપૂર્ણ કૃપા છે. (૨૨) ચંડિકાને આ પ્રમાણે આજ્ઞા આપ્યા પછી ચંડિકાના શરીરમાંથી અત્યંત ભયને કરવાવાળી શક્તિ પ્રકટ થઈ. ચંડિકાની આ શક્તિ અત્યંત

રૌદ્ર સ્વરૂપવાળી હતી. તેનો શબ્દ સો શિયાળનો જેટલો શબ્દ થાય તેના જેવો હતો (૨૩) કોઈથી પરાજયને નહિ પામે એવી આ શકિત, ધૂમ્ર વર્ણવાળી જટાથી યુક્ત મહેશને નીચે પ્રમાણે કહેવા લાગી;–હે ભગવન્ ! હું જેમ દેવી શકિતના દૂત સ્વરૂપે છું, તેવા સ્વરૂપને તમો ધારણ કરો તથા શુંભ તેમજ નિશુંભની સમીપ તમે જાઓ (૨૪) દાનવોવડે અત્યંત ગર્વવાળા શુંભ તથા નિશુંભને તેમજ બીજા જે કોઈ દાનવો યુધ્ધને માટે તૈયાર થયેલ હોય, તે સઘળાને તમો કહો કે, (૨૫) હે શુંભાદિ દૈત્યો ! જો તમો જીવવાની ઇચ્છા કરતા હો તો પાતાલને વિશે ચાલી જાઓ. ઇન્દ્ર ભગવાન્ ત્રણે લોકને પ્રાપ્ત થાઓ તથા દેવો હવિને ગ્રહણ કરવાવાળા થાઓ. (૨૬) સૈન્યના ગર્વને લઈ જો તમો યુધ્ધની ઇચ્છાવાળા હો તો, હે દાનવો ! તમો મારી સાથે યુદ્ધ કરવા આવો તથા તેના ફળને મેળવો. મારા શિયાળવાંઓ તમારા શરીરમાંથી નીકળેલ માંસવડે તૃપ્તિને પામો. (૨૭) દેવી શકિતવડે શિવ પોતે દૂતવડે પ્રેરણા કરવામાં આવ્યા. આથી મનુષ્ય લોકને વિશે ચંડિકાની શકિત શિવદૂતી એવી પ્રસિદ્ધિને પામી. (આ શકિતએ શિવવડે સંદેશને મોકલાવ્યો. આથી તે શિવદૂતી કહેવાય છે.) (૨૮) દેવીનાં આવાં પ્રકારનાં વચનને શિવના મુખથી સાંભળી શુંભ આદિ મહાન્ અસુરો અત્યંત ક્રોધને પામ્યા તથા જ્યાં કાત્યાયની ચંડિકા ઉભાં હતાં ત્યાં તેઓ ગયા. (૨૯) **શક્તિઓનાં પરાક્રમો:-**

ततः प्रथममेवाग्रे शरशक्त्यष्टिवृष्टिभिः ॥ ववर्षुरुद्धतामर्षास्तां देवीममरारयः (३०) सा च तान् प्रहितान् बाणाञ्छूलशक्तिपरश्वधान् ॥ चिच्छेद लीलयाध्मातधनुर्मुक्तैर्महेषुभिः (३१) तस्याग्रतस्तथा काली शूलपातविदारितान् ॥ खट्वाङ्गपोथितांश्चारीन्कुर्वती व्यचरत्तदा (३२) कमंडलुजलाक्षेपहतवीर्यान् हतौजसः ॥ ब्रह्माणी चाकरोच्छत्रून्येन येन स्म धावति (३३) माहेश्वरी त्रिशूलेन तथा चक्रेण वैष्णवी ॥ दैत्याञ्जघान कौमारी तथा शक्त्याऽतिकोपना (३४) ऐन्द्री कुलिशपातेन शतशो दैत्यदानवाः ॥ पेतुर्विदारिताः पृथ्व्यां रुधिरौघप्रवर्षिणः (३५) तुंडप्रहारविध्वस्ता दंष्ट्राग्रक्षतवक्षसः ॥ वाराहमूर्त्या न्यपतंश्चक्रेण च विदारिताः (३६) नखैर्विदारितांश्चान्यान् भक्षयंती महासुरान् ॥ नारसिंही चचारागजौ नादापूर्णदिगंबरा (३७) चंडाट्टहासैरसुराः शिवदूत्यभिदूषिताः ॥ पेतुः पृथिव्यां पतितांस्तांश्चखादाथ सा तदा (३८) इति मातृगणं क्रुद्धं मर्दयंतं महासुरान् ॥ दृष्ट्वाऽभ्युपायैर्विविधैर्नेशुर्देवारिसैनिकाः (३९) અર્થ:-ત્યારબાદ દેવોના શત્રુ શુંભાદિ દૈત્યો અત્યંત ક્રોધે ભરાયા. યુદ્ધના આરંભમાં જ દેવીના અગ્રભાગરૂપ છાતીને વિશે શર, શક્તિ તથા ઋષ્ટિની વૃષ્ટિવડે તેઓએ ચંડિકાદેવીને ઢાંકી દીધાં. (૩૦) દૈત્યોએ પ્રયોજેલા બાણોને,

શૂલોને, શક્તિઓને, પરશુઓને તથા બીજાં આયુધોને, ખેંચવામાં આવેલ ધનુષની દોરીના ટંકારમાંથી છૂટેલ મહાન્ બાણોવડે ચંડિકાદેવી લીલા માત્રવડે છેદી નાખવા લાગ્યાં. (૩૧) વળી ચંડિકાના અગ્ર ભાગને વિશે રહેલાં કાલીદેવી ત્રિશૂલ નાંખી શત્રુઓનાં શરીરોનો નાશ કરવા લાગ્યાં. વળી અસુરશરીરના પિંજરારૂપ આયુધવડે તેઓ દૈત્યોને પીડા કરવા લાગ્યાં. આ રીતે કરી તેઓ ત્યાં યથેચ્છ વિચરવા લાગ્યાં. (૩૨) વળી બ્રહ્માણી નામની શકિત, જે જે સ્થાનમાંથી અસુરો નાસ ભાગ કરતા હતા, તે તે સ્થાનો વિશે કમંડલુમાં રહેલ જળનું સિંચન કરી શત્રુઓને નાશ પામેલ બળવાળા તથા નાશ પામેલ તેજવાળા કરવા લાગ્યાં (૩૩) દેવીના અગ્રભાગને વિશે માહેશ્વરી શકિત અત્યંત કોપાયમાન થઈ ત્રિશૂલવડે દૈત્યોના નાશ કરવા લાગ્યાં. વૈષ્ણવી શક્તિ ચક્રવડે દૈત્યોના નાશ કરવા લાગ્યાં તથા કૌમારી નામની શકિત, શકિતરૂપી આયુધવડે શત્રુનો નાશ કરવા લાગ્યાં. (૩૪) ઈન્દ્ર સંબધી શકિત કુલિશ આયુધ નાંખી સેકડો દૈત્યો તથા દાનવોનો નાશ કરવા લાગ્યાં. રૂધિરના સમૂહને વહેનારા આ દૈત્યો પૃથ્વીપર પડવા લાગ્યા. (૩૫) વરાહ શક્તિના મુખના આઘાતવડે કેટલાક દૈત્યોનો નાશ થયો વળી તેની દાઢના અગ્રભાગવડે કેટલાક દૈત્યોની છાતી ચીરાઈ ગઈ વળી ચક્રવડે કેટલાક દૈત્યોનો નાશ કરવામાં આવ્યો. (૩૬) નૃસિંહ સંબંધી શકિત નખરૂપી આયુધવડે

ફાડી નાંખેલ શરીરોવાળા કેટલાક મહાન્ અસુરોનું તેઓ ભક્ષણ કરવા લાગ્યાં. આ શકિત પોતાના શબ્દવડે દિશા તથા આકાશને પૂરવા લાગ્યાં. (૩૭) ચંડિકામાંથી ઉત્પન્ન થયેલ શકિતએ પ્રચંડ મહાન્ અટ્ટહાસ કર્યું આ અટ્ટહાસવડે મૂર્છા ખાઇ અસુરો પૃથ્વીપર પડયા. પૃથ્વીપર પડેલ અસુરોનાં ગાત્રોને ચીરી નાખી શકિત ભક્ષણ કરવા લાગ્યાં. (૩૮) આ પ્રમાણે બ્રહ્માણીઆદિ માતાઓના સમૂહને ક્રોધાવિષ્ટ જોઇ તથા વિવિધ પ્રકારના સંગ્રામ સાધનોવડે મહાન્ અસુરોનો નાશ થતો જોઈ દૈત્યોની સેના નાશભાગ કરવા લાગી. (૩૯) રક્તબિંદુનું યુદ્ધઃ—
पलायनपरान्दृष्ट्वा दैत्यान्मातृगणार्दितान् ॥ योद्धुमभ्याययौ क्रुद्धो रक्तबीजो महासुरः (४०) रक्तबिंदुर्यदा भूमौ पतत्यस्य शरीरतः ॥ समुत्पतति मेदिन्यां तत्प्रमाणो महासुरः (४१) युयुधे स गदापाणिरिंद्रशक्त्या महासुरः ॥ ततश्चेंद्रो स्ववज्रेण रक्तबीजमताडयत् (४२) कुलिशेनाहतस्याशु बहु सुस्राव शोणितम् ॥ समुत्तस्थुस्ततो योधास्तद्रूपास्तत्पराक्रमाः (४३) यावंतः पतितास्तस्य शरीराद्रक्त-बिंदवः ॥ तावंतः पुरुषा जातास्तद्वीर्यबलविक्रमाः (४४) ते चापि युयुधुस्तत्र पुरुषा रक्तसंभवाः ॥ समं मातृभिरत्युग्रशस्त्रपातातिभीषणम् (४५) पुनश्च वज्रपातेन क्षतमस्य शिरो यदा ॥ ववाह रक्तं पुरुषास्ततो जाताः सहस्रशः (४६) त्रणवो

समरे चैनं चक्रेणाभिजघान ह ॥ गदया ताडयामास ऐंद्री तमसुरेश्वरम् (४७) वैष्णवीचक्रभिन्नस्य रुधिरस्रावसंभवैः ॥ सहस्रशो जगद्व्याप्तं तत्प्रमाणैर्महासुरैः (४८) शक्त्या जघान कौमारी वाराही च तथाऽसिना ॥ माहेश्वरी त्रिशूलेन रक्तबीजं महासुरम् (४९) स चापि गदया दैत्यः सर्वा एवाहनत् पृथक् ॥ मातॄः कोपसमाविष्टो रक्तबीजो महासुरः (५०) અર્થઃ- બ્રહ્માણી આદિ માતૃસમૂહોવડે પીડા પામતા તથા નાશભાગ કરતા દૈત્યોને જોઇ રકતબીજ નામનો મહાન્ અસુર ક્રોધયુકત થઇ શકિતઓની સાથે યુદ્ધ કરવા દોડી આવ્યો. (૪૦) આ રકતબીજ નામના અસુરના શરીરમાંથી લોહીનું ટીપું જો ભૂમિ ઉપર પડતું તો રકતબિંદુના પ્રમાણવાળો મહાન્ અસુર પૃથ્વીમાંથી ઉત્પન્ન થતો હતો. (આ કારણથી આ અસુરને રકતબીજ કહેવામાં આવતો હતો.) (૪૧) હાથમાં ગદાને ગ્રહણ કરી આ મહાન્ અસુર ઇન્દ્ર શકિત સાથે યુધ્ધ કરવા લાગ્યો. ત્યાર બાદ ઇન્દ્ર સંબંધી શકિતએ પોતાના વજ્ર આયુધવડે રકતબીજ નામના મહાન્ અસુરને માર્યો. (૪૨) ઇન્દ્ર શકિતના વજ્રયુદ્ધ લાગવાથી રકતબીજ નામના મહાન્ અસુરના શરીરમાંથી પુષ્કળ લોહી વહી પૃથ્વીપર પડવા માંડયું. આ લોહીમાંથી રકતબીજના જેવા સ્વરૂપવાળા તથા તેના સરખાજ પરાક્રમવાળા અનેક યોધાઓ ઉત્પન્ન થયા. (૪૩) રકતબીજના

શરીરમાંથી જેટલાં લોહીનાં ટીપાંઓ પૃથ્વીપર પડયાં, તેટલા પુરૂષો રક્તબીજના સરખા વીરકર્મવાળા, પ્રાણુસામર્થ્યવાળા તથા શૂરતાવાળા ઉત્પન્ન થયા. (૪૪) આ યોધાઓ કે જેઓની ઉત્પત્તિ લોહીમાંથી થઈ, તેઓ પણ અતિદારૂણુ રીતે તથા શસ્ત્રોના ફેંકવાવડે અત્યંત ભયંકર રીતે માતૃ શકિતઓની સાથે લડવા લાગ્યા. (૪૫) ફરીથી જ્યારે વજ્રનો આઘાત થવાથી આ રકતબીજનું મસ્તક ભાંગી ગયું, તે વારે તે મસ્તકમાંથી પુષ્કળ રક્ત વહેવા માંડયું. આ રકતના પ્રવાહમાંથી હજારો પુરૂષો ઉત્પન્ન થયા. (૪૬) સંગ્રામમાં વૈષ્ણવી શકિતએ ચક્રવડે રકતબીજનો નાશ કર્યો. વળી ઐન્દ્રી શકિતએ ગદારૂપ આયુધવડે આ રકતબીજને મારવા માંડયો. (૪૭) વૈષ્ણવી શકિતના ચક્રવડે છિન્ન ભિન્ન થયેલ રકતબીજના રૂધિરના પ્રવાહમાંથી ઉત્પન્ન થયેલા તથા તેનાજ સરખા પરિમાણુવાળા હજારો મહાન્ અસુરોવડે જગત્ વ્યાપી રહ્યું. (૪૮) કૌમારી નામની શકિતએ પોતાના શકિતરૂપ આયુધવડે રકતબીજને મારવા માંડયો. વળી વારાહી નામની શકિતએ પોતાની તલવારવડે રકતબીજને મારવા માંડયો. (વારાહી શકિતનું કેવળ મુખ વરાહના સરખું હતુ. બાકી તેને પુરૂષના સરખા હસ્ત તથા પાદ આદિ હતા.) વળી માહેશ્વરી નામની શકિતએ પોતાના ત્રિશૂલવડે રકતબીજ નામના મહાન્ અસુરને મારવા માંડયો. (૪૯) રકતબીજ નામનો દૈત્ય કે જે મહાન્

 

અસુર કહેતાં બળવાળો હતો, તે ક્રોધવડે પ્રજ્વલિત થઈ સઘળી માતૃરૂપ શક્તિઓની સાથે છૂટક છૂટક લડવા લાગ્યો. (૫૦) રક્તબીજના લોહીના ક્ષયનો ઉપાયઃ-
तस्याहतस्य बहुधा शक्तिशूलादिभिर्भुवि ॥ पपात यो वै रक्तौघस्तेनासञ्छतशोसुराः (५१) तैश्चासुरासृक्संभूतैरसुरैः सकलं जगत् ॥ व्याप्तमासीत्ततो देवा भयमाजग्मुरुत्तमम् (५२) तान् विषण्णान् सुरान् दृष्ट्वा चंडिका प्राह सत्वरम् ॥ उवाच कालीं चामुंडे विस्तीर्णं वदनं कुरु (५३) मच्छस्त्रपातसंभूतान्रक्तबिंदून् महासुरान् ॥ रक्तबिंदोः प्रतीच्छ त्वं वक्त्रेणानेन वेगिना (५४) भक्षयंती चर रणे तदुत्पन्नान्महासुरान् ॥ एवमेष क्षयं दैत्यः क्षीणरक्तो गमिष्यति (५५) भक्ष्यमाणास्त्वया चोग्रा न चोत्पत्स्यंति चापरे ॥ इत्युक्त्वा तां ततो देवी शूलेनाभिजघान तम् ॥५६॥ मुखेन काली जगृहे रक्तबीजस्य शोणितम् (५७) ततोऽसावाजघानाथ गदया तत्र चंडिकाम् ॥ न चास्या वेदनां चक्रे गदापातोऽल्पिकामपि (५८) तस्याहतस्य देहात्तु बहु सुस्राव शोणितम् ॥ यतस्ततस्तद्वक्त्रेण चामुंडा संप्रतीच्छति (५९) मुखे समुद्गता येऽस्या रक्तपातान् महासुराः ॥ तांश्चखादाथ चामुंडा पपौ तस्य च शोणितम् (६०) देवी शूलेन वज्रेण बाणै-

र्रासभिर्श्रष्टिभिः ॥ जघान रक्तबीजं तं चामुंडा पीतशोणितम् (६१) स पपात महीपृष्ठे शस्त्रसंघसमाहतः ॥ नीरक्तश्च महीपाल रक्तबीजो महासुरः (६२) ततस्ते हर्षमतुलमवापुस्त्रिदशा नृप ॥ तेषां मातृगणो जातो ननर्तासृङ्मदोद्धतः (६३) मार्कण्डेयपुराणे सावर्णिके मन्वन्तरे देवी माहात्म्ये रक्तबीजवधो नामाष्टमोऽध्यायः ॥८॥ उवाच १, अर्धम् १, श्लोकाः ६१, एवं मिलित्वा ६३, एवमादित ५०२.

અર્થ:-શકિત તથા શૂલઆદિ આયુધોવડે અનેક પ્રકારે તાડનને પામેલ રકતબીજના શરીરમાંથી જે લોહીનો પ્રવાહ વહેવા માંડી પૃથ્વીપર પડયો, તે રકત સમુહમાંથી સેકડો અસુરો ઉત્પન્ન થયા. (૫૧) રકતબીજ નામના અસુરનું જે લોહી નીકળ્યુ, તે લોહીમાંથી ઉત્પન્ન થયેલ રકતબીજના સરખા અનેક અસુરોવડે અખિલ જગત્ વ્યાપી રહ્યું. અરે ! આ તે શું થયું, એમ દેવતાઓ અત્યંત ભયને પામ્યા. (૫૨) દેવતાઓને ખેદ યુકત દુઃખી જોઈ એકદમ ત્યાં આવી ચંડિકાદેવી દેવોને કહેવા લાગ્યાં;-હે દેવો ! તમો ખેદ કરો નહિ. તમો સ્વસ્થ ચિત્તવાળા થાઓ. હું હમણાંજ શત્રુઓનો નાશ કરીશ, આ પ્રમાણે દેવીએ દેવતાઓને આશ્વાસન આપ્યું. દેવોને આ રીતે આશ્વાસન આપ્યા પછી ચંડિકા દેવી કાલી શકિતને નીચે પ્રમાણે કહેવા લાગ્યાં, હે ચામુંડા ! તમો તમારૂં મોઢું વિસ્તાર યુકત કરો. (૫૩)

હે કાલિ! તમો વિસ્તૃત કરેલ તથા વેગ યુક્ત મુખવડે રક્તબિંદુથી થયેલ મહાન્ અસુરોને તેમજ મારા શસ્ત્રના પાતથી ઉત્પન્ન થયેલ લોહીનાં બિંદુઓને ગ્રહણ કરો. (૫૪) હે કાલિ! રક્તબિંદુના લોહીમાંથી ઉત્પન્ન થયેલ મહાન્ અસુરોને તમો ભક્ષણ કરો તથા તે રીતે કરી સંગ્રામને વિશે તમો વિચરો. આવો પ્રકાર કરવાથી રક્તબીજ લોહીના નાશવાળો થશે તથા તેમ થવાથી તે નાશને પામશે. (૫૫) હે ચામુંડે! બીજા જે કોઇ રક્તબીજના લોહીથી થયેલ અત્યંત ઉગ્ર મહા અસુરો છે તેનું પણ જ્યારે તમો ભક્ષણ કરી જશો, એટલે તે અસુરોની ફરી ઉત્પત્તિ થશે નહિ. આ રીતે કાલી શકિતને કહ્યા પછી ચંડિકા દેવીએ મહા અસુરને છાતીમાં એક ત્રિશૂલ માર્યું. (૫૬) પછી કાલી શકિત મુખવડે રક્તબીજ નામના મહાસુરના રૂધિરને ગ્રહણ કરવા લાગ્યાં. (૫૭) આમ થવા પછી રક્તબીજ નામના અસુરે રણસંગ્રામમાં ચંડિકા દેવીના ઉપર ગદા ફેંકી. આ રીતનો ગદાનો પાત થવા છતાં દેવીને જરા પણ પીડા પ્રાપ્ત થઇ નહિ. (૫૮) ચંડિકા દેવીવડે મરાયેલ શસ્ત્રને લીધે રક્તબીજ નામના મહા અસુરના દેહમાથી જે કાંઇ અત્યંત રૂધિર નીકળ્યું, અર્થાત્ રક્તબીજના દેહમાંથી નીકળતા સઘળા લોહીને ચામુંડા દેવી પોતાના મુખવડે ગ્રહણ કરવા લાગ્યાં. (૫૯) આ ચામુંડાના મુખને વિશે રક્તબીજનું રૂધિર પડવાથી જે મહાસુરો ઉત્પન્ન થયા, તે સઘળાઓને ચામુંડા

દેવી ભક્ષણ કરી જવા લાગ્યાં. (૬૦) પછી ચંડિકા દેવી શૂલવડે, વજ્રવડે, બાણોવડે, તલવારોવડે તથા ઋષ્ટિવડે, જેના રૂધિરનું ચામુંડાવડે પાન કરવામાં આવેલું છે એવા તે રકતબીજનો નાશ કરવા લાગ્યાં. (૬૧) શસ્ત્રના સમૂહવડે તાડનને પામેલ રકતબીજ નામનો મહા અસુર, રકતથી રહિત થઇ, હે મહીપાલ! પૃથ્વીના ઉપર મરણ પામવાથી પડયો. (૬૨) હે સુરથ રાજા! તમો સાવધાન ચિત્તવાળા થાઓ. રકતબીજનો નાશ થવાથી દેવતાઓ અત્યંત હર્ષને પામ્યા. રકતબીજના રૂધિરનું પાન કરવાથી મહોન્મત્ત થયેલ બ્રહ્માણીઆદિ માતૃસમૂહ આનંદ યુકત થઇ નાચવા લાગ્યો. (૬૩) માર્કણ્ડેય પુરાણમાં સાવર્ણિક મન્વન્તરને વિશે દેવી માહાત્મ્યમાં રકતબીજનો વધ, એ નામનો આઠમો અધ્યાય. (૮) ઉવાચ ૧, અર્ધ શ્લોક ૧, તથા પૂર્ણ શ્લોક ૬૧ એમ બધું મળી ૬૩ ની સંખ્યા થાય છે તથા પ્રથમથી ગણતાં ૫૦૨ ની સંખ્યા થાય છે.

અધ્યાય ૯ મો. શુંભ નિશુંભ કર્મઃ–राजोवाच ॥१॥ विचित्रमिदमाख्यातं भगवन् भवताऽमम ॥ देव्याश्चरितमाहात्म्यं रक्तबीजवधाश्रितम् ॥२॥ भूयश्चेच्छाम्यहं श्रोतुं रक्तबीजे निपातिते ॥ चकार शुंभो यत्कर्म निशुंभश्चातिकोपनः ॥३॥ સુમેધસ નામના ઋષિને સુરથરાજા કહેવા લાગ્યા; (૧) હે ભગવન્! હે અમમ

કહેતાં મમતાથી રહિત ઋષિ! તમોએ મને રકતબીજના વધ સંબંધી અદ્ભુત દેવીના ચરિતનું માહાત્મ્ય કહ્યું. (૨) ફરી સુરથ રાજા કહેવા લાગ્યા, હે સુમેધ! દેવીવડે રકતબીજ મહા દૈત્યનો પાત થયા પછી અત્યંત કોપ યુકત થઇ શુંભ તથા નિશુંભ ફરી સંગ્રામરૂપ કર્મ કરવા લાગ્યા. હું સુરથ જે રીતે આ સંગ્રામ થયો, તે સઘળો સાંભળવાની ઇચ્છા રાખું છું. (૩) અસુરોનો દેવી પ્રતિ પ્રહારઃ–

ऋषिरुवाच ॥४॥ चकार कोपमतुलं रक्तबीजे निपातिते ॥ शुंभासुरो निशुंभश्च हतेष्वन्येषु चाहवे ॥५॥ हन्यमानं महासैन्यं विलोक्यामर्षमुद्वहन् ॥ अभ्यधावन्नि-शुंभोऽथ मुख्ययासुरसेनया ॥ ६ ॥ तस्याग्रतस्तथा पृष्ठे पार्श्वयोश्च महासुराः ॥ संदष्टौष्ठपुटाः क्रुद्धा हन्तुं देवीमुपाययुः ॥ ७ ॥ आजगाम महावीर्यः शुंभोऽपि स्वबलैर्वृतः ॥ निहन्तुं चंडिकां कोपात्कृत्वा युद्धं तु मातृभिः ॥८॥ ઋષિ બોલ્યા; (૪) હે રાજન્! હું કહું તે તમો સાંભળો. સંગ્રામમાં દેવીવડે રકતબીજનો પાત થયા પછી તેમજ બીજા દૈત્યોનો દેવીવડે નાશ થયા પછી શુંભાસુર તથા નિશુંભાસુર અત્યંત કોપને કરવા લાગ્યા. (૫) દેવીવડે હણાયેલ મહા સૈન્યને જોઇ અત્યંત ક્રોધાવિષ્ટ થઇ પોતાની મુખ્ય અસુર સેના સહિત નિશુંભ, દેવીના તરફ દોડી ગયો. (૬) નિશુંભાસુરના અગ્ર ભાગ વિશે પાછળના ભાગને વિશે

તથા ડાબી જમણી બાજુઓને વિશે રહેલ મહાન્ અસુરો રોષવડે અધરોષ્ઠને કરડતા હતા તથા ક્રોધયુક્ત થયેલ ચંડિકાદેવીને તાડન કરવા લાગ્યા. (૭) પોતાના સૈન્યવડે વીંટળાયેલ અત્યંત વીર્યવાળો શુંભ દૈત્ય, જે પ્રથમ માતૃગણો સાથે યુદ્ધ કરતો હતો, તે ક્રોધના આવેશથી ચંડિકા દેવીનો નાશ કરવા માટે આવ્યો. (૮) દેવીવડે ખડ્ગોનો નાશઃ–ततो युद्धमतीवासीद्देव्या शुंभनिशुंभयोः ॥ शरवर्षमतीवोग्रं मेघयोरिव वर्षतोः ॥९॥ चिच्छेदास्तांछरांस्ताभ्यां चण्डिका स्वशरोत्करैः॥ ताडयामास चांगेषु शस्त्रौघैरसुरेश्वरौ ॥१०॥ निशुंभो निशितं खड्गं चर्म चादाय सुप्रभम् ॥११॥ ताडिते वाहने देवी क्षुरप्रेणासिमुत्तमम् ॥ निशुंभस्याशु चिच्छेद चर्म चाप्यष्टचन्द्रकम् ॥१२॥ અર્થઃ–ત્યારબાદ જેમ વૃષ્ટિ કરનારા મેઘમાંથી જળ પડે છે, તે રીતે શરની વૃષ્ટિને કરનારા શુંભ તથા નિશુંભનું અત્યંત રૌદ્ર સ્વરૂપવાળું ચંડિકાદેવી સાથે યુદ્ધ થયું (૯) આ શુંભ તથા નિશુંભવડે નાંખવામાં આવતાં બાણોને ચંડિકા પોતાના બાણોના સમૂહવડે નાશ કરવા લાગ્યાં. વળી ચંડિકાએ તે શુંભ તથા નિશુંભને દરેકને અંગને વિશે શસ્ત્રના સમૂહો મારવા માંડયા. (૧૦) નિશુંભ તીક્ષ્ણ ખડ્ગને તથા સારી કાન્તિવાળા ઢાલને ગ્રહણ કરી દેવી ચંડિકાના મુખ્ય વાહન સિંહના મસ્તકને વિશે તે ખડ્ગ માર્યું. (૧૧)

નિશુંભવડે સિંહરૂપી વાહનને તાડન થવે છતે, દેવી ચંડિકાએ ક્ષુરપ્ર નામના બાણવડે નિશુંભના શ્રેષ્ઠ ખડ્ગને કાપી નાખ્યું તેમજ જરાવારમાં આઠ ચન્દ્રાકાર વિશેષ રચનાવાળી અસુરની ઢાલને છેદી નાંખી. (૧૨) નિશુંભને મૂર્છાઃ—

छिन्ने चर्मणि खड्गे च शक्तिं चिक्षेप सोऽसुरः ॥ तामप्यस्य द्विधा चक्रे चक्रेणाभिमुखागताम् ॥१३॥ कोपाध्मातो निशुंभोऽथ शूलं जग्राह दानवः ॥ आयान्तं मुष्टिपातेन देवी तच्चाप्यचूर्णयत् ॥१४॥ आविद्ध्याथ गदां सोऽपि चिक्षेप चण्डिकां प्रति ॥ सापि देव्या त्रिशूलेन भिन्ना भस्मत्वमागता ॥ १५ ॥ ततः परशुहस्तं तमायान्तं दैत्यपुंगवम् ॥ आहत्य देवी बाणौधैरपातयत भूतले ॥१६॥ तस्मिन्निपतिते भूमौ निशुंभे भीमविक्रमे ॥ भ्रातर्यतीव संक्रुद्धः प्रययौ हन्तुमम्बिकाम् ॥१७॥

દેવીવડે ઢાલ છેદાઇ જવાથી તેમજ ખડ્ગના બે કકડા થઇ જવાથી નિશુંભાસુર દેવીપ્રતિ શકિતરૂપ આયુધ મારવા લાગ્યો. દેવી ચંડી સામે આવતી તે નિશુંભની શકિતના ચક્રવડે બે કકડા કરી નાંખ્યા. (૧૩) ત્યાર બાદ ક્રોધપૂર્ણ નિશુંભ દાનવે દેવી પ્રતિ ત્રિશૂલ આયુધને ફેંક્યું. પણ દેવીએ સામે આવતા તે શૂલને મુઠ્ઠીના પ્રહારવડે ચૂરે ચૂરા કરી નાંખ્યા. (૧૪) આ નિશુંભ પણ પોતે ગદા લઇ ચંડિકાપ્રતિ ફેંકવા લાગ્યો. નિશુંભવડે મરાયલી આ ગદાને ચંડિકા દેવીએ પોતાના

ત્રિશુલવડે છેદી નાંખી. આથી તે ગદા ભસ્મીભુત થઇ ગઇ. (૧૫) જ્યારે ગદા ભસ્મીભુત થઇ ગઇ ત્યારે નિશુંભ હાથમાં પરશુ લઇ દેવી તરફ ધસી ગયો. પોતા તરફ આવતા નિશુંભને જોઇ દેવીએ બાણોનો સમૂહ મારી તે દૈત્યને પૃથ્વી પર પાડયો. (૧૬) ભયંકર વીરકર્મવાળા નિશુંભ નામના ભાઈને ભુમિ ઉપર મૂર્છાખાઈને પડેલો જોઈ શુંભ દૈત્ય અત્યંત ક્રોધાયમાન થયો. તે શુંભ ચંડિકા સાથે યુદ્ધ કરવા દોડી આવ્યો. (૧૭) દેવીનો યુદ્ધોત્સાહ:—सरथस्थस्तथात्युच्चैर्गृहीत-परमायुधैः ॥ भुजैरष्टाभिरतुलैर्व्याप्याशेषं बभौ नमः ॥१८॥ तमायान्तं समालोक्य देवी शंखमवादयत्॥ ज्याशब्दं चापि धनुषश्चकारातीव दुस्सहम् ॥१९॥ पूरयामास ककुभो निजघण्टास्वनेन च ॥ समस्तदैत्यसैन्यानां तेजोवधविधायिना ॥२०॥ ततः सिंहो महानादैस्त्याजितेभमहामदैः ॥ पूरयामास गगनं गां तथैव दिशोदश ॥२१॥ ततः काली समुत्पत्य गगनं क्ष्मामताडयत् ॥ कराभ्यां तन्निनादेन प्राक् स्वनास्ते तिरोहिताः ॥ २२ ॥ अट्टाट्टहासमशिवं शिवदूती चकार ह ॥ तैः शब्दैरसुरास्त्रेसुः शुंभः कोपं परं ययौ ॥२३॥ दुरात्मंस्तिष्ठ तिष्ठेति व्याजहाराम्बिका यदा ॥ तदा जयेत्यभिहितं देवैराकाशसंस्थितैः ॥२४॥ અર્થ:–આ સમયે અત્યંત ઉંચા રથને વિશે આરૂઢ થયેલ શુંભાસુર ગ્રહણ કરેલ પરમ આયુધવાળો તથા અનુપમ

એવી આઠ ભુજાઓથી આખા નભોમંડળને વ્યાપી અત્યંત શોભવા લાગ્યો. (૧૮) દેવી ચંડિકાએ શુંભાસુરને પોતાના સન્મુખ આવતો જોઈ શંખ પુંકયો. વળી તેમણે સહન કરવાને અશક્ય એવા ધનુષની દોરીના ટંકારવને કર્યો. (૧૯) વળી સઘળા અસુરોની સેનાઓના તેજનો નાશ કરનાર પોતાની ઘંટાના નાદવડે કકુભ દૈત્ય દશે દિશાઓને પૂરી નાંખવા લાગ્યો. (૨૦) શંખ આદિનો નાદ થવા પછી દેવીનો સિંહ યુદ્ધ કરવાની ઇચ્છાવાળો થઇ મદોન્મત્ત હાથીના ગર્વનો નાશ કરવાવાળા મહાન્ નાદવડે આકાશ મંડળને પૂરી દેવા લાગ્યો. વળી પૃથ્વીને તેમજ દશે દિશાઓને પણ નાદવડે પૂરી દેવા લાગ્યો. (૨૧) આ રીતે સિંહનો નાદ થવા પછી કાલી આકાશને વિશે કુદ્યાં તથા પોતાના હાથો પૃથ્વી તથા ગગનને વિશે અફાળ્યા. સ્વર્ગ તથા પૃથ્વીના આઘાતવડે ઉત્પન્ન થયેલા ધ્વનિવડે શંખાદિના જે પહેલા નાદો થયા હતા તે ઢંકાઇ ગયા. (૨૨) ચંડિકાના શરીરમાંથી નીકળેલાં શક્તિ જે શિવદૂતી નામે કહેવાય છે તેમણે દૈત્યોને ભય પમાડે એવું અટ્ટાટહાસ કર્યું. આ હાસ્યના ધ્વનિવડે અસુરો ત્રાસને પામ્યા તથા શુંભાસુર અધિકકોપને પામ્યો. (૨૩) હે શુંભ! હે દુરાત્મા! તેંજ ખરેખર મારાપ્રતિ દૂતને મોકલ્યો હતો. તું ઉભો રહે, તું નાશી જા નહિ. તું હવે ફળને ચાખજે જે નિષ્ઠુર વચન તું પહેલાં બોલ્યો છે તેનું ફળ હવે મળશે. જ્યારે અંબિકા દેવીએ આ પ્રમાણે કહ્યું

ત્યારે આકાશમાં રહેલા દેવોએ કહ્યું કે, હે દેવિ ! તમો અસુરોનાપર જયને પામો. (૨૪)

**શુંભને મુર્છાઃ**—शुंभेनागत्य या शक्तिर्मुक्ता ज्वालातिभीषणा ॥ आयांती वह्निकूटाभा सा निरस्ता महोल्कया ॥२५॥ सिंहनादेन शुंभस्य व्याप्तं लोकत्रयांतरम् ॥ निर्घातनिःस्वनो घोरो जितवानवनीपते ॥२६॥ शुंभमुक्तांछरान्देवी शुंभस्तत्प्रहितांछरान् ॥ चिच्छेद स्वशरैरुग्रैः शतशोऽथ सहस्रशः ॥२७॥ ततः सा चण्डिका क्रुद्धा शूलेनाभिजघान तम् ॥ स तदाभिहतो भूमौ मूर्च्छितो निपपात ह॥२८

અર્થઃ—શુંભે આવીને દેવીપ્રતિ શકિત ફેંકી. આ શકિત જવાળાવડે અત્યંત ભયંકર હતી તીક્ષ્ણ અગ્નિ સદૃશ આ શકિતને પોતાના તરફ આવતી જોઇ દેવીએ મહા ઉલ્કા નામની શકિતવડે અસુરની શકિતના ચૂરેચૂરા કરી નાંખ્યા. (૨૫) હે પૃથ્વીપતિ ! હે સુરથ ! જો કે શુંભના સિંહ સરખા નાદવડે ત્રણે ભુવનો વ્યાપી રહ્યાં, છતાં શુંભના સૈન્યનો, દેવીને મારો, દેવીને મારો, આ રીતનો ઘોર શબ્દ વધારે પ્રબળ હતો. (૨૬) ત્યારપછી દેવી રૌદ્ર એવાં પોતાનાં બાણોવડે સેંકડો તથા હજારો શુંભે ફેંકેલ બાણોને છેદવા લાગ્યાં તથા શુંભ પણ દેવીવડે જે બાણો પ્રેરાતાં હતાં તેને છેદતો હતો. (૨૭) પછી તે ચંડિકાદેવીએ ક્રોધ યુકત થઇ ત્રિશૂલવડે શુંભને માર્યો. દેવીના શૂલવડે હણાયલો શુંભાસુર મૂર્છા પામીને નીચે પડયો. (૨૮)

निशुंभनुं युद्धः-ततो निशुंभः संप्राप्य चेतनामात्तकार्मुकः ॥ आजघान शरैर्देवीं कालीं केसरिणं तथा ॥२९॥ पुनश्च कृत्वा बाहूनामयुतं दनुजेश्वरः ॥ चक्रायुधेन दितिजश्छादयामास चण्डिकाम्॥३०॥ ततो भगवती क्रुद्धा दुर्गा दुर्गार्तिनाशिनी॥ चिच्छेद तानि चक्राणि स्वशरैः सायकांश्च तान् ॥३१॥ ततो निशुंभो वेगेन गदामादाय चण्डिकाम् ॥ अभ्यधावत वै हंतुं दैत्यसेनासमावृतः ॥ ३२ ॥ શુંભને મૂર્છા આવી, એટલે નિશુંભાસુર જે પૂર્વે મૂર્છાને પામેલ હતો તથા જેને પાછળથી ચેતના પ્રાપ્ત થઇ હતી, તે હાથમાં ધનુષને લઇ ચંડિકા દેવીને તથા ચામુંડાને તેમજ તેના સિંહને મારવા લાગ્યો. (૨૯) અસુરોનો સ્વામી નિશુંભ નામનો દૈત્ય દશ હજાર હાથો ઉત્પન્ન કરી, દશ હજાર ચક્રોવડે ચંડિકા દેવીનું છેદન કરવા લાગ્યો. (૩૦) ત્યારબાદ દુસ્તર દુઃખનું નાશ કરનારાં ભગવતી દુર્ગા ક્રોધાવિષ્ટ થઇ પોતાનાં બાણોવડે નિશુંભવડે પ્રેરિત થયેલ ચક્રોને છેદવા લાગ્યાં. તેમજ નિશુંભવડે પ્રેરાયલાં બાણોને પણ તે છેદવા લાગ્યાં. (૩૧) ત્યારબાદ નિશુંભ વેગવડે ગદાને ગ્રહણ કરી દૈત્ય સેનાવડે વીંટળાઇને ચંડિકાનો નાશ કરવા તેના પ્રતિ દોડી ગયો. (૩૨) નિશુંભ નાશઃ-तस्यापतत एवाशु गदां चिच्छेद चण्डिका ॥ खड्गेन शितधारेण स च शूलं समाददे ॥३३॥ शूलहस्तं समायांतं निशुंभम-

मरार्दनम् ॥ हृदि विव्याध शूलेन वेगाविद्धेन चण्डिका ॥३४॥ भिन्नस्य तस्य शूलेन हृदयान्निःसृतोपरः ॥ महाबलो महावीर्यस्तिष्ठेतिपुरुषो वदन् ॥३५॥ तस्य निष्क्रामतो देवी प्रहस्य स्वनवत्ततः ॥ शिरश्चिच्छेद खड्गेन ततोसावपतद्भुवि ॥३६

ચંડિકાદેવી નિશુંભવડે છોડવામાં આવતી ગદાને તીક્ષ્ણ ધારવાળા ખડ્ગવડે જલદી છેદન કરવા લાગ્યાં ત્યારપછી નિશુંભ દૈત્યે ભાંગી ગયેલ ગદારૂપ આયુધવાળો થવાથી ત્રિશૂલને ગ્રહણ કર્યું. (૩૩) ચંડિકાદેવી, દેવોને દુઃખ આપનાર નિશુંભ દૈત્યને હાથમાં શૂલને લઈ આવતો જોઈ વેગવડે તે ત્રિશૂલ ઉગામે, તે પહેલાં પોતેજ ત્રિશૂલ તેના હૃદયને વિશે માર્યું. (૩૪) દેવીના શૂલવડે વીંધાયેલ નિશુંભની છાતીમાંથી મહા બળવાન તથા મહાન પરાક્રમવાળા કર્મને કરનાર શુંભ વિના બીજો કોઇ પુરૂષ ઉત્પન્ન થયો. તે એમ કહેતો હતો કે, હે દેવિ ! તમો હવે ઉભાં રહો. મારા આગળથી હવે તમો કયાં ભાગી જવાનાં હતાં ? (૩૫) શબ્દને કરતાં હોય, તે રીતે દેવી કહેવા લાગ્યાં કે, આ સર્વ મારી પોતાની માયા છે. મારી પોતાની માયાની બેદરકારી કરવાથી તે મારો પોતાનો નાશ કરવા તૈયાર થશે, માટે હું તેનો નાશ કરૂં, એમ હસીને તે અન્ય પુરૂષ નિશુંભમાંથી બહાર નીકળે, તે પહેલાં નિશુંભનું મસ્તક ખડ્ગવડે છેદી નાંખ્યું. શિરનું છેદન થવાથી આ નિશુંભ નામનો

દૈત્ય રણભૂમિને વિશે પડયો. (૩૬) વિવિધ શક્તિઓએ કરેલો નાશઃ-

ततः सिंहश्चखादोग्र दंष्ट्राक्षुण्णशिरोधरान् ॥ असुरांस्तांस्तथा कालो शिवदूती तथापरान् ॥३७॥ कौमारीशक्तिनिर्भिन्नाः केचिन्नेशुर्महासुराः॥ ब्रह्माणीमन्त्रपूतेन तोयेनान्ये निराकृताः ॥३८॥ माहेश्वरीत्रिशूलेन भिन्नाः पेतुस्तथापरे ॥ वाराहीतुण्डघातेन केचिच्चूर्णीकृता भुवि ॥३९॥ खण्डं खण्डं च चक्रेण वैष्णव्या दानवाः कृताः ॥ वज्रेण चैन्द्रीहस्ताग्रविमुक्तेन तथापरे ॥४०॥ केचिद्विनेशुरसुराः केचिन्नष्टा महाहवात् ॥ भक्षिताश्चापरे कालीशिवदूतीमृगाधिपैः ॥ ४१ ॥ मार्कण्डेयपुराणे सावर्णिके मन्वन्तरे देवीमाहात्म्ये निशुंभवधो नाम नवमोध्यायः ॥ ९ ॥

જેવો નિશુંભ પડયો કે તુરત દેવીના વાહનરૂપ સિંહ પોતાની ભયંકર દાઢાવડે ચૂરેચૂરા કરેલ મસ્તકોવાળા અસુરોનું ભક્ષણ કરવા લાગ્યો. આ સમયે કાલીદેવી સિંહથી બચેલા અસુરોનું ભક્ષણ કરવા લાગ્યાં તથા કાલીમાંથી નીકળેલાં બીજાં દેવી જેઓ શિવદૂતીરૂપે કહેવાય છે, તેઓ અન્ય અસુરોનું ભક્ષણ કરવા લાગ્યાં. (૩૭) કેટલાક મહાન્ અસુરો કુમારી નામની દેવીના શક્તિરૂપ આયુધવડે તાડન થવાથી નાશવા લાગ્યા. વળી બ્રહ્માણી શક્તિના પ્રણવવડે પવિત્ર થયેલ જળવડે બીજા પ્રમથાદિ અસુરોના નાશ કરવામાં આવ્યો. (૩૮) માહેશ્વરી શક્તિના

ત્રિશૂલવડે કેટલાક અસુરો નાશને પામી પૃથ્વીપર પડયા. તેમજ વારાહી શકિતની દાઢના અગ્રભાગવડે કેટલાક અસુરોનો ચૂરો થવાથી તેઓ ભૂમિપર પડયા. (૩૯) વૈષ્ણવી શકિતએ પોતાના ચક્રરૂપ આયુધવડે અસુરોના કટકે કટકા કરી નાંખ્યા વળી ઐન્દ્રી શકિતના હાથના અગ્રભાગવડે પ્રેરિત થયેલ વજ્રવડે બીજા દાનવો ભાગી જવા લાગ્યા. (૪૦) કેટલાક અસુરો મહાન્ યુદ્ધને પામી સંગ્રામમાં નાશને પામ્યા. વળી કેટલાક અસુરો મહાન્ યુદ્ધમાંથી પલાયન કરી ગયા નિશુંભના સૈન્યમાં શેષ રહેલા બીજા અસુરોનું ચામુંડાદેવીવડે, તેમના દેહમાંથી નીકળેલ શિવદૂતીવડે તથા તેમના વાહનરૂપ સિંહવડે ભક્ષણ કરવામાં આવ્યું. (૪૧) માર્કંડેય પુરાણમાં દેવીમાહાત્મ્યમાં નિશુંભવધ, એ નામનો નવમો અધ્યાય. (૯) ઉવાચ ૨, શ્લોક ૩૯ એમ બધું મળી શ્લોક ૪૧ તથા પ્રથમથી ગણતાં ૫૪૩ની સંખ્યા છે.

અધ્યાય ૧૦ મો. સર્વ વિભૂતિ દેવીરૂપેઃ—ऋषिरुवाच ॥१॥ निशुंभं निहतं दृष्ट्वा भ्रातरं प्राणसंमितम् ॥ हन्यमानं बलं चैव शुंभः क्रुद्धोऽब्रवीद्वचः ॥२॥ बलावलेपाद्दुष्टे त्वं मा दुर्गे गर्वमावह ॥ अन्यासां बलमाश्रित्य युद्ध्यसे याति मानिनी ॥३॥ देव्युवाच ॥४॥ एकैवाहं जगत्यत्र द्वितीया का ममापरा ॥ पश्यैता दुष्टमय्येव विशन्त्यो मद्विभूतयः ॥५॥ ઋષિ બોલ્યા; (૧) દૈત્યનો સ્વામી

શુંભ પ્રાણતુલ્ય પોતાના ભાઈ નિશુંભને દેવી ચંડિકાવડે મરણ પામેલ જોઈ તેમજ પોતાના સૈન્યને નાશ પામેલ જોઈ, અત્યંત ક્રોધયુકત થઈ ભગવતી દેવીને નીચે પ્રમાણે કહેવા લાગ્યો; (૨) હે દુર્ગાદેવી! હે દુષ્ટ! (લોકો દુઃખવડે જઈ શકતા હોવાથી દેવી દુર્ગારૂપે કહેવાય છે.) વળી બળ કહેતાં સૈન્ય તે સંબંધી અવલેપ કહેતાં અહંકાર તથા તે વડે આન્ન કહેતાં ઉપદ્રવ કરનાર તથા દુષ્ટ કહેતાં તેનો નાશ કરનાર એટલે બલાવલેપાદ્ દુષ્ટે કહેતાં સૈન્યના અહંકારને લઇ ઉપદ્રવ કરનારા રાક્ષસોનો નાશ કરનાર તમો બ્રહ્માણી આદિ અનેક શકિતઓનો આશ્રય લઈ યુદ્ધ કરો છો, તેમ છતાં તમો અત્યંત અહંકાર પોતાના બળના ગર્વને લઈને રાખો છો. તમો ગર્વ ધારણ કરો નહિ. (૩) દેવી બોલ્યાં; (૪) હે દુષ્ટ! હે શુંભ! આ જગતને વિશે હું કેવળ એકજ સ્વરૂપે છું. મારાથી ભિન્ન અન્ય વ્યકતિ કઈ છે? બ્રહ્માણી આદિ શકિતઓ મારી વિભૂતિઓરૂપે છે. વળી તેઓ મારા વિશે પ્રવેશને પામે છે, એમ તું જાણ. (૫) **ચંડીકા તથા શુંભનું યુદ્ધઃ-**

ततः समस्तास्ता देव्यो ब्रह्माणीप्रमुखालयम् ॥ तस्यादेव्यास्तनौ जग्मुरेकैवासी- ૯૧
त्तदांबिका ॥६॥ देव्युवाच ॥ ७ ॥ अहं विभूत्या बहुभिरिहरूपैर्यदा स्थिता ॥
तत्संहृतं मयैकैव तिष्ठाम्याजौ स्थिरो भव ॥८॥ ऋषिरुवाच ॥९॥ ततः प्रवहृते

युद्धं देव्याः शुंभस्य चोभयोः ॥ पश्यतां सर्वदेवानामसुराणां च दारुणम् ॥१०॥
હે સુરથ! મારે વિશે સર્વ શક્તિઓ લીન થાય છે, આમ હોવાથીજ બ્રહ્માણી-આદિ સમસ્ત શકિતઓ હું ચંડિકા દેવીના શરીરને વિશે લય પામતી હોવાથી, તે સર્વ એકરૂપે થઇ રહે છે. તે સમયે હું કેવળ અદ્વિતીય અંબિકા સ્વરૂપે રહું છું. (૬) દેવી બોલ્યાં, (૭) હે શુંભ! આ રણને વિશે હું ચંડિકા દેવી અનેક રૂપો સ્વીકારી વિભુપણાથી જે અનેકપણું છે, તેનો સ્વીકાર કરૂં છું. આ અનેકપણાનો જ્યારે મારાજવડે સંહાર થાય છે ત્યારે હું કેવલ અનેક સ્વરૂપે સ્થિતિ કરૂં છું. તું યુધ્ધને વિશે સ્થિર થા. (૮) ઋષિ બોલ્યા, (૯) ત્યાર બાદ દેવી ચંડીનું તથા શુંભનુ એમ બેઉ જણાનું યુદ્ધ ચાલ્યું. સઘળા દેવો તથા અસુરો કે જેઓ આ યુદ્ધને જોતા હતા, તેને તે અત્યંત ભયંકર જણાતું હતું. (૧૦)
શુંભ ધનુષ છેદનઃ—शरवर्षैः शतैः शस्त्रैस्तथास्त्रैश्चैव दारुणैः ॥ तयोर्युद्धमभूद्भूयः सर्वलोकभयंकरम् ॥११॥ दिव्यान्यस्त्राणि शतशो मुमुचे यान्यथाम्बिका ॥ बभंज तानि दैत्येन्द्रस्तत्प्रतीघातकर्तृभिः ॥ १२ ॥ मुक्तानि तेन चास्त्राणि दिव्यानि परमेश्वरी ॥ बभंज लीलयैवोग्रहुंकारोच्चारणादिभिः ॥१३॥ ततः शरशतैर्देवी-माच्छादयत सोऽसुरः ॥ सापि तत्कुपिता देवी धनुश्चिच्छेद चेषुभिः ॥१४॥

હે ભૂપ! અત્યંત દારૂણ બાણોની વૃષ્ટિવડે તેમજ તીક્ષ્ણ અસ્ત્રો તથા શસ્ત્રોવડે મહાન્ સર્વ લોકને વિશે ભયંકર યુધ્ધ થયુ. (૧૧) ત્યારબાદ અંબિકા દેવીએ જેટલાં અગણિત દિવ્ય મંત્રવાળાં અસ્ત્રો મૂકવા માંડયાં, તે સર્વ અસ્ત્રોને શુંભ દૈત્યેન્દ્ર અસ્ત્રના વિરોધી એવા અસ્ત્રવડે છેદવા લાગ્યો. (૧૨) પરમેશ્વરી ચંડિકા દેવીએ શુંભવડે પ્રેરાયેલ દિવ્ય અસ્ત્રોનો ઉગ્ર હુંકારઆદિના ઉચ્ચારવડે ચૂરેચૂરો કરી નાંખ્યો. (૧૩) દિવ્ય અસ્ત્રનો નાશ થવા પછી શુંભાસુરે ચંડિકા દેવીને સેંકડો તથા હજારો બાણોવડે ઘેરી લીધાં. દેવી આથી અત્યંત ક્રોધાયમાન થયાં તથા બાણોવડે શુંભના ધનુષને છેદી નાખ્યું. (૧૪) **શુંભ સારથિ રહિતઃ—**

**छिन्ने धनुषि दैत्येन्द्रस्तथा शक्तिमथाददे ॥ चिच्छेद देवी चक्रेण तामप्यस्य करे स्थिताम् ॥१५॥ ततः खड्गमुपादाय शतचन्द्रं च भानुमत् ॥ अभ्यधावत्तदा देवीं दैत्यानामधिपेश्वरः ॥ १६ ॥ तस्यापतत एवाशु खड्गं चिच्छेद चंडिका ॥ धनुर्मुक्तैः शितैर्बाणैश्चर्मचार्ककरामलम् ॥१७॥ हताश्वः स तदा दैत्यश्छिन्नधन्वा विसारथिः ॥ जग्राह मुद्गरं घोरमंबिकानिधनोद्यतः ॥१८॥** અર્થઃ—જ્યારે દૈત્યેન્દ્ર ૧૨
શુંભનું ધનુષ દેવીવડે છેદાઇ ગયું ત્યારે તે શુંભે શકિતરૂપી આયુધને ગ્રહણ કર્યું. એટલે દેવીએ શુંભના હાથને વિશે રહેલ તથા નાંખવા માટે તૈયાર કરેલ શકિતને

પોતાના ચક્રવડે છેદી નાંખી. (૧૫) શક્તિરૂપી આયુધનો નાશ થવા પછી ધૂમ્રલોચન, ચંડ, મુંડ, રક્તબીજ તથા નિશુંભ આદિ દૈત્યોના સ્વામીરૂપ શુંભ દૈત્ય સૂર્યના સરખી શોભાવાળું તથા સેંકડો ચંદ્રની રેખાવડે ચિત્રિત ખડ્ગ હાથમાં લઇ દેવીને મારવા માટે દોડયો. (૧૬) ચંડિકા દેવીએ શુંભવડે છોડવામાં આવેલ ખડ્ગ પોતાના તરફ આવતું જોઇ ધનુષમાંથી છોડેલ તીક્ષ્ણ બાણોવડે સૂર્યના કીરણોવડે પ્રકાશમાન ખડ્ગનો નાશ કર્યો તેમજ સૂર્યના કીરણોવડે ઉજવળ ખડ્ગની આસપાસ રહેલ ચર્મને છેદી નાંખ્યું. (૧૭) પછી શુભ દૈત્યનો અશ્વ દેવીવડે નાશ કરવામાં આવ્યો. તેના રથના દેવીએ ચૂરેચૂરા કરી નાખ્યા તથા તેના ધનુષનો નાશ કર્યો. શુંભને સારથિરહિત દેવીએ કર્યો. જ્યારે આવી સ્થિતિને શુભ પહોંચ્યો ત્યારે અંબિકા દેવીને મારવા માટે ભયાનક મુદ્ગર શુંભે લીધી. (૧૮) દેવીસહિત શુંભનું આકાશમાં ગમનઃ-

चिच्छेदापततस्तस्य मुद्गरं निशितैः शरैः ॥ तथापि सोऽभ्यधावत्तांमुष्टिमुद्यम्य वेगवान् ॥१९॥ समुष्टिं पातयामास हृदये दैत्यपुंगवः ॥ देव्यास्तं चापि सा देवी तलेनोरस्यताडयत् ॥२०॥ तलप्रहाराभिहतो निपपात महीतले ॥ स दैत्यराजः सहसा पुनरेव तथोत्थितः ॥२१॥ उत्पत्य च प्रगृह्योच्चैर्देवीं गगनमास्थितः ॥ तत्रापि सा निराधारा युयुधे तेन चण्डिका ॥२२॥ અર્થઃ-આ સમયે શુંભના

મુદ્દરને તીક્ષ્ણ બાણોવડે દેવીએ છેદી નાંખ્યું. જ્યારે મુદ્દરનો નાશ થયો, એટલે અત્યંત વેગયુક્ત થઈ મુઠ્ઠી ઉગામી દેવીને મારવા માટે તે દોડયો. (૧૯) દૈત્યોને વિશે શ્રેષ્ઠ એવા શુંભે દેવીની છાતીપર એક મુઠ્ઠીનો પ્રહાર કર્યો. દેવીએ પણ પોતાના હાથના તલિયાવડે શુંભની છાતીમાં પ્રહાર કર્યો. (૨૦) દૈત્યોનાં રાજા શુંભ દેવીના હાથનો પ્રહાર છાતીપર લાગવાથી પૃથ્વીપર પડી ગયો. પછી દૈત્યરાજ શુંભ એકદમ જમીન પરથી ઉઠીને ઉભો થયો. (૨૧) પૃથ્વીપરથી ઉઠી જઇને દેવીને ગ્રહણ કરી તે એકદમ આકાશને વિશે ચાલ્યો ગયો. ગગન વિશે પણ ચંડિકા દેવી જો કે આધારથી રહિત હતાં, છતાં શુંભ સાથે તેમણે યુદ્ધ કર્યું. (૨૨)

**શુંભ નાશઃ**-नियुद्धं खे तदा दैत्यश्चण्डिका च परस्परम् ॥ चक्रतुः प्रथमं सिद्धमुनिविस्मयकारकम् ॥२३॥ ततो नियुद्धं सुचिरं कृत्वा तेनाम्बिकासह ॥ उत्पात्य भ्रामयामास चिक्षेप धरणीतले ॥२४॥ स क्षिप्तो धरणीं प्राप्य मुष्टिमुद्यम्य वेगवान् ॥ अभ्यधावत दुष्टात्मा चण्डिकानिधनेच्छया ॥२५॥ तमायांतं ततो देवी सर्वदैत्यजनेश्वरम् ॥ जगत्यां पातयामास भित्वा शूलेन वक्षसि ॥२६॥ स गतासुः पपातोर्व्यां देवीशूलाग्रविक्षतः ॥ चालयन् सकलां पृथ्वीं साब्धिद्वीपां सपर्वताम् ॥२७

**અર્થઃ**-શુંભ જ્યારે ગગનને વિશે ચાલ્યો ગયો, તે સમયે આકાશને વિશે શુંભ

દૈત્ય તથા ચંડિકાનું પરસ્પર બાહુયુધ્ધ થયું. આ યુદ્ધ પ્રથમ હતું તથા તે મુનિઓને અત્યંત વિસ્મય પમાડવાવાળું હતું. (૨૩) અંબિકા દેવીએ લાંબા સમય સૂધી શુંભ સાથે બાહુયુધ્ધ કર્યું. ત્યાર બાદ દેવી શુંભ દૈત્યને પગવડે પકડી ફેરવવા લાગ્યાં. આ રીતે ગોળ ફેરવી તે દૈત્યને તેમણે પૃથ્વીપર પછાડયો. (૨૪) દેવી ભગવતીવડે ફેંકી દેવામાં આવેલ દુષ્ટાત્મા શુંભ પૃથ્વીને પામી વેગયુકત થઇ ચંડિકાને મારવાની ઇચ્છાવડે મુઠ્ઠી ઉગામી દેવીપ્રતિ દોડયો. (૨૫) સર્વ દૈત્યોના સ્વામીરૂપ તથા દોડતા એવા શુંભને દેવીએ છાતીને વિશે ત્રિશૂલ મારી તેને ભૂમિપર પટકયો. (૨૬) આ શુંભ નીકળી ગયેલ પ્રાણુવાળો થઇ પૃથ્વીપર પડયો. તેણે સમુદ્ર, દ્વીપ તથા પર્વતો સહ વર્તમાન સઘળી પૃથ્વીને હચમચાવી નાંખી. (૨૭)

**દેવાદિકનો હર્ષ:**-ततः प्रसन्नमखिलं हते तस्मिन् दुरात्मनि ॥ जगत्स्वास्थ्यमतीवाप निर्मलं चाभवन्नभः ॥ २८ ॥ उत्पातमेघाः सोल्का ये प्रागासंस्ते शमं ययुः ॥ सरितो मार्गवाहिन्यस्तथासंस्तत्र पातिते ॥२९॥ ततो देवगणाः सर्वे हर्षनिर्भर-मानसाः ॥ बभूवुर्निहते तस्मिन् गन्धर्वा ललितं जगुः ॥३०॥ अवादयंस्तथैवान्ये ननृतुश्चाप्सरोगणाः ॥ ववुः पुण्या स्तथा वाताः सुप्रभोऽभूद्दिवाकरः ॥ ३१ ॥ जज्वलुश्चाग्नयः शांताश्शांता दिग्जनितस्स्वनाः ॥३२॥ इतिश्री मार्कण्डेयपुराणे

सावर्णिके मन्वन्तरे देवीमाहात्म्ये शुंभवधो नाम दशमोऽध्यायः ॥१०॥ અર્થ:- શુંભાસુરના મરણ પહેલાં ઉલ્કા સહિત જે ઉત્પાતના સમૂહો થતા હતા, તે સર્વ ઉત્પાતો હવે શુંભાસુરના મરણ પછી શાંતિને પામ્યા. દેવીવડે શુભનો નાશ થવે છતે જે નદીઓ ગમે તેમ વહેતી હતી, તે પોતાના માર્ગને વિશે ગમન કરનારી થઇ. (૨૮) દુષ્ટાત્મા શુંભનો નાશ થવાથી આખું જગત્ આકુળપણાથી રહિત થયું. વળી આકાશ પણ અતિ નિર્મળપણાને પામ્યું. (૨૯) દેવીવડે શુંભાસુરનો નાશ થવા પછી બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ્વરાદિ સઘળા દેવગણો અત્યંત હર્ષને પામ્યા. આ દુષ્ટનો નાશ થવાથી ગંધર્વો હર્ષ યુક્ત થઇ મનોહર રીતે ગાવા લાગ્યા. (૩૦) બીજા કેટલાક ગંધર્વો વગાડવા લાગ્યા તથા અપ્સરાઓ નૃત્ય કરવા લાગી. પવનો પુણ્યકારી રીતે વાવા લાગ્યા તથા સૂર્ય ભગવાન્ સારા તેજથી યુક્ત થયા. (૩૧) આહ્વનીયાદિ અગ્નિઓ ધૂમથી રહિત થઇ પ્રકાશવા લાગ્યા. અર્થાત્ શુંભનો નાશ થવાથી યજ્ઞોની પ્રવૃત્તિ થઇ. દિશાઓને વિશે થતા ઉત્પાતના શબ્દો શુંભ મરવાથી નાશને પામ્યા. (૩૨) માર્કંડેય પુરાણમાં શુંભનો વધ, એ નામનો દશમો અધ્યાય (૧૦) ઉવાચ ૪, અર્ધો શ્લોક ૧, પૂર્ણ શ્લોક ૨૭, એમ કુલ્લે ૩૨ તથા પ્રથમથી ગણતાં ૫૭૫ ની સંખ્યા થાય છે.

અધ્યાય ૧૧ મો. કાત્યાયનીસ્તુતિઃ-ऋषिरुवाच (१) देव्या हते तत्र महासुरेन्द्रे सेन्द्राः सुरा वह्निपुरोगमास्ताम् ॥ कात्यायनीं तुष्टुवुरिष्टलाभाद्विकासिवक्त्राब्जविकासिताशाः (२) અર્થઃ-સુમેધા નામના ઋષિ સુરથ રાજાને કહેવા લાગ્યાઃ-(૧) કાત્યાયની ચંડિકા દેવીવડે આ સંગ્રામમાં મહાન્ અસુરોના રાજા શુંભનો નાશ કરવામાં આવ્યો ત્યારે ઇન્દ્ર સહિત તેમજ અગ્નિ પ્રમુખ સઘળા દેવો ઇછિત વસ્તુનો લાભ થવા માટે અર્થાત્ શુંભના મરણથી થનારા લાભને લઇ સંતોષ પામેલા, પ્રકાશયુકત મુખવાળા થઇ તથા પ્રસન્ન દિશાવાળા થઇ શુંભનો નાશ કરવાવાળાં ચંડિકા કાત્યાયનીદેવીની નીચે પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા. (૨) દેવીવડે જગતની વૃદ્ધિઃ-देवि प्रपन्नार्तिहरे प्रसीद प्रसीद मातर्जगतोऽखिलस्य ॥ प्रसीद विश्वेश्वरि पाहि विश्वं त्वमीश्वरी देवि चराचरस्य (३) आधारभूता जगतस्त्वमेका महीस्वरूपेण यतः स्थितासि ॥ अपां स्वरूपस्थितया त्वयैतदाप्यायते कृत्स्नमलङ्घ्यवीर्ये (४) અર્થઃ-શરણને પ્રાપ્ત થવાવાળાના દુઃખને હરવાવાળાં હે દેવિ! આપ અમારાપર પ્રસન્ન થાઓ. હે અખિલ જગતનાં માતા! આપ અમારાપર પ્રસન્ન થાઓ. હે અખિલના નિયામકરૂપવાળાં અથવા તો હે વ્યાપક સ્વરૂપવાળાં દેવિ! આપ અમારાપર સાનુકૂલ થાઓ. હે દેવિ! લક્ષ્મી સ્વરૂપે

કરી આપ આખા જગતનું રક્ષણ કરો. હે દેવિ ! આપ સ્થાવર તથા જંગમ સ્વરૂપવાળા જગતના વ્યાપક સ્વરૂપવાળાં છો. કારણકે આપ વિષ્ણુની માયાસ્વરૂપે પ્રસિદ્ધ છો. (૩) હે દેવિ ! આપ પૃથ્વી સ્વરૂપે કરી સ્થિતિને કરવાવાળાં છો. આથી આપજ વિશ્વના આશ્રયસ્વરૂપે છો. પણ બીજું કોઈ નથી. લંઘન કરવાને અશક્ય એવા બળવાળાં હે દેવિ ! જળ સ્વરૂપે થઈ આપના વડેજ કેવળ અખિલ જગત વૃદ્ધિને પામે છે. (૪) દેવી વિદ્યારૂપેઃ—त्वं वैष्णवी शक्तिरनन्तवीर्या विश्वस्य बीजं परमासि माया ॥ संमोहितं देवि समस्तमेतत्त्वं वै प्रसन्ना भुवि मुक्तिहेतुः (५) विद्याः समस्तास्तव देवि भेदाः स्त्रियः समस्ताः सकला जगत्सु ॥ त्वयैकया पूरितमम्बयैतत्का ते स्तुतिः स्तव्यपरापरोक्तिः (६) અર્થઃ-હે દેવિ ! આપ અક્ષય બળવાળાં છો. આપ વૈષ્ણવી અર્થાત્ વ્યાપક સ્વરૂપ શકિતવાળાં છો. અર્થાત્ જે શકિતવડે વિષ્ણુ ભગવાન્ અખિલ લોકનું પાલન કરે છે તે વિષ્ણુ સંબંધી શકિતરૂપે આપ છો. આમ હોવાથીજ હે દેવિ ! આપ સર્વના કારણ સ્વરૂપે છો. વ્યાપી રહેનારાં માયા સ્વરૂપે આપ છો. હે દેવિ ! માયા સ્વરૂપવાળાં તમારાવડે આ સમસ્ત વિશ્વ મોહને પામેલ છે, જેથી આ જગત મમતારૂપી મોહની ખાડીને વિશે ડૂબેલું છે. અર્થાત્ આ જગત માયાના પાશવડે બંધાયેલ છે. પણ

જ્ઞાન તથા વૈરાગ્ય સ્વરૂપવાળાં તેમજ ઉપનિષદ્ના પરમાત્મ તત્વના જાણવાવાળાં એવા બ્રહ્મવિદ્યાસ્વરૂપવાળાં આપ જ્યારે જેનાપર પ્રસન્નતાને પામો છો ત્યારે પૃથ્વીપર રહેનારા તેને જન્મ મરણનો અભાવ થાય છે. અર્થાત્ તે મોક્ષાવસ્થાને પામે છે. (આથી એમ સૂચન થાય છે કે બ્રહ્મલોકાદિને વિશે મુકિતનું કારણપણું રહેલ નથી.) (૫) હે દેવિ ! સમસ્ત શ્રુતિઆદિ વિદ્યાઓ આપનાજ પ્રકાશસ્વરૂપે છે અર્થાત્ તે સર્વ આપના અંશસ્વરૂપે છે. આપ તથા વિદ્યા એ બેઉને વિશે પૃથક્તાનો જ્યારે અભાવ છે, તો પછી આપની સ્તુતિ કેવી રીતે પ્રવૃત્ત થઇ શકે ? અર્થાત્ આપ બ્રાહ્મી, લક્ષ્મી, શર્વાણી તથા ઇન્દ્રાણી આદિરૂપે છો. આ સર્વશકિત આપથી પૃથકરૂપે નથી. વળી ચોસઠ કળાથી યુકત તથા પાતિવ્રત્યાદિ ધર્મયુકત બ્રાહ્મીઆદિ જે સ્રીઓ ભેદસ્વરૂપે જણાય છે તે કેવળ આપનાજ અંશસ્વરૂપે છે. તો પછી કઇ સ્તુતિની પ્રવૃત્તિ તેને વિશે થઇ શકે ? સ્તુતિ કરવા યોગ્ય વિષયને વિશે પર તેમજ અપર બેઉ પ્રકારની સ્તુતિ આપને વિશે રહેલ છે. અર્થાત્ સ્તુતિને વિશે પૃથક્તાનો અભાવ છે. અંબા અર્થાત્ માતાસ્વરૂપે કરી આપનાથી અખિલ જગત વ્યાપી રહેલ છે. એટલે આપ જગત સ્વરૂપે છો તથા જગત આપના સ્વરૂપે છે તો પછી કઈ સ્તુતિની પ્રવૃત્તિ આપનામાં થાય, એટલે કોઇ પણ નહિ. (૬) **દેવી નારાયણીરૂપેઃ—सर्वभूता यदा देवी भुक्तिमुक्तिप्रदायिनी ॥ त्वं स्तुता स्तुतये**

का वा भवन्तु परमोक्तयः (७) सर्वस्य बुद्धिरूपेण जनस्य हृदि संस्थिते ॥
स्वर्गापवर्गदे देवि नारायणि नमोऽस्तु ते (८) कलाकाष्ठादिरूपेण परिणाम-
प्रदायिनि ॥ विश्वस्योपरतौ शक्ते नारायणि नमोऽस्तु ते (९) હે દેવિ! આપ
ભુકિત તથા મુકિતને આપવાવાળાં છો. વળી આપ સર્વના આત્મસ્વરૂપે છો. આ
રીતે આપની સ્તુતિ કરવામાં આવે છે. તે સિવાય બીજી કઇ શ્રેષ્ઠ સ્તુતિઓ આપના
સંબંધી છે? અર્થાત્ આપનું વર્ણન કરવું, તેજ પરમ સ્તુતિરૂપે છે, પણ બીજી
કોઈ રીતની સ્તુતિ નથી. (૭) હે દેવિ! સઘળા મનુષ્યની બુદ્ધિને વિશે બુદ્ધિ
સ્વરૂપે કરી આપ સ્થિતિ કરવાવાળાં છો. મરણ પછી સ્વર્ગ તથા મોક્ષને આપવા-
વાળાં આપ છો. જળરૂપ સ્થાનવાળા નારાયણની શકિતરૂપે હોવાથી આપ નારાયણી
કહેવાઓ છો. આપને અમારા નમસ્કાર છે. (૮) અઢાર નિમેષને કાષ્ઠા કહે છે,
ત્રીશ નિમેષને કળા કહે છે. સર્વ વસ્તુના કળા, કાષ્ઠા, ક્ષણ, મુહૂર્ત, અહોરાત્ર,
પક્ષ, માસ, ઋતુ, અયન તથા સંવત્સર આદિ કામ સ્વરૂપે કરી બાળ યૌવનાદિ
અવસ્થાને કરવાવાળાં તેમજ સર્વના નાશને વિશે જોડાયલાં હે શકિત! હે પરમાત્મ
શકિત! આપને અમારા નમસ્કાર છે. (૯) દેવી સર્વનાં રક્ષકઃ—सर्वमङ्गलमाङ्गल्ये
शिवे सर्वार्थसाधिके ॥ शरण्ये त्र्यम्बके गौरि नारायणि नमोऽस्तु ते (१०)

**सृष्टिस्थितिविनाशानां शक्तिभूते सनातनि ॥ गुणाश्रये गुणमये नारायणि नमोऽस्तु ते (११) शरणागतदीनार्तपरित्राणपरायणे ॥ सर्वस्यार्तिहरे देवि नारायणि नमोऽस्तु ते (१२)** જેમાંથી સર્વ શુભ વસ્તુઓ થતી હોવાથી આપ રૂદ્રાણીસ્વરૂપ શિવારૂપે છો. આપ સર્વ પ્રકારના વિષયોને પૂરા પાડવાવાળાં છો. આપ સર્વના શરણસ્વરૂપે રહેલાં છો. સોમ, સૂર્ય તથા અગ્નિરૂપ ત્રણલોકના રક્ષણ કરનાર બ્રહ્મા, વિષ્ણુ તથા રુદ્રસ્વરૂપવાળાં આપ છો. આપ ગૌરીસ્વરૂપે છો, એટલે મનવડે ધ્યાન કરવા યોગ્ય છો. આપ નારાયણની શકિતરૂપે છો. આપને અમારા નમસ્કાર છે. (૧૦) જગતની સૃષ્ટિ, પાલન તથા નાશ કરનારાં શક્તિરૂપે આપ છો. આપ શાશ્વત રહેવાવાળાં છો. સત્વાદિ ત્રણ ગુણો આપને વિશે રહેલ હોવાથી ત્રણ ગુણના આશ્રયવાળાં આપ કહેવાઓ છો. આપ ત્રણ ગુણને પામવાવાળાં છો. આપ નારાયણનાં પરમ શકિત સ્વરૂપે છો. આપને અમારા નમસ્કાર છે (૧૧) દીન તથા દુઃખી જે કોઇ આપને શરણે આવે છે, તે સર્વના રક્ષણને વિશે આપ તત્પર રહો છો. આપ દુઃખી લોકને પોતાની આપત્તિમાંથી મુકત કરવાવાળાં છો. હે નારાયણની શકિત સ્વરૂપવાળાં દેવિ ! આપને અમારા નમસ્કાર છે (૧૨) **દેવી વૈષ્ણવીરૂપેઃ-**

**हंसयुक्तविमानस्थे ब्रह्माणीरूपधारिणी ॥ कौशाम्भः क्षरिके देवि नारायणि**

नमोऽस्तु ते (१३) त्रिशूलचन्द्राहिधरे महावृषभवाहिनि ॥ माहेश्वरीस्वरूपेण नारायणि नमोऽस्तु ते (१४) मयूरकुक्कुटवृते महाशक्तिधरेऽनघे ॥ कौमारी रूपसंस्थाने नारायणि नमोऽस्तु ते (१५) शंखचक्रगदाशार्ङ्गगृहीतपरमायुधे ॥ प्रसीद वैष्णवीरूपे नारायणि नमोऽस्तुते (१६) અર્થ:-હંસોથી યુક્ત વિમાનને વિશે આપ સ્થિતિ કરવાવાળાં છો. અથવા તો યતિ તેમજ સૂર્યોવડે આશ્રય કરાયેલ અહંકારથી રહિત પરબ્રહ્મરૂપ તત્ત્વને વિશે આપ સ્થિતિ કરવાવાળાં છો. બ્રહ્માની શકિત બ્રહ્માણીના આકારને આપ ધારણ કરવાવાળાં છો. કમંડળને વિશે રહેલ જળનું સિંચન કરવાવાળાં આપ છો. હે દેવિ ! આપ નારાયણની શકિત-સ્વરૂપે છો. આપને અમારા નમસ્કાર છે. (૧૩) આપ ત્રિશુલ નામના આયુધને તથા એક કળારૂપે ચંદ્રને ધારણ કરનારાં, તેમજ સર્પોને ધારણ કરવાવાળાં છો. આપ મહાન્ વૃષભવડે વહન કરાઓ છો. મહેશ્વરનાં શકિતસ્વરૂપે આપ ધ્યાન કરવાને યોગ્ય છો. હે નારાયણ ભગવાનની સ્ત્રી ! આપને અમારા નમસ્કાર છે. (૧૪) પાપથી રહિત સ્વરૂપવાળાં હે દેવિ ! અનઘે કહેતાં અન કહેતાં દૈત્યો, તેને નાશ કરવાવાળાં અર્થાત્ વિષ્ણુને દ્વેષ કરનારને નાશ કરવાવાળાં ! સ્વામી કાર્તિકના શરીરને વિશે સ્થિતિ કરવાવાળાં ! મહાન્ શકિતરૂપી આયુધને ધારણ કરવાવાળાં ! મયૂર તથા કુકૂટવડે વીંટળાયલાં ! નારાયણની આકૃતિવાળાં ! આપને અમારા નમસ્કાર છે. (૧૫) ૯૭

વિષ્ણુની શક્તિરૂપ સ્વરૂપવાળાં ! શંખ, ચક્ર, ગદા તથા શાર્ઙ્ગરૂપ પરમ આયુધને ધારણ કરનારાં ! હે નારાયણિ દેવિ ! આપ પ્રસન્ન થાઓ. આપને અમારા નમસ્કારછે (૧૬)

વૃત્રાસુરનાં નાશકઃ–गृहीतोग्रमहाचक्रे दंष्ट्रोद्धृतवसुंधरे ॥ वराहरूपिणि शिवे नारायणि नमोऽस्तु ते (१७) नृसिंहरूपेणोग्रेण हन्तुं दैत्यान् कृतोद्यमे ॥ त्रैलोक्यत्राणसहिते नारायणि नमोऽस्तु ते (१८) किरीटिनि महावज्रे सहस्रनयनोज्ज्वले ॥ वृत्रप्राणहरे चैन्द्रि नारायणि नमोऽस्तु ते (१९) शिवदूतीस्वरूपेण हतदैत्यमहाबले ॥ घोररूपे महारावे नारायणि नमोऽस्तु (२०) અર્થઃ–આપ રૌદ્ર તથા મહાન્ વૈષ્ણવાયુધરૂપ ચક્રને ધારણ કરવાવાળાં છો આપે પોતાની દાઢવડે પૃથ્વીને ધારણ કરી હતી. આપ સર્વ પ્રકારે મંગલને કરવાવાળા છો. નારાયણની શક્તિવાળાં ! આપને અમારા નમસ્કાર છે. (૧૭) રુદ્ર સ્વરૂપવાળા નૃસિંહ ભગવાનના રૂપવડે આપ દૈત્યોને નાશ કરવા પ્રવૃત્ત થયાં હતાં. લોકના પાલનને આપ કરવાવાળાં છો. હે નારાયણિ દેવી ! આપને અમારા નમસ્કાર છે (૧૮) આપ મુકૂટને ધારણ કરવાવાળાં છો. આપ મહાન્ વજ્રરૂપી આયુધવાળાં છો. આપ પોતાની હજાર આંખોવડે પ્રકાશ કરવાવાળાં છો વૃત્રાસુરના પ્રાણને આપ નાશ કરવાવાળાં છો. હે નારાયણિ દેવિ ! આપને અમારા નમસ્કાર છે. (૧૯) ચંડિકાના શરીરમાંથી

નીકળેલ શકિત સ્વરૂપવડે આપે મહાન્ દૈત્યોના બળનો નાશ કરેલ છે. આપનું સ્વરૂપ ભયંકર છે. આપનો શબ્દ મહાન્ છે. હે નારાયણિ દેવિ! આપને અમારા નમસ્કાર છે. (૨૦) દેવી સાત્વિકાદિ ગુણરૂપેઃ दंष्ट्राकरालवदने शिरोमाला विभूषणे ॥ चामुण्डे मुण्डमथने नारायणि नमोऽस्तु ते (२१) लक्ष्मिलज्जे महाविद्ये श्रद्धे पुष्टि स्वधे ध्रुवे ॥ महारात्रि महामाये नारायणि नमोऽस्तु ते (२२) मेधे सरस्वतिवरे भूति बाभ्रवी तामसि ॥ नियते त्वं प्रसीदेशे नारायणि नमोऽस्तु ते (२३) सर्वस्वरूपे सर्वेशे सर्वशक्तिसमन्विते ॥ भयेभ्यस्त्राहि नो देवि दुर्गे देवि नमोऽस्तु ते (२४) અર્થઃ—આપનું મુખ દાઢોવડે મહા ભયંકર છે. આપના મસ્તકને વિશે માલારૂપ આભૂષણ આવી રહેલ છે. હે મહાકાલી દેવિ! આપ મુંડ દૈત્યનો નાશ કરવાવાળાં છો. હે નારાયણિ દેવિ! આપને અમારા નમસ્કાર છે. (૨૧) હે દેવિ! આપ લક્ષ્મીરૂપે છો. આપ લજ્જાસ્વરૂપે છો. આપજ મહા વિદ્યા અર્થાત્ પરમાત્માના વિષયવાળાં જ્ઞાનસ્વરૂપવાળાં છો. વળી આપ પોતે આસ્તિકય બુદ્ધિરૂપ સ્વભાવવાળાં છો. શરીરાદિના અવયવોની વૃદ્ધિને કરવાવાળાં આપ છો. આપ પિતરોને તૃપ્તિ કરવાવાળાં છો. આપ શાશ્વત સ્વરૂપે છો. આપ મહાન્ રાત્ર સ્વરૂપવાળાં છો અર્થાત્ હિરણ્યગર્ભના મરણ સમયે કાળસ્વરૂપવાળાં

આપ છો. આપ સર્વ જગતના કારણ સ્વરૂપે હોવાથી મહામાયારૂપે કહેવાઓ છો. હે નારાયણની શકિતસ્વરૂપવાળાં ! આપને અમારા નમસ્કાર છે. (૨૨) મેધા અર્થાત્ અનેક ગ્રંથો ધારણ કરવાની શકિતરૂપે આપ છો. આપ વાણી દેવીરૂપે છો. આપ શ્રેષ્ઠ સ્વરૂપવાળાં છો અર્થાત્ સાત્વિકગુણ ધારણ કરનારાં આપ છો. બાભ્રવી કહેતાં રજો ગુણને ધારણ કરવાવાળાં આપ છો. તેમજ તામસ ગુણને ધારણ કરવાવાળાં આપ છો. નિશ્ચય સ્વરૂપવાળાં આપ છો. હે સ્વામિનિ ! આપ અમારા પર પ્રસન્ન થાઓ. હે નારાયણની શકિતવાળાં! આપને અમારા નમસ્કાર છે. (૨૩) આપ સર્વ કહેતાં ત્રણે જગતના સ્વરૂપવાળાં છો. આપ સર્વના સ્વામિનીરૂપે છો. બ્રહ્માદિ સર્વ શકિતઓથી યુકત આપ છો. હે દેવિ ! આપ અમારૂં ભયમાંથી રક્ષણ કરો. હે દુર્ગા દેવિ ! આપને અમારા નમસ્કાર છે. (૨૪) **દેવીનું મુખ રક્ષકરૂપેઃ-**

**एतत्ते वदनं सौम्यं लोचनत्रयभूषितम् ॥ पातु नः सर्वभूतेभ्यः कात्यायनि नमोऽस्तु ते (२५) ज्वालाकरालमत्युग्रमशेषासुरसूदनम् ॥ त्रिशूलं पातु नो भीतेर्भद्रकालि नमोऽस्तु ते (२६) हिनस्ति दैत्यतेजांसि स्वनेनापूर्य या जगत् ॥ सा घण्टा पातु नो देवि पापेभ्यो नः सुतानिव (२७) असुरासृग्वसापङ्कचर्चितस्ते करोज्ज्वलः ॥ शुभाय खड्गो भवतु चण्डिके त्वां नता वयम् (२८)**

અર્થઃ-હે દેવિ ! હે ચંડિકા ! આ અર્થાત્ પ્રત્યક્ષ એવું આપનું મુખ સુંદરરૂપે છે. તે સોમ, સૂર્ય તથા અગ્નિમયવડે શણગારાયલું છે. હે કાત્યાયનિ* દેવિ ! અમોને સઘળા પ્રાણીમાત્રથી આપ રક્ષણ કરો. આપને અમારા નમસ્કાર છે. (૨૫) હે ભદ્રકાલી ! હે ચંડિકા ! જ્વાળાઓવડે વિકરાળ, અત્યંત ઉગ્રરૂપવાળું તથા અશેષ અસુરોનો નાશ કરવાવાળું આપનું ત્રિશૂલરૂપી આયુધ અમો દેવોને ભયમાંથી મુક્ત કરો. હે દેવિ ! આપને અમારા નમસ્કાર છે. (૨૬) જે ઘંટા પોતાના નાદવડે સર્વ જગતને પૂર્ણ કરે છે તથા જે ઘંટા દૈત્યના તેજનો નાશ કરે છે, તે ઘંટા પાપી એવા દૈત્યોથી અમારૂં રક્ષણ કરો. જે રીતે લોક ગાડી આદિથી પોતાના પુત્રનું રક્ષણ કરે છે, તેમ તમો અમારૂં રક્ષણ કરો. (૨૭) હે ચંડિકા ! અસુરોનાં રૂધિર તથા મેદરૂપી કાદવવડે લિપ્ત થયેલ તથા જે આપના હાથને શોભા આપે છે, એવું ખડ્ગ, અમોને અથવા સઘળા જગતને કલ્યાણ કરવાવાળું થાઓ. હે દેવિ ! હે ચંડિકા ! અમો દેવો આપને નમન કરતા છતા રહીએ છઇએ અર્થાત્ આપનુંજ કેવળ શરણને ગ્રહણ કરી અમો આપને સેવીએ છીએ. (૨૮)

* કાત્યાયની:-કૃત નામના ઋષિની પુત્રી તે કાત્યાયની અથવા क કહેતાં બ્રહ્મ તથા अ કહેતાં વિષ્ણુ આ બન્ને પાસે હમેશ ગમન કરનાર અર્થાત્ સરસ્વતી તથા રમા તથા તે બેઉની પરમ અધિષ્ઠાનરૂપ શક્તિ તે કાત્યાયની.

રોગનાં નાશક:-रोगानशेषानपहंसि तुष्टा रुष्टा तु कामान् सकलानभीष्टान् ॥ त्वामाश्रितानां न विपन्नराणां त्वामाश्रिता ह्याश्रयतां प्रयान्ति (२९) एतत्कृतं यत्कदनं त्वयाद्य धर्मद्विषां देवि महासुराणाम् ॥ रूपैरनेकैर्बहुधात्ममूर्तिं कृत्वाम्बिके तत्प्रकरोति कान्या (३०) હે દેવિ! આપનું આરાધન કરવાવડે જ્યારે આપ તુષ્ટમાન થાઓ છો ત્યારે આપ સઘળા રોગોનો નાશ કરો છો. આપ જો ક્રોધ-યુક્ત થાઓ છો તો સર્વ પ્રકારના ઇચ્છિત પદાર્થોનો નાશ કરો છો. આપને જેઓ શરણે આવેલ હોય છે, તેવા મનુષ્યોને કોઇપણ પ્રકારની વિપત્તિ હોતી નથી. જેઓ આપને આશ્રયે રહેલા હોય છે, તેઓ આપના આશ્રયને પામે છે. (૨૯) હે ચંડિકા! હમણાં તમોએ પોતાના શરીરને અનેક પ્રકારે કર્યું અર્થાત્ બ્રહ્માણી આદિ શક્તિરૂપે આપ થયાં યજ્ઞાદિ કર્મનો દ્વેષ કરવાવાળા શુંભાદિ મહાન્ અસુરોનો જે નાશ કર્યો તેવા પ્રકારનું કર્મ આપના વિના બીજી કઇ શક્તિ કરી શકે એમ છે? કોઇપણ કરી શકે એમ નથી. પણ આપજ તેમ કરી શકો એમ છે. (૩૦) આપ મહામાયારૂપે:-विद्यासु शास्त्रेषु विवेकदीपेष्वाद्येषु वाक्येषु च का त्वदन्या ॥ ममत्वगर्तेऽतिमहान्धकारे विभ्रामयत्येतदतीव विश्वम् (३१) रक्षांसि यत्रोग्रविषाश्च नागा यत्रारयो दस्युबलानि यत्र ॥ दावानलो यत्र तथाब्धिमध्ये

तत्र स्थिता त्वं परिपासि विश्वम् (३२) હે દેવિ! જ્ઞાનરૂપી પ્રકાશવાળાં જ્ઞાનપ્રદ મંત્રરૂપી વિદ્યાઓને વિશે, મનુસ્મૃતિ આદિ પ્રવૃત્તિ તથા નિવૃત્તિ કરનારાં શાસ્ત્રોને વિશે, વૈદિક વચનોને વિશે તથા પુરાણોને વિશે તેમજ અત્યંત મહાન્ અંધકારવાળા મમત્વરૂપી ખાડીવાળા સંસારને વિશે આપ મહામાયા વિના બીજું કોણ પ્રવર્તાવી શકે છે? વિષ્ણુની માયારૂપ આપજ અખિલ વિશ્વને મોહ પમાડો છો અર્થાત્ તેને મમત્વપણામાં જોડો છો. (૩૧) હે દેવિ! જે સ્થળને વિશે રાક્ષસો છે, જે સ્થળને વિશે તક્ષકાદિ નાગો છે, જે સ્થળને વિશે શત્રુઓ છે, જે સ્થળમાં ચોર લોકોના સમૂહો છે, જે સ્થળમાં દાવાનળ અગ્નિ છે તે સર્વ પ્રકારનાં સ્થળોને વિશે આપ જો કે સમુદ્રના મધ્યભાગને વિશે રહેલાં છો, છતાં આ સર્વ સ્થળે ઉપદ્રવના પ્રસંગે આપનું જો સ્મરણ થાય છે તો આપ સર્વ પ્રકારે રક્ષણ કરો છો. (૩૨) ઉપદ્રવનાં નાશક:-विश्वेश्वरि त्वं परिपासि विश्वं विश्वात्मिका धारयसीति विश्वम् ॥ विश्वेशवन्द्या भवती भवन्ति विश्वाश्रया ये त्वयि भक्तिनम्राः (३३) देवि प्रसीद परिपालय नोऽरिभीतेर्नित्यं यथासुरवधादधुनैव सद्यः ॥ पापानि सर्वजगतां प्रशमं नयाशु ह्युत्पातपाकजनितांश्च महोपसर्गान् (३४) હે દેવિ! આપ સઘળા વિશ્વના નિયામક સ્વરૂપે છો. આથી આપ આ સઘળા જગતનું

પાલન કરવાવાળાં છો. હે દેવિ! આપ વિશ્વાત્મા સ્વરૂપે છો. આથી આપ અખિલ જગતને ધારણ કરવાવાળાં છો. આપ વિશ્વના ઈશ એવા બ્રહ્માદિવડે વંદન કરવા યોગ્ય છો. આપને વિશે જેઓ ભક્તિવડે નમ્ર થાય છે, તે સઘળાઓ વિશ્વના આધારસ્વરૂપે થાય છે. (૩૩) હે દેવિ! આપ અમો દેવોપર પ્રસન્ન થાઓ. આપ શત્રુના ભયમાંથી સર્વદા અમારૂં પાલન કરો. આપે હમણાંજ શુંભાદિ દૈત્યનો નાશ કરી, અમો દેવોનું શુંભાસુરઆદિ અસુરોના ભયથી રક્ષણ કર્યું. સઘળા લોકોના પાપોનો તમો નાશ કરો. વળી સર્વલોકોના અધર્મને લઇ ઉત્પન્ન થનારા મહાન્ ઉપદ્રવોનો આપ જલદીથી નાશ કરો. (૩૪) **દેવીવડે વરદાનની માંગણી:—**

**प्रणतानां प्रसीद त्वं देवि विश्वार्तिहारिणि ॥ त्रैलोक्यवासिनामीड्ये लोकानां वरदा भव (३५) देव्युवाच (३६) वरदाऽहं सुरगणा वरं यन्मनसेच्छथ ॥ तं वृणुध्वं प्रयच्छामि जगतामुपकारकम् (३७)** હે દેવિ! આપ અખિલ વિશ્વના દુઃખનો નાશ કરવાવાળાં છો. જેઓ ભક્તિવડે નમ્ર છે તેઓના પર આપ પ્રસન્ન થાઓ. ત્રણે લોકોને વિશે રહેવાવાળાઓને આપ પૂજ્યસ્વરૂપે છો. હે દેવિ! આપ લોકોને વરદાન આપવાવાળાં થાઓ. (૩૫) દેવી બોલ્યાં; (૩૬) હું પોતે વરદાનને આપવાવાળી છું. હે દેવોના સમૂહો! તમો જે વરદાનને મનવડે ઇચ્છો છો, તે

જગતને ઉપકાર કરવાવાળું વરદાન મારી પાસેથી માંગી લ્યો. હું તમોને તે વરદાન આપું છું. (૩૭) ઉપદ્રવના નાશ માટે માંગણીઃ–देवा ऊचुः ॥३८॥ सर्वबाधाप्रशमनं त्रैलोक्यस्याखिलेश्वरि ॥ एवमेव त्वया कार्यमस्मद्वैरिविनाशनम् ॥३९॥ દેવો બોલ્યા; (૩૮) હે દેવિ ! આપ અખિલ જગતને વ્યાપી રહેવાવાળાં છો ત્રણે લોકને વિશે રહેવાવાળા સઘળાના ઉપદ્રવોને આપ નાશ કરવાવાળાં છો. જેમ તમોએ હમણાં અમારા વૈરી અસુરોનો નાશ કરી અમારૂં રક્ષણ કર્યું તેવાજ પ્રકારનું જગતને ઉપકાર કરવાવાળું કર્મ હમેશને માટે આપ કર્યા કરો. (૩૯) વિંધ્યાસિની રૂપે અસુરનાં નાશકઃ-देव्युवाच ॥ ४० ॥ वैवस्वतेऽन्तरे प्राप्ते अष्टाविंशतमे युगे ॥ शुंभो निशुंभश्चैवान्यावुत्पत्स्येते महासुरौ ॥४१॥ नन्दगोपगृहे जाता यशोदा गर्भसंभवा ॥ ततस्तौ नाशयिष्यामि विन्ध्याचलनिवासिनी ॥४२॥ દેવી બોલ્યાં;–(૪૦) હે દેવો ! તમો સાંભળો. જગતનાપર ઉપકાર કરવા માટે હેતુરૂપ મારાયુકત વિષ્ણુ ભગવાને મધુ તથા કૈટભનો નાશ કર્યો. ત્યારબાદ થોડા સમય પછી મેં દેવીએ મહિષાસુરનો નાશ કર્યો. ત્યારબાદ ચંડ, મુંડ ધૂમ્રલોચન, રકતબીજ, શુંભ તથા નિશંભનો સૈન્ય સહિત નાશ કર્યો. હવે મારા અનુગ્રહવડે લોક હર્ષને પામો. હવે પછીની બાબત હું કહું છું. આવતા વૈવસ્વત મન્વં-

તરમાં જ્યારે અઠ્ઠાવીશમો યુગ પ્રાપ્ત થશે ત્યારે પૂર્વે રકતબીજવડે જણાયલા જે શુંભ તથા નિશુંભ મરાયા છે તેજ નામવાળા બીજા શુંભ તથા નિશુંભ નામના મહાન્ અસુરો ઉત્પન્ન થશે. (૪૧) ત્યારબાદ નંદગોપના ગૃહને વિશે થયેલ તથા યશોદાના ગર્ભમાંથી ઉત્પત્તિવાળી તેમજ વિંધ્યાચલ પર્વતપર નિવાસ કરનારી એવી હું, આ ઉત્પન્ન થયેલ શુંભ તથા નિશુંભ નામના દૈત્યોનો નાશ કરીશ (૪૨)

વૈપ્રચિત્તાદિ નાશઃ-पुनरप्यतिरौद्रेण रूपेण पृथिवीतले ॥ अवतीर्य हनिष्यामि वैप्रचित्तांश्च दानवान् ॥४३॥ भक्षयन्त्याश्च तानुग्रान् वैप्रचित्तान् महासुरान् ॥ रक्तादन्ता भविष्यन्ति दाडिमीकुसुमोपमाः ॥ ४४ ॥ ततो मां देवताः स्वर्गे मर्त्यलोके च मानवाः ॥ स्तुवन्तो व्याहरिष्यन्ति सततं रक्तदन्तिकाम् ॥४५॥

હું દેવી વૈવસ્વત મન્વંતરને વિશેજ અઠાવીશમા યુગમાં દ્વાપર યુગનો નાશ થવે છતે તથા કળિયુગ પ્રાપ્ત થવે છતે *વૈપ્રચિત્ત નામના દાનવોનો, પૃથ્વીપર ઉતરી ઉગ્ર સ્વરૂપ ધારણ કરી નાશ કરીશ. (૪૩) આ ઉગ્ર સ્વરૂપવાળા વૈપ્રચિત્ત નામના અસુરોને ભક્ષણ કરવાથી મારા દાંતો રકતવર્ણવાળા થશે. આથી તે દાંતો દાડેમના

---

*વૈપ્રચિત્તાન વિરુદ્ધ પ્રજામાં જ્ઞાનવાળો જે અસુર, તે વિપ્રચિત્ત કહેવાય. વિપ્રચિત્તના જે પુત્રો, તે વૈપ્રચિત્ત કહેવાય.

પુલના સરખા રકતવર્ણવાળા થશે. (૪૪) વૈપ્રચિત્રોનું ભક્ષણ કરવાથી રકતદાંતવાળી એવી મારી સ્તુતિને કરનારા સઘળા દેવો સ્વર્ગને વિશે મને રકતદંતિકા એવા નામવડે ઓળખશે. તેમજ મૃત્યુલોકને વિશે મનુષ્યો મને રકતદંતિકા એવા નામથી ઓળખશે. (૪૫) દેવી શતાક્ષીરૂપેઃ-भूयश्च शतवार्षिक्यामनावृष्ट्यामनम्भसि ॥ मुनिभिः संस्मृता भूमौ संभविष्याम्ययोनिजा ॥ ४६ ॥ ततः शतेन नेत्राणां निरीक्षिष्यामि यन्मुनीन् ॥ कीर्तयिष्यन्ति मनुजाः शताक्षीमिति मां ततः ॥४७॥ અર્થઃ-ફરીથી જ્યારે સો વર્ષ સૂધી પૃથ્વીપર વૃષ્ટિ નહિ થશે, તેવામાં નદી તથા તળાવ આદિ પાણીથી રહિત થશે. આ સમયે મુનિઓ મારી સ્તુતિ કરશે ત્યારે હું એમને એમ મારી મેળે પ્રકટ થઈશ. (૪૬) મારો પ્રાદુર્ભાવ થવા પછી સો નેત્રોવડે સ્તુતિ કરવાવાળા મુનિઓ પ્રતિ જોઈશ. આમ કરવાથી સઘળા મનુષ્યો શતાક્ષી અર્થાત્ સો આંખવાળી મને કહેશે. (૪૭) દેવી શાકંભરીરૂપેઃ-ततोऽहमखिलं लोकमात्मदेहसमुद्भवैः ॥ भरिष्यामि सुराः शाकैरावृष्टेः प्राणधारकैः ॥४८॥ शाकम्भरीति विख्यातिं तदा यास्याम्यहं भुवि ॥ तत्रैव च वधिष्यामि दुर्गमाख्यं महासुरम् ॥४९॥ અર્થઃ-હે દેવતાઓ ! મારા દેહમાંથી ઉત્પન્ન થયેલ તથા પ્રાણોનું પોષણ કરનારા પત્ર આદિવડે, વૃષ્ટિ થતાં સૂધી અખિલ લોકનું હું

પોષણ કરીશ. (૪૮) તે સમયે હું શાકવડે અખિલ લોકનું પોષણ કરનાર થવાથી શાકંભરી એવે નામે જગતને વિશે વિખ્યાતિને પામીશ. આ શાકંભરીના અવતારમાં જ દુર્ગ નામના મહાન્ અસુરનો હું નાશ કરીશ. (૪૯) **દેવી ભીમારૂપેઃ–** दुर्गा देवीति विख्यातं तन्मे नाम भविष्यति ॥ पुनश्चाहं यदा भीमं रूपं कृत्वा हिमाचले ॥५०॥ रक्षांसि भक्षयिष्यामि मुनीनां त्राणकारणात् ॥ तदा मां मुनयः सर्वे स्तोष्यन्त्यानम्रमूर्तयः ॥५१॥ भीमा देवीति विख्यातं तन्मे नाम भविष्यति ॥ यदारुणाख्यस्त्रैलोक्ये महाबाधां करिष्यति ॥५२॥ અર્થઃ–આથી મારૂં નામ દુર્ગાદેવીરૂપે વિખ્યાત થશે. ફરી હું જ્યારે ભયાનકરૂપને ધારણ કરી હિમાલય પર્વતપર, (૫૦) મુનિઓનું રક્ષણ કરવા રાક્ષસોનું ભક્ષણ કરીશ ત્યારે સઘળા મુનિઓ ભકિતવડે નમ્ર શરીરવાળા થઇ મારી સ્તુતિ કરશે. (૫૧) તેવામાં ભીમાદેવી એવા નામવડે હું ખ્યાતિને પામીશ. વળી અરૂણ નામનો મહાન્ અસુર ત્રણે લોકમાં મહા પીડાને ઉત્પન્ન કરશે. (૫૨) **દેવી ભ્રામરીરૂપેઃ–** तदाऽहं भ्रामरं रूपं कृत्वा संख्येयषट्पदम् ॥ त्रैलोक्यस्य हितार्थाय वधिष्यामि महासुरम् ॥५३॥ भ्रामरीति च मां लोकास्तदा स्तोष्यन्ति सर्वतः ॥ इत्थं यदा यदा बाधा दानवोत्था भविष्यति ॥५४॥ तदा तदाऽवतीर्याहं करिष्याम्यरिसंक्षयम् ॥ ५५ ॥ इतिश्री मार्कण्डेयपुराणे

सावर्णिके मन्वंतरे देवीमाहात्म्ये नारायणीस्तुतिर्नामैकादशोऽध्यायः ॥ ११ ॥
ત્યારે અસંખ્ય ભમરાઓવાળા ભ્રમર સંબંધી સ્વરૂપને ધારણ કરી, ત્રણેલોકના હિતને માટે તે અરૂણ નામના મહાન અસુરનો હું નાશ કરીશ. (૫૩) આ સમયે સઘળા લોકો મને ભ્રામરી એવે નામે સર્વ પ્રકારે સ્તુતિ કરશે આ રીતે જે જે સમયે દાનવોથી પીડા લોકને થશે ત્યારે, (૫૪) *તે તે સમયે હું અવતારને ધારણ કરી શત્રુનો નાશ કરીશ. (૫૫) માર્કંડેય પુરાણમાં સાવર્ણિક મન્વંતરને વિશે દેવી માહાત્મ્યમાં નારાયણી સ્તુતિ, એ નામનો એકાદશ અધ્યાય. (૧૧) ઉવાચ ૪, અર્ધશ્લોક ૧. પૂર્ણ શ્લોક ૫૦ આ રીતે ૫૫ની સંખ્યા તથા પ્રથમથી ગણતાં ૬૩૦ની સંખ્યા.

અધ્યાય ૧૨મો. અષ્ટમી આદિમાં પાઠવડે દુઃખનો નાશઃ-દેવ્યુવાચ ॥१॥ एभिः स्तवैश्च मां नित्यं स्तोष्यते यः समाहितः ॥ तस्याहं सकलां बाधां नाशयिष्याम्यसंशयम् ॥२॥ मधुकैटभनाशं च महिषासुरघातनम् ॥ कीर्तयिष्यन्ति ये तद्वधं शुंभनिशुंभयोः ॥३॥ अष्टम्यां च चतुर्दश्यां नवम्यां चैकचेतसः ॥

* (આજ પ્રમાણે ભગવદ્‌ગીતામાં કહ્યું છે કે. यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत । तदा तदावतीर्याहं करिष्याम्यरि संक्षयम् ॥)

श्रोष्यन्ति चैव ये भक्त्या मम माहात्म्यमुत्तमम् ॥४॥ न तेषां दुष्कृतं किंचिद्-दुष्कृतोत्था न चापदः ॥ भविष्यति न दारिद्र्यं न चैवेष्टवियोजनम् ॥ ५ ॥

અર્થઃ-દેવી બોલ્યાં; (૧) એક ચિત્તવાળો થઇ જે મનુષ્ય સર્વદા આ સ્તોત્રોવડે મારી સ્તુતિને કરશે, તે પુરૂષની સર્વ પ્રકારની પીડાનો હું નાશ કરીશ. આ વાત તમોએ સંશયથી રહિત જાણવી. (૨) મધુ તથા કૈટભનો નાશ, મહિષાસુરનો નાશ તેમજ શુંભ તથા નિશુંભનો વધ, આ સર્વ બાબતનો જે કોઇ પુરૂષો પાઠ કરશે, (૩) વળી આઠમ, ચૌદશ તથા નવમીને દિવસે સાવધાન થઈ મારા ઉત્તમ એવા માહાત્મ્યને ભક્તિથી યુક્ત થઈ સાંભળશે, (૪) તો તેઓને કોઇ પણ પ્રકારનું પાપ નડશે નહિ. તેની સર્વ પ્રકારની આપત્તિનો નાશ થશે, તેઓને દરિદ્રતા આવશે નહિ તથા ઇચ્છિત વસ્તુરૂપ પુત્ર તથા ધનાદિથી વિયોગ થશે નહિ. (૫)

સ્તોત્રવડે ઉત્પાતાદિ નાશઃ-शत्रुतो न भयं तस्य दस्युतो वा न राजतः ॥ न शस्त्रानलतोयौघात् कदाचित् संभविष्यति ॥६॥ तस्मान्ममैतन्माहात्म्यं पठितव्यं समाहितैः॥ श्रोतव्यं च सदा भक्त्या परं स्वस्त्ययनं हि तत् ॥७॥ उपसर्गानशेषांस्तु महामारीसमुद्भवान् ॥ तथा त्रिविधमुत्पातं माहात्म्यं शमयेन्मम ॥८॥ यत्रैतत्पठ्यते सम्यङ्नित्यमायतने मम ॥ सदा न तद्विमोक्ष्यामि सान्निध्यं तत्र मे स्थितम् ॥९॥

बलिप्रदाने पूजायामग्निकार्ये महोत्सवे ॥ सर्वं ममैतच्चरितमुच्चार्यं श्राव्यमेव वा॥१०॥



મારી સ્તુતિનો પાઠ કરશે અથવા સાંભળશે, તેને કોઈપણ શત્રુ તરફથી ભય રહેશે નહિ. નૃપ તરફથી તેમજ કોઈ તસ્કર તરફથી ભય રહેશે નહિ. કોઈ આયુધથી થતો ભય, અગ્નિથી થતો ભય, જળના પ્રવાહથી થતો ભય, આ સર્વ પ્રકારના ભય તેના નાશને પામશે. (૬) ઇચ્છિતની પ્રાપ્તિના કારણરૂપે હોવાથી, સાવધાનથી યુકત થઈ મનુષ્યોએ પ્રકૃષ્ટ ફળને આપનાર, મહાન્ પૂજનીય એવા મારા માહાત્મ્યને સર્વદા ભકિતથી યુકત થઈ પાઠ કરવો તથા તેનું શ્રવણ કરવું. (૭) હું દેવીના માહાત્મ્યનો પાઠ કરનાર તથા સાંભળનારા મનુષ્યોને મહામારીથી થનારા સર્વ પ્રકારના ઉપદ્રવો દૂર થઈ જાય છે. વળી આધ્યાત્મિક અકુશળ, જેમકે રાગદ્વેષાદિવાળું અકુશળ, આધિભૌતિક અકુશળ જેવું કે પ્રેતાદિથી થનાર, આધિદૈવિક અકુશળ જેવું કે વજ્રપાતઆદિ આવા ત્રણે પ્રકારની અકુશળતાનો નાશ થાય છે. (૮) કોઈપણ સ્થળને વિશે અથવા સર્વદા મારા મંદિરને વિશે ત્રણ ચરિત્રવાળા આ માહાત્મ્યનો પાઠ કરવામાં આવે છે, તો તે મનુષ્યના ગૃહને વિશે હું સર્વદા સમીપતાને વિશે રહીશ (૯) બળિ આપતી વખતે, ગંધાદિવડે પૂજન વિશે, અગ્નિવડે હોમ કરવાવિશે તેમજ મહાન ઉત્સવ સમયે મનુષ્યે મારા આ ચરિત્રનો પાઠ કરવો તથા તેનું શ્રવણ કરવું જોઈએ. (૧૦) પાઠવડે ધનધાન્યાદિ પ્રાપ્તિ-

जानताऽजानता वापि बलिपूजां तथा कृताम् ॥ प्रतीक्षिष्याम्यहं प्रीत्या वह्निहोमं यथाकृतम् ॥११॥ शरत्काले महापूजा क्रियते या च वार्षिकी ॥ तस्यां ममै-तन्माहात्म्यं श्रुत्वा भक्तिसमन्वितः ॥१२॥ सर्वबाधाविनिर्मुक्तो धनधान्यसमन्वितः॥ मनुष्यो मत्प्रसादेन भविष्यति न संशयः ॥ १३ ॥ श्रुत्वा ममैतन्माहात्म्यं तथा चोत्पत्तयः शुभाः ॥ पराक्रमं च युद्धेषु जायते निर्भयः पुमान् ॥१४॥ रिपवः संक्षयं यान्ति कल्याणं चोपपद्यते ॥ नन्दते च कुलं पुंसां माहात्म्यं मम शृण्वताम् ॥१५॥

પાઠના વિધિને જાણનારાવડે અથવા તો વિધિને નહિ જાણનારાવડે જે કાંઈ પશુ-રૂપ બલિનું દાન કરવામાં આવે છે, તેને અંગે પૂજા કરવામાં આવે છે તેમજ તેને અંગે જે કાંઈ હોમ કરવામાં આવે છે, તે સર્વનો હું પ્રીતિથી યુકત થઈ સ્વીકાર કરીશ. (૧૧) દર વર્ષે શરત ઋતુમાં જે કાંઇ મારા સંબંધી મહાપૂજા કરવામાં આવે છે તથા તે સમયે મારા ચરિત્રનો ભકિતયુકત થઇ જે કોઈ મનુષ્ય પાઠ કરે છે તથા તેનું શ્રવણ કરે છે, (૧૨) તે મનુષ્ય સર્વ પ્રકારની આપત્તિમાંથી મુકત થાય છે તે ધન, ધાન્ય તથા પુત્રથી યુકત થાય છે. આ રીતે તે મનુષ્ય સર્વ પ્રકારના સુખવાળો થાય છે, એમાં કોઇ રીતનો સંશય નથી. (૧૩) જે કોઈ મારા આ ચરિત્રને, વિવિધ પ્રકારની શકિતના આવિર્ભાવને તથા યુદ્ધમાં

મારાવડે કરવામાં આવેલ પરાક્રમને સાંભળે છે, તે મનુષ્ય સર્વ પ્રકારના ભયથી મુક્ત થાય છે. (૧૪) મારા ચરિત્રને સાંભળનારા મનુષ્યોના સઘળા શત્રુઓ નાશને પામે છે તથા તેને કલ્યાણ પ્રાપ્ત થાય છે. તેઓ કલ્યાણને મેળવે છે તથા તેનો વંશ વૃદ્ધિને પામે છે. (૧૫) દેવીવડે ગ્રહાદિ નાશઃ–

शान्तिकर्मणि सर्वत्र तथा दुःस्वप्नदर्शने ॥ ग्रहपीडासु चोग्रासु माहात्म्यं शृणुयान्मम ॥१६॥ उपसर्गाः शमं यान्ति ग्रहपीडाश्च दारुणाः ॥ दुःस्वप्नं च नृभिर्दृष्टं सुस्वप्नमुपजायते ॥१७॥ बालग्रहाभिभूतानां बालानां शान्तिकारकम् ॥ संघातभेदे च नृणां मैत्रीकरणमुत्तमम् ॥ १८ ॥ दुर्वृत्तानामशेषाणां बलहानिकरं परम् ॥ रक्षोभूतपिशाचानां पठनादेव नाशनम् ॥१९॥ सर्वं ममैतन्माहात्म्यं मम सन्निधिकारकम्॥ पशुपुष्पार्घधूपैश्च गन्धदीपैस्तथोत्तमैः ॥२०॥ શાંતિરૂપ સર્વ પ્રકારનાં કર્મને વિશે, અનિષ્ટસૂચક નઠારાં સ્વપ્ન જોવામાં આવે તેમાં તથા તીવ્ર ફળવાળી ગ્રહાદિથી થનારી પીડાને વિશે મારા ચરિતને પુરૂષે સાંભળવું જોઈએ. (૧૬) ઉપસર્ગ આદિથી નાશકરૂપ મારા ચરિતના સાંભળવાવડે અતિવૃષ્ટિઆદિ મહાન પીડાનો નાશ થાય છે. તેમજ ભયાનક આદિત્યાદિ ગ્રહોવડે થનારી પીડાનો નાશ થાય છે. વળી મનુષ્યોવડે અનિષ્ટસૂચક નઠારાં સ્વપ્ન જોવામાં આવે છે

તેનો પણ નાશ થાય છે તથા તેને બદલે સારાં સ્વપ્ન જોવામાં આવે છે. (૧૭) પૂતનાદિ દોષવડે અભિભવને પામેલ બાલકોને આ ચરિત સાંભળવાથી શાંતિ ઉત્પન્ન થાય છે. વળી કોઇવડે ઉચ્ચાટના વિપ્રયોગ કરવાથી મિત્રપણામાં ભેદ થયલો હોય, તેવામાં મારા ઉભય માહાત્મ્યના શ્રવણવડે મૈત્રીનો સંભવ રહે છે. પણ બીજી કોઇ રીતે નહિ. (૧૮) આ શ્રેષ્ઠ માહાત્મ્ય, દુષ્ટ આચરણવાળા તથા ક્રૂર એવા સર્પ વ્યાઘ્રાદિ પ્રાણીઓના બળનો નાશ કરનારૂં છે. રાક્ષસો, ભૂતો તથા તામસરૂપ પિશાચો, આ માહાત્મ્યના પઠનથી નાશી જાય છે. (૧૯) હું દેવીનું આ સર્વ માહાત્મ્ય મારી સમીપતાને લાવવાવાળું છે. અજા આદિ પશુનો હોમ કરવાવડે, સુગંધીવાળાં પુષ્પોની પૂજાવડે, અષ્ટાંગાદિ ધૂપ મારા સમીપ કરવાવડે, મને અર્ઘાદિવડે પૂજવાથી, તેમજ ઉત્તમ સુગંધીવાળા દીપોવડે મારી પ્રીતિ સંપાદન થઇ શકે છે. (૨૦) બ્રહ્મ ભોજનાદિવડે દેવીને તુષ્ટિઃ–विप्राणां भोजनैर्होमैः प्रोक्षणीयैरहर्निशम्॥ अन्यैश्च विविधैर्भोगैः प्रदानैर्वत्सरेण या ॥२१॥ प्रीतिर्मे क्रियते सास्मिन्सकृ दुच्चरिते श्रुते ॥ श्रुतं हरति पापानि तथारोग्यं प्रयच्छति ॥२२॥ रक्षां करोति भूतेभ्यो जन्मनां कीर्तनं मम ॥ युद्धेषु चरितं यन्मे दुष्टदैत्यनिबर्हणम् ॥२३॥ तस्मिञ्छ्रुते वैरिकृतं भयं पुंसां न जायते ॥ युष्माभिः स्तुतयो याश्च याश्च ब्रह्मर्षिभिः कृताः ॥२४॥

ब्रह्मणा च कृतास्तास्तु प्रयच्छन्ति शुभां मतिम् ॥ अरण्ये प्रान्तरेवापि दावाग्नि-
परिवारितः ॥२५॥ બ્રાહ્મણોને ભોજન આદિ કરાવવાથી, અનેક પ્રકારના હોમોવડે,
પંચામૃત તથા અભિષેકાદિ નિત્ય કરવાવડે, વિવિધ ભોગ અર્થાત્ માળા આદિ અર્પણ
કરવાથી, મારી પ્રીતિ અર્થે વિવિધ દાનો આપવાથી એક વર્ષની અંદર હું પ્રસન્ન
થાઉં છું. (૨૧) મારા ચરિતનો એકજવાર પાઠ કરવાથી. અથવા તો શ્રવણ કરવાથી
મારી પ્રીતિ પ્રાપ્ત થાય છે. આ ચરિતને સાંભળવાથી પાપનો નાશ થાય છે તથા
આરોગ્યની પ્રાપ્તિ થાય છે. (૨૨) મારા બ્રહ્માણી આદિ અનેક પ્રાદુર્ભાવોનું કથન
કરવાવાળા મનુષ્યને હું ભુતપ્રેતાદિથી રક્ષા કરૂં છું. દેવી તથા દાનવોના સંગ્રામમાં
દુષ્ટ દૈત્યોના નાશરૂપ જે કાંઇ મારૂં ચરિત છે, તે સાંભળવાથી મનુષ્યને કોઈ રીતનો
ભય થતો નથી. (૨૩) આ ચરિત સાંભળવાથી મનુષ્યોને યુદ્ધોને વિશે તેમજ શત્રુ-
વડે થનારો ભય નાશ પામે છે. બ્રહ્મર્ષિ સુમેધા આદિ ઋષિઓવડે તથા તમારાવડે
દુષ્ટોના નાશ સંબંધી મારી જે કાંઇ સ્તુતિ કરવામાં આવે છે, (૨૪) તેમજ મધુ
કૈટભના નાશ વખતે બ્રહ્માવડે જે કાંઇ સ્તુતિ કરવામાં આવી છે, તે સર્વ પ્રકારની ૧:૬
સ્તુતિઓનું પઠન કરવાથી મનુષ્યને શુભ બુદ્ધિ પ્રાપ્ત થાય છે. અરણ્યને વિશે, માર્ગથી
રહિત સ્થાનને વિશે અથવા તો દાવાગ્નિવડે વીંટળાયલો હોય તેવો મનુષ્ય પણ
મારૂં સ્મરણ કરવાથી સંકટથી મુકત થાય છે. (૨૫) **ચરિત્ત ભયના નાશકરૂપઃ-**

दस्युभिर्वा वृतः शून्ये गृहीतो वापि शत्रुभिः ॥ सिंहव्याघ्रानुयातो वा वने वा वनहस्तिभिः ॥२६॥ राज्ञा क्रुद्धेन चाज्ञप्तो वध्यो बन्धगतोऽपि वा ॥ आघूर्णितो वा वातेन स्थितः पोते महार्णवे ॥२७॥ पतत्सु चापि शस्त्रेषु संग्रामे भृशदारुणे ॥ सर्वबाधासु घोरासु वेदनाभ्यर्दितोऽपि वा ॥२८॥ स्मरन् ममैतच्चरितं नरो मुच्येत संकटात् ॥ मम प्रभावात्सिंहाद्या दस्यवो वैरिणस्तथा ॥२९॥ दूरादेव पलायन्ते स्मरतश्चरितं मम ॥३०॥ નિર્જન પ્રદેશમાં ચોર આદિવડે વીંટળાયલો હોય, શત્રુવડે ગ્રહણ કરાયેલ હોય, સિંહ તથા વ્યાઘ્રાદિવડે પુઠે પડાયલો હોય, વનને વિશે વનના હાથીવડે વીંટળાયલો હોય, (૨૬) ક્રોધયુક્ત રાજાવડે આ વધ્ય છે એમ આજ્ઞાને પામેલ હોય, બંધનખાને પડેલ હોય, વાયુવડે વ્યાકુળ થયેલ હોય, તેમજ મહાન્ સમુદ્રને વિશે નાના હોડકાંને વિશે રહેલો હોય, (૨૭) તેમજ અત્યંત દારૂણ સંગ્રામમાં પુષ્કળ શસ્ત્રોનો પાત થતો હોય, મહાન્ ભયાનક પીડાને વિશે હોય તથા વેદનવડે દુઃખને પામતો હોય, (૨૮) છતાં આ મારા ચરિતનું જે કોઈ સ્મરણ કરે છે તો તે મનુષ્ય સંકટમાંથી મુક્ત થાય છે. મારા પ્રભાવવડે સિંહઆદિ પશુઓ, તસ્કરો, તેમજ શત્રુઓ, મારૂં સ્મરણ કરતાંની વારમાં, (૨૯) તથા મારા ચરિતનું સ્મરણ કરતાંની વારમાં દૂરથીજ ભાગી જાય છે. (૩૦)

દેવોને અધિકાર પ્રાપ્તિઃ—ऋषिरुवाच ॥३१॥ इत्युक्त्वा सा भगवती चण्डिका चण्डविक्रमा ॥३२॥ पश्यतामेव देवानां तत्रैवान्तरधीयत ॥ तेऽपि देवा निरातङ्काः स्वाधिकारान्यथा पुरा ॥३३॥ यज्ञभागभुजः सर्वे चक्रुर्विनिहतारयः ॥ दैत्याश्च देव्या निहते शुंभे देवरिपौ युधि ॥३४॥ जगद्विध्वंसिनि तस्मिन् महोग्रेऽतुलविक्रमे ॥ निशुंभे च महावीर्ये शेषाः पातालमाययुः ॥३५॥ एवं भगवती देवी सा नित्यापि पुनः पुनः ॥ संभूय कुरुते भूप जगतः परिपालनम् ॥३६॥ ઋષિ બોલ્યા; (૩૧) આ પ્રમાણે કહી રહ્યા પછી મહાન પરાક્રમવાળાં ભગવતી ચંડિકા દેવી, (૩૨) સઘળા દેવોના જોતજોતામાં અંતર્ધાન થઇ ગયાં. દેવીવડે નાશ પામેલ શત્રુવાળા દેવો પોતપોતાના અધિકારને પૂર્વની માફક પાછા ભોગવવા લાગ્યા. (૩૩) દેવોના શત્રુઓ નાશને પામવાથી તેઓ યજ્ઞના ભાગને ગ્રહણ કરવા લાગ્યા. જ્યારે યુદ્ધમાં દેવોનો શત્રુ શુંભ દેવીવડે નાશને પામ્યો તેમજ ત્રણે લોકનો નાશ કરનાર, અત્યંત રૂદ્ર સ્વરૂપવાળો, અત્યંત પરાક્રમવાળો તથા અત્યંત બળવાન નિશુંભ નામનો દૈત્ય નાશ પામવા પછી બાકી રહેલા દૈત્યો પાતાલને વિશે ભરાઈ બેઠા. (૩૫) હે ભૂપ ! આ પ્રમાણે ભગવતીદેવી જો કે પોતે વિકારથી રહિત સ્વરૂપે છે, છતાં વારંવાર અવતારને ધારણ કરી ત્રણે લોકનું માતારૂપે પાલન કરે છે. (૩૬) **દેવીનાં અનેક સ્વરૂપઃ—**

तयैतन्मोह्यते विश्वं सैव विश्वं प्रसूयते ॥ सा याचिता च विज्ञानं तुष्टा ऋद्धिं प्रयच्छति ॥३७॥ व्याप्तं तयैतत्सकलं ब्रह्माण्डं मनुजेश्वर ॥ महाकाल्या महाकाले महामारीस्वरूपया ॥३८॥ सैव काले महामारी सैव सृष्टिर्भवत्यजा ॥ स्थितिं करोति भूतानां सैव काले सनातनी ॥३९॥ भवकाले नृणां सैव लक्ष्मीर्वृद्धिप्रदा गृहे ॥ सैवाभावे तथा लक्ष्मीर्विनाशायोपजायते ॥४०॥ स्तुता संपूजिता पुष्पैर्गन्धधूपादिभिस्तथा ॥ ददाति वित्तं पुत्रांश्च मतिं धर्मे गतिं शुभाम् ॥४१॥ इति श्रीमार्कण्डेयपुराणे सावर्णिके मन्वन्तरे देवीमाहात्म्ये भगवतीवाक्यं नाम द्वादशोऽध्यायः ॥१२॥ આ દેવીવડે અખિલ જગત મોહને પામેલું છે આ દેવી અખિલ વિશ્વની ઉત્પત્તિને કરવાવાળાં છે. જ્યારે ભકતોવડે આ દેવીની પ્રાર્થના કરવામાં આવે છે ત્યારે તેઓ વિવેકપૂર્વક જ્ઞાનને આપે છે, તપવડે આ દેવી જ્યારે ભકતનાપર સંતુષ્ટ થાય છે ત્યારે મહાન્ સંપત્તિને આપવાવાળાં થાય છે.(૩૭) હે મનુષ્યોને વિશે શ્રેષ્ઠ એવા સુરથ રાજા ! મહાન્ તામસ સ્વરૂપવાળાં મહાદેવીવડે આ અખિલ બ્રહ્માંડ વ્યાપી રહેલ છે. વળી જ્યારે સંહારનો સમય આવે છે ત્યારે, (૩૮) આ દેવી કે જે જન્મથી રહિત છે તે પોતે તમોગુણવાળાં થઇ, મહામાયા સ્વરૂપે કહેવામાં આવે છે. ઉત્પત્તિ સમયે સત્વગુણ પ્રધાનવાળાં થઇ

સૃષ્ટિના કારણુ સ્વરૂપે તેઓ થાય છે. તેજ પ્રમાણે રજોગુણ પ્રધાનવાળાં થઇ, આ દેવી સર્વભુતોનું પાલન કરે છે. વળી આ દેવી સનાતન સ્વરૂપવાળાં છે. (૩૯) આ દેવી જ્યારે સાન્નિધ્યમાં હોય છે તો મનુષ્યોના ગૃહને વિશે વૃધ્ધિને આપનારી લક્ષ્મી સ્વરૂપે સ્થિતિ કરે છે. આ દેવીનો જ્યારે સમીપપણાનો અભાવ થાય છે ત્યારે સંપત્તિના અભાવ સ્વરૂપવાળાં થઈ અલક્ષ્મી સ્વરૂપે તેઓ પ્રકટ થાય છે. (૪૦) હે દેવિ! સ્તુતિનાં પદોવડે જ્યારે આપની સ્તુતિ કરવામાં આવે છે, તેમજ પુષ્પ, ધૂપ તથા ગંધ આદિવડે જ્યારે આપની પૂજા કરવામાં આવે છે ત્યારે તે ભકતોને આપ ધન, પુત્રો, ધર્મને વિશે બુદ્ધિ તથા શુભગતિ આપો છે. (૪૧) ઇતિશ્રી માર્કંડેય પુરાણુમાં સાવર્ણિક મન્વંતરમાં દેવીના માહાત્મ્યને વિશે ભગવતીનું વચન એ નામનો બારમો અધ્યાય. (૧૨) ઉવાચ ૨, અર્ધ શ્લોક ૨, પૂર્ણ શ્લોકો ૩૭, આમ બધું મળીને ૪૧ તથા કુલ્લે ૬૭૧ ની સંખ્યા થાય છે.

**અધ્યાય ૧૩મો. વિવેકીને પણ મોહકરૂપઃ-ऋषिरुवाच॥१॥एतत्ते कथितं भूप देवीमाहात्म्यमुत्तमम् ॥ २ ॥ एवंप्रभावा सा देवी ययेदं धार्यते जगत् ॥ विद्या तथैव क्रियते भगवद्विष्णुमायया ॥३॥ तया त्वमेष वैश्यश्च तथैवान्ये विवेकोनः॥ मोह्यन्ते मोहिताश्चैव मोहमेष्यन्ति चापरे ॥४॥ तामुपैहि महाराज शरणं परमे-**

श्वरीय ॥ आराधिता सैव नृणां भोगस्वर्गापवर्गदा ॥५॥ ઋષિ બોલ્યા; (૧) હે સુરથ રાજા! આ અતિ ઉત્તમ ભગવતી દેવીનું સર્વ પ્રકારની કામનાને પૂરી પાડવાવાળું માહાત્મ્ય બ્રહ્મર્ષિ સુમેધાવડે તમોને કહેવામાં આવ્યું. (૨) આ ભગવતીદેવી આવી રીતનાં સામર્થ્યવાળાં છે. જે દેવીવડે આ જગતને ઉત્પન્ન કરવામાં આવે છે તથા પાલન કરવામાં આવે છે તથા જે ભગવાન્ વિષ્ણુની માયારૂપ આ ચંડિકા દેવીવડે જ્ઞાનનો પ્રાદુર્ભાવ થાય છે, (૩) તે ભગવતીવડે સુરથ રાજા, સમાધિ વૈશ્ય તથા બીજા પણ શાસ્ત્રને જાણવાવાળા મનુષ્યો હાલ મોહને પમાડવામાં આવેલા છે. પૂર્વકાળે પણ મોહને પામેલા અનેક હતા તથા ભવિષ્યમાં પણ અનેક મોહને પામશે. (૪) હે સુરથ રાજા! તમો આ પરમેશ્વરી સ્વરૂપ દેવીને શરણે જાઓ. આ ભગવતી દેવીને તપવડે સંતોષવામાં આવે છે ત્યારે મનુષ્યને સુખ, સ્વર્ગ તથા મોક્ષને આપવાવાળાં તેઓ થાય છે. (૫) રાજાના શોકનો નાશઃ-मार्कण्डेय उवाच ॥६॥ इति तस्य वचः श्रुत्वा सुरथः स नराधिपः ॥ प्रणिपत्य महाभागं तमृषिं शंसितव्रतम् ॥७॥ निर्विण्णोतिममत्वेन राज्यापहरणेन च ॥ जगामसद्यस्तपसे स च वैश्यो महामुने ॥८॥ संदर्शनार्थमम्बाया नदीपुलिनसंस्थितः ॥ स च वैश्यस्तपस्तेपे देवीसूक्तं परं जपन् ॥ ९ ॥ तौ तस्मिन् पुलिने देव्याः कृत्वा मूर्तिं

महीमयीम् ॥ अर्हणां चक्रतुस्तस्याः पुष्पधूपाग्नितर्पणैः ॥१०॥ માર્કંડેય બોલ્યા; (૬) આ રીતે દેવીની તમો આરાધના કરો. આ પ્રમાણેની બ્રહ્મર્ષિ સુમેધસની વાણીને સાંભળી સુરથ નામનો તે રાજા, મહા ભાગ્યવાળા તથા તીવ્રવ્રતવાળા સુમેધસ ઋષિને નમસ્કાર કરવા લાગ્યો. (૭) આ રાજા પુત્રપૌત્રાદિના પર મમત્વ ભાવ હોવાથી તેમજ શત્રુવડે રાજ્ય લઇ લેવામાં આવેલ હોવાથી અત્યંત દુઃખવાળો જોકે હતો, તેમજ મમત્વ ભાવથી વૈશ્ય પણ દુઃખવાળો હતો, છતાં તે બેઉ જણાઓ તપ કરવા માટે ચાલ્યા ગયા. (૮) દેવી અંબિકાનો સાક્ષાત્કાર કરવા માટે કોઇ નદીના તટપર તેઓએ સારી રીતે સ્થિતિ કરી. વૈશ્ય તથા રાજા બેઉ જણા દેવીના શ્રેષ્ઠ ત્રણે ચરિત્રનો પાઠ કરતા છતા મહાન્ તપને કરવા લાગ્યા. (૯) વૈશ્યે તથા રાજાએ બેઉ જણાઓએ નદીના તટપર ચંડિકાદેવીની મૃત્તિકાની એક મૂર્તિ બનવી તથા પુષ્પ, ધૂપ, અગ્નિ તથા તર્પણવડે તે દેવીની પૂજા કરવા લાગ્યા. (૧૦)

દેવીની વરદાન માટે માગણીઃ-निराहारौ यताहारौ तन्मनस्कौ समाहितौ ॥ ददतुस्तौ बलिं चैव निजगात्रासृगुक्षितम् ॥११॥ एवं समाराधयतोस्त्रिभिर्वर्षैर्यतात्मनोः ॥ परितुष्टा जगद्धात्री प्रत्यक्षं प्राह चंडिका ॥१२॥ देव्युवाच ॥१३॥ यत्प्रार्थ्यते त्वया भूप त्वया च कुलनन्दन ॥१४॥ मत्तस्तत्प्राप्यतां सर्वं परितुष्टा

ददामि ते ॥१८॥ તે બેઉ જણાઓ ઉપવાસ કરવા લાગ્યા. તેઓ શરીરના નિર્વાહને માટે અલ્પ આહાર કરવા લાગ્યા. તેઓ દેવીનુંજ ધ્યાન કરવામાં મનવાળા થયા તથા ગુરૂના ઉપદેશને વિશે તેઓ સાવધાન રહેવા લાગ્યા. વળી પરહિંસાથી વિમુખ હોવાથી પોતાના શરીરમાંથી રૂધિરને બહાર કાઢી, તેને અન્નરૂપે બલિ આપવા લાગ્યા. (૧૧) દેવીને વિશે જેઓનું ચિત્ત લાગેલ છે તથા આ પ્રમાણે દેવીની આરાધના કરતાં તેઓને ત્રણ વર્ષ વીતી ગયાં. તેઓવડે કરવામાં આવતા તપવડે અત્યંત સંતુષ્ટ થયેલાં તથા જગતને ધારણ કરનારાં ચંડિકાદેવી પ્રત્યક્ષરૂપે પ્રકટ થઈ, તે બેઉ જણાને કહેવા લાગ્યાં. (૧૨) દેવી બોલ્યાં; (૧૩) હે કુળની વૃદ્ધિ કરવાવાળા વૈશ્ય! તથા હે ભૂપ! તમો બેઉ જે કાંઈ યાચના કરતા હોય, (૧૪) તે સર્વ વસ્તુ તમો મારી પાસેથી પ્રાપ્ત કરો. હું તમારાપર અત્યંત સંતુષ્ટ થયેલ છું. હું તમોને સર્વ કાંઈ આપીશ. (૧૫)

**રાજ્ય તથા મોક્ષની માંગણીઃ**—मार्कण्डेय उवाच ॥ १६ ॥ ततो वव्रे नृपो राज्यमविभ्रंश्यन्यजन्मनि ॥ अत्रैव च निजं राज्यं हतशत्रुबलं बलात् ॥१७॥ सोऽपि वैश्यस्ततो ज्ञानं वव्रे निर्विण्णमानसः ॥ ममेत्यहमिति प्राज्ञस्संगविच्युतिकारकम् ॥१८॥ देव्युवाच ॥ १९ ॥ स्वल्पैरहोभिर्नृपते स्वं राज्यं प्राप्स्यते भवान् ॥२०॥ हत्वा रिपूनस्खलितं तव तत्र भविष्यति ॥ २१ ॥ मृतश्च भूयः

संप्राप्य जन्म देवाद्विवस्वतः ॥२२॥ सावर्णिको नाम मनुर्भवान्भुवि भविष्यति ॥२३॥ वैश्यवर्य त्वया यश्च वरोऽस्मत्तोऽभिवांछितः ॥ २४ ॥ तं प्रयच्छामि संसिद्ध्यै तव ज्ञानं भविष्यति ॥२५॥ માર્કંડેય બોલ્યા; (૧૬) ત્યારપછી રાજાએ બીજા જન્મને વિશે સ્થિર એવા રાજ્યને માટે યાચના કરી અર્થાત્ સાવર્ણિ મનુરૂપે થઈ મન્વંતરની પ્રાપ્તિવડે મળનાર સ્થિર રાજ્યને માટે માંગણી કરી. વળી પોતાના હાલના રાજ્યમાં શત્રુના બળનો નાશ થાય તથા પોતાનું રાજ્ય પોતાને પાછું મળે, એવી પ્રાર્થના કરી. (૧૭) વળી સંસારનાં દુઃખને જોઇ જેનું મન ઉદ્વેગને પામેલ છે, એવા સમાધિ નામના વૈશ્યે વિરકત થઇ મોક્ષને માટે પ્રાર્થના કરી વિવેકયુકત તે વૈશ્યે, આ મારો પુત્ર છે તથા હું એનો પિતા છું, આ મારી સ્ત્રી છે તથા હું તેનો સ્વામી છું, આ રીતના મારા તથા અહંભાવરૂપ આસકિતના નાશ કરવાવાળા બ્રહ્મજ્ઞાનને માટે પ્રાર્થના કરી. (૧૮) દેવી બોલ્યાં; (૧૯) હે સુરથ રાજા ! થોડા દિવસની અંદર તું તારા રાજ્યને મેળવીશ. (૨૦) જન્માન્તરને વિશે તું રારા શત્રુનો નાશ કરીશ. તારૂં રાજ્ય સ્થિરપણાને પામશે. (૨૧) હે નૃપ ! મૃત્યુને પામ્યા પછી ફરી સૂર્ય ભગવાન તથા તેની પત્ની છાયાથી તું ઉત્પત્તિને પામશે. (૨૨) તું પૃથ્વી ઉપર સાવર્ણિક નામના મનુસ્વરૂપે થશે. (૨૩) હે વૈશ્ય !

હે શ્રેષ્ઠ! તેં મારી પાસેથી જે કાંઇ ઇચ્છિત માંગેલ છે, (૨૪) તે મોક્ષને માટે હું તને વરદાન આપું છું. આ વરદાનથી તને જ્ઞાન પ્રાપ્ત થશે. (૨૫) દેવીનું અંતર્ધાનપણું:-मार्कण्डेय उवाच (२६) इति दत्त्वा तयोर्देवी यथाभिलषितं वरम् ॥ बभूवांतर्हिता सद्यो भक्त्या ताभ्यामभिष्टुता (२७) एवं देव्या वरं लब्ध्वा सुरथः क्षत्रियर्षभः ॥ सूर्याज्जन्म समासाद्य सावर्णिर्भविता मनुः (२८) पुनरपि ॥ इति दत्त्वा तयो० ॥ एवं देव्या वरं० (२९) क्लीं ॐ श्री मार्कण्डेयपुराणे सावर्णिके मन्वन्तरे देवीमाहात्म्ये सुरथवैश्ययोर्वरप्रदानं नाम त्रयोदशः ॥ १३ ॥ માર્કંડેય બોલ્યા; (૨૬) આ પ્રમાણે રાજાને તથા વૈશ્યને તે બેઉ જણાથી ભક્તિવડે સ્તુતિને પામવાથી બેઉને આ પ્રમાણે ઇચ્છિત વરદાન આપી ભગવતી દેવી તત્કાળ અંતર્ધાન થઇ ગયાં. (૨૭) આ પ્રમાણે ક્ષત્રિયોને વિશે શ્રેષ્ઠ સુરથ રાજાએ વરદાન મેળવ્યું. તે સૂર્યથી અન્ય જન્મને પ્રાપ્ત કરી છાયાના પુત્રરૂપે પ્રથમ મનુરૂપે થશે. (૨૮) તે બેઉ જણાથી ભક્તિવડે સ્તુતિને પામવાથી બેઉને આ પ્રમાણે ઇચ્છિત વરદાન આપી ભગવતી દેવી તત્કાળ અંતર્ધાન થઇ ગયાં. આ પ્રમાણે ક્ષત્રિયોને વિશે સુરથ રાજાએ વરદાન મેળવી સૂર્યથી અન્ય જન્મને પ્રાપ્ત કરી, છાયાના પુત્રરૂપ પ્રથમ મનુરૂપે થશે. (૨૯) ક્લીં ૐ શ્રી માર્કંડેય પુરાણમાં સાવર્ણિક મન્વંતરને વિશે

દેવી માહાત્મ્યમાં સુરથ તથા વૈશ્યને વરદાનની પ્રાપ્તિ,એ નામનો તેરમો અધ્યાય (૧૩). ઉવાચ ૬, અર્ધ શ્લોક ૧૧, પૂર્ણ શ્લોક ૧૨ એમ બધું મળી ૨૯ ની સંખ્યા તથા પ્રથમથી ગણતાં ૭૦૦ ની સંખ્યા થાય છે.

ઉત્તર ન્યાસોઃ-खड्गिनी शूलिनी घोरा गदिनी चक्रिणी तथा ॥ शंखिनी चापिनी बाणभुशुंडीपरिघायुधा ॥ એમ કહી હૃદયને વિશે, प्राच्यां रक्ष प्रतीच्यां च चण्डिके रक्ष दक्षिणे ॥ भ्रामणेनात्मशूलस्य उत्तरस्यां तथेश्वरि ॥ એમ કહી શિખાયૈવષટ્ કહેવું, सौम्यानि यानि रूपाणि त्रैलोक्ये विचरन्ति ते ॥ यानि चात्यर्थघोराणि तै रक्षास्मांस्तथा भुवम् ॥ એમ કહી કવચાયહું કહેવું. खड्गशूलगदादीनि यानि चास्त्राणि तेऽम्बिके ॥ करपल्लवसंगीनि तैरस्मान्रक्ष सर्वतः ॥ એમ કહી નેત્રત્રયાય વૌષટ્ કહેવું. सर्वस्वरूपे सर्वेशे सर्वशक्तिसमन्विते ॥ भयेभ्यस्त्राहि नो देवि दुर्गे देवि नमोऽस्तु ते ॥ એમ કહી અસ્ત્રાયફટ્ કહેવું. દુર્ગાનું ધ્યાનઃ-विद्युद्दामसमप्रभां मृगपतिस्कंधस्थितां भीषणां कन्याभिः करवालखेटविलसद्धस्ताभिरासेवितास् ॥ हस्तैश्चक्रधरालिखेटविशिखांश्चापं गुणं तर्जनीं विभ्राणामनलात्मिकां शशिधरां दुर्गां त्रिनेत्रां भजे ॥ આ શ્લોકનો અર્થ પાનુ ૩૧ પૃષ્ઠ ૨ માં આપેલો છે. તંત્રોક્ત રાત્રીસૂકતઃ-नमो देव्यै महादेव्यै शिवायै

सततं नमः ।। नमः प्रकृत्यै भद्रायै नियताः प्रणताःस्म ताम् (१) रौद्रायै नमो नित्यायै गौर्यै धात्र्यै नमो नमः ।। ज्योत्स्नायै चेंदुरूपिण्यै सुखायै सततं नमः (२) આ પ્રમાણે આ ત્રીશ શ્લોકના અર્થો પાંચમા અધ્યાયના શ્લોક ૯ થી તે શ્લોક ૮૨ સૂધીમાં આપવામાં આવેલા છે અર્થાત્ પેજ ૬૪ તથા પૃષ્ઠ ૨ થી પે. ૬૭ પૃષ્ઠ ૧ સૂધી આપેલ છે તે અહીં જાણી લેવા. આ થઈ રહ્યા પછી ઉપર પ્રમાણે ષડંગ ન્યાસ કરી ૧૦૮ વાર ૐ ઐં હ્રીં ક્લીં ચામુંડાયૈ વિચ્ચે નમઃ કહી જપ કરવો. પછી પાછા ષડંગ ન્યાસ કરવા. તે કર્યા બાદ गुह्यातिगुह्य गोप्त्री त्वं गृहाणास्मत्कृतं जपम् ।। सिद्धिर्भवतु मे देवि त्वत्प्रसादान्महेश्वरि ।। આપ ગુહ્ય કરતાં પણ અત્યંત ગુહ્ય રીતે રક્ષણને કરવાવાળાં છો. અમારાવડે કરવામાં આવેલ જપને આપ ગ્રહણ કરો. હે દેવિ! હે મહેશ્વરિ! આપના અનુગ્રહવડે મને સિદ્ધિ પ્રાપ્ત થાઓ. એમ કહી દેવીના ડાબા હાથને વિશે જપનું નિવેદન કરવું. ત્યારબાદ ત્રણ રહસ્યોનો પાઠ કરવો अस्य श्रीसप्तशती रहस्य त्रयस्य नारायण ऋषिः ।। अनुष्टुप् छंदः ।। महाकाली महालक्ष्मी महासरस्वत्यो देवताः ।। यथोक्तफलावाप्त्यर्थं जपे विनियोगः ।। આ સપ્તશતીના ત્રણ રહસ્યના ઋષિરૂપે નારાયણ છે, છંદ અનુષ્ટુપ છે, મહાકાલી, મહાલક્ષ્મી તથા

મહાસરસ્વતી દેવતારૂપે છે. ઇચ્છિત ફળની પ્રાપ્તિ થવા માટે આ રહસ્યના જપનો વિનિયોગ છે. પ્રાધાનિક રહસ્યઃ-રાજાએ પૂછેલ પ્રશ્નઃ-राजोवाच ॥ भगवन्नवतारा मे चण्डिकायास्त्वयोदिताः ॥ एतेषां प्रकृतिं ब्रह्मन् प्रधानं वक्तुमर्हसि (१) आराध्यं यन्मया देव्याः स्वरूपं येन वै द्विज ॥ विधिना ब्रूहि सकलं यथावत्प्रणतस्य मे (२) રાજા કહેવા લાગ્યા;-હે ભગવન્! સુમેધસઋષિ! આપે ચંડિકાના અવતાર સંબંધી વર્ણન કર્યું. પણ આ સઘળા અવતારોમાંથી મુખ્ય રીતે ઉપાસવા યોગ્ય મુખ્ય સ્વરૂપ કેવું છે, તે સંબંધી મને કહો. (૧) હે દ્વિજ! મારે પોતાને જે દેવીનું સ્વરૂપ આરાધનને યોગ્ય હોય, તે સર્વ મને કે જે આપનાં ચરણારવિંદને વિશે પડેલો છું તેને સર્વ વિધિપૂર્વક આપ કહો. (૨) મહાલક્ષ્મી આદ્યાઃ-ऋषिरुवाच ॥ इदं रहस्यं परममनाख्येयं प्रचक्षते ॥ भक्तोऽसीति न मे किंचित्तवावाच्यं नराधिप (३) सर्वस्याद्या महालक्ष्मीस्त्रिगुणा परमेश्वरी ॥ लक्ष्यालक्ष्यस्वरूपा सा व्याप्य कृत्स्नं व्यवस्थिता (४) मातुलिङ्गं गदां खेटं पानपात्रं च बिभ्रती ॥ नागं लिङ्गं च योनिं च बिभ्रती नृपमूर्धनि (५) तप्तकांचनवर्णाभा तप्तकांचनभूषणा ॥ शून्यं तदखिलं लोकं विलोक्य परमेश्वरी ॥ बभार रूपमपरं तमसा केवलेन हि (७) सा भिन्नांजनसंकाशा दंष्ट्रांचितवरानना ॥ विशाललोचना

नारी बभूव तनुमध्यमा (૮) ઋષિ કહેવા લાગ્યા;–આ રહસ્ય શ્રેષ્ઠ છે તથા કોઈને નહિ કહેવા યોગ્ય છે, એમ કહેવામાં આવે છે. હે રાજન્! તું મારો ભક્ત છે તને નહિ કહેવા યોગ્ય કાંઈ પણ વસ્તુ નથી. (૩) સર્વે અવતારને વિશે આધારસ્વરૂપે મહાલક્ષ્મી છે. આ પરમ ઈશ્વરી ત્રણ પ્રકારનાં ગુણવાળાં છે. તેઓ વ્યકત તેમજ અવ્યકત સ્વરૂપવાળાં છે. તેઓ અખિલ જગતને વિશે વ્યાપીને રહેલ છે. (૪) તેઓ પોતાના હાથને વિશે માતુલિંગ, ગદા, ચર્મ તથા પાનપાત્રને ધારણ કરે છે. હે નૃપ! તેઓ પોતાના મસ્તકને વિશે ત્રણ પ્રકારના નાગને, રૂદ્રના ચિહ્નને તેમજ વિષ્ણુના ચિહ્નને ધારણ કરવાવાળાં છે. અર્થાત્ નાગાદિના સ્વરૂપવડે બ્રહ્મા, વિષ્ણુ તથા રૂદ્રાત્મક સ્વરૂપવાળાં તેઓ છે. (૫) તપાવવામાં આવેલ સુવર્ણના વર્ણ સદૃશ કાંતિવાળાં તેઓ છે. વળી તપ્ત સુવર્ણના સરખાં ભૂષણવાળાં તેઓ છે. જ્યારે સ્થૂલ સ્વરૂપનો અભાવ હોય છે ત્યારે પોતાના તેજવડે અખિલ જગતને વિશે ચિન્માત્ર સ્વરૂપે કરી તેઓ વ્યાપી રહેલાં છે. (૬) જ્યારે અખિલ જગતને પ્રલયકાળે સ્થૂલભાવથી રહિત તેઓ જૂવે છે ત્યારે આ પરમેશ્વરી કેવળ તમો ગુણવડે એક સ્વરૂપને ધારણ કરે છે. (૭) આ સ્વરૂપ તેઓનું નીચે પ્રમાણે હોય છેઃ–મહાન અંજનના સરખાં વર્ણવાળાં, દાઢોથી યુકત શ્રેષ્ઠ મુખવાળાં, વિશાલ લોચનવાળાં તથા મધ્યભાગને વિશે સૂક્ષ્મ સ્વરૂપવાળાં તેઓ હોય છે. (૮) **મહાકાલી સ્વરૂપઃ–**

खड्गपात्रशिरः खेटैरलंकृतचतुर्भुजा ॥ कबंधहारं शिरसा बिभ्राणा हि शिरःस्रजम् (९) सा प्रोवाच महालक्ष्मीं तामसी प्रमदोत्तमा ॥ नाथ कर्म च मे मातर्देहि तुभ्यं नमो नमः (१०) तां प्रोवाच महालक्ष्मीस्तामसीं प्रमदोत्तमाम् ॥ ददामि तव नामानि यानि कर्माणि तानि च (११) महामाया महाकाली महामारी क्षुधा तृषा ॥ निद्रा तृष्णा चैकवीरा कालरात्रीर्दुरत्यया (१२) इमानि तव नामानि प्रतिपाद्यानि कर्मभिः ॥ एभिः कर्माणि ते ज्ञात्वा योऽधीते सोऽश्नुते सुखम्(१३) तामित्युक्त्वा महालक्ष्मीः स्वरूपमपरं नृप ॥ सत्त्वाख्येनातिशुद्धेन गुणेनेन्दुप्रभं दधौ (१४) અર્થ:-આ કાલીદેવીની ચાર ભુજાઓ ખડ્ગ પાત્ર, શિર તથા ખેટવડે શણુગારાયલી છે. આ દેવી પોતાના મસ્તકને વિશે કબંધ પુષ્પની માળા તથા મસ્તકોની માળાને ધારણુ કરે છે. (૯) આ તામસ સ્વરૂપવાળાં તથા મદવડે ઉત્તમ સ્વરૂપવાળાં કાલીદેવી મહાલક્ષ્મીદેવીને કહેવા લાગ્યાં કે, હે માતા મહાલક્ષ્મી ! મારૂં નામ તથા કર્મ શું છે, તે મને કહો. હું તમેને વારંવાર નમસ્કાર કરૂં છું (૧૦) મહાલક્ષ્મીદેવી મદવડે ઉત્તમ સ્વરૂપવાળાં મહાકાલીદેવીને કહેવા લાગ્યાં કે, તમારાં શાં શાં નામો છે તથા તમારાં જે જે કર્મો છે, તે હું જણાવું છું. (૧૧) તમારાં નામો નીચે પ્રમાણે છે:-મહામાયા, મહાકાલી, મહામારી, ક્ષુધા, તૃષા, નિદ્રા, તૃષ્ણા,

અકવારા, કાલરાત્રી તથા દુરત્યયા. (૧૨) આવા પ્રકારનાં તમારાં નામો છે તથા કર્મોવડે તે પ્રતિપાદન થયલાં છે. આ નામોવડે આપનાં જે કર્મો છે તેને જે કોઈ જાણે છે તથા તેનો જે કોઈ પાઠ કરે છે, તે સુખને મેળવે છે. (૧૩) મહાલક્ષ્મીએ આ પ્રમાણે કાલિકાદેવીને કહ્યા પછી, હે સુરથ રાજા ! તેમણે બીજા સ્વરૂપને ધારણ કર્યું. આ સ્વરૂપ સત્વગુણને લઈ અત્યંત શુદ્ધ હતું. વળી તે સ્વરૂપ ચંદ્રમાના સરખી કાંતિવાળું હતું. (૧૪) **મહાસરસ્વતી સ્વરૂપઃ-**

**अक्षमालांकुशधरा वीणापुस्तकधारिणी ॥ सा बभूव वरा नारी नामान्यस्यै च सा ददौ (१५) महाविद्या महावाणी भारती वाक् सरस्वती ॥ आर्या ब्राह्मी कामधेनुर्वेदगर्भा च धीश्वरी (१६) अथोवाच महालक्ष्मीर्महाकालीं सरस्वतीम् ॥ युवां जनयतां देव्यौ मिथुने स्वानुरूपतः (१७) इत्युक्त्वा ते महालक्ष्मीः ससर्ज मिथुनं स्वयम् ॥ हिरण्यगर्भौ रुचिरौ स्त्रीपुंसौ कमलासनौ (१८)** આ સરસ્વતી દેવી પોતાના હાથોને વિશે અક્ષની માળાને, અંકુશને, વીણાને તથા પુસ્તકને ધારણ કરવાવાળાં હતાં. આ પ્રમાણે તે સરસ્વતીદેવી અત્યંત શ્રેષ્ઠ હતાં. મહાલક્ષ્મીદેવી આ સરસ્વતીને નીચે પ્રમાણેનાં નામો આપવા લાગ્યાં. (૧૫) જેવાં કે, મહાવિદ્યા, મહાવાણી, ભારતી, વાક, સરસ્વતી, આર્યા, બ્રહ્મી, કામધેનુ, વેદગર્ભા તથા ધીશ્વરી.

(૧૬) ત્યારબાદ મહાલક્ષ્મીદેવી મહાકાલી તથા મહાસરસ્વતીને નીચે પ્રમાણે કહેવા લાગ્યાં કે, તમો બે દેવીઓ પોતાના સ્વરૂપને અનુસરી બે જોડકાંને ઉત્પન્ન કરો. (૧૭) મહાકાલી તથા મહાસરસ્વતીને આ પ્રમાણે કહ્યા પછી, મહાલક્ષ્મીદેવીએ પોતે એક જોડકાને ઉત્પન્ન કર્યું. આ સ્ત્રી પુરૂષનું જોડકુ સુવર્ણ સરખી કાંતિવળું, અત્યંત શોભાયમાન તથા કમળનાપર બેસવાવાળું હતું. (૧૮) બ્રહ્માદિની ઉત્પત્તિઃ

ब्रह्मन्विधे विरिंचेति धातरित्याह तं नरम् ॥ श्रीःपद्मे कमले लक्ष्मीत्याह माता स्त्रियं च ताम् (१९) महाकाली भारती च मिथुने सृजतः सह ॥ एतयोरपि रूपाणि नामानि च वदामि ते (२०) नीलकण्ठं रक्तबाहुं श्वेतांगं चंद्रशेखरं ॥ जनयामास पुरुषं महाकाली सितां स्त्रियम् (२१) स रुद्रः शंकरः स्थाणुः कपर्दी च त्रिलोचनः ॥ त्रयी विद्या कामधेनुः सा स्त्री भाषाक्षरा स्वरा (२२)

અર્થઃ—આ જોડકામાં જે પુરૂષરૂપે હતો, તને બ્રહ્મા, વિરંચ, વિધિ અથવા ધાતરૂપે તેઓ કહેવા લાગ્યાં. માતા મહાલક્ષ્મી આ જોડકામાં જે સ્ત્રી હતાં, તેમને તેઓ શ્રી, પદ્મા અથવા કમલારૂપે તેઓ કહેવા લાગ્યાં. (૧૯) વળી મહાકાલી તથા ભારતી આ બેઉ એકેક જોડકાને ઉત્પન્ન કરવા લાગ્યાં. આ બે જોડકાનાં નામો તથા રૂપો હું તમોને કહું છું. (૨૦) મહાકાલીએ જોડકામાંથી જે પુરૂષને

ઉત્પન્ન કર્યો, તે નીલકંઠ, રકતબાહુ, શ્વેતાંગ અથવા ચંદ્રશેખર નામે ઓળખાયો. તેમજ આ મહાકાલીએ શ્વેત વર્ણવાળી એક સ્ત્રીને ઉત્પન્ન કરી. (૨૧) મહાકાલીથી ઉત્પન્ન થયેલ પુરૂષ રૂદ્રરૂપે, શંકરરૂપે, સ્થાણુરૂપે, કપર્દીરૂપે અથવા ત્રિલોચન સ્વરૂપે ઓળખાય છે. જે સ્ત્રી હતી, તે ત્રયીરૂપે. વિદ્યારૂપે, કામધેનુરૂપે, ભાષાક્ષરા રૂપે અથવા સ્વરારૂપે ઓળખાય છે. (૨૨) વિષ્ણુ આદિની ઉત્પત્તિ:—

सरस्वती स्त्रियं गौरीं कृष्णं च पुरुषं नृप ॥ जनयामास नामानि तयोरपि वदामि ते (२३) विष्णु कृष्णो हृषोकेशो वासुदेवो जनार्दनः ॥ उमा गौरो सतो चंडी सुंदरी सुभगा शुभा (२४) एवं युवतयः सद्यः पुरुषत्वं प्रपेदिरे ॥ चक्षुष्मन्तोऽनुपश्यन्ति नेतरे तद्विदो जनाः (२५) ब्रह्मणे प्रददौ पत्नीं महालक्ष्मीर्नृपत्रयाम् ॥ रुद्राय गौरीं वरदां वासुदेवाय च श्रियम् (२६) અર્થ:-તેજ પ્રમાણે સરસ્વતીએ એક ગૌરવર્ણવાળી સ્ત્રીને તથા કૃષ્ણસ્વરૂપવાળા પુરૂષને, હે સુરથરાજા ! ઉત્પન્ન કર્યાં. આ બેઉ સ્ત્રી પુરુષોનાં જે નામો છે, તે હું તમોને કહું છું. (૨૩) જે પુરુષ હતો, તેનું વિષ્ણુ, કૃષ્ણ હૃષીકેશ, વાસુદેવ તથા જનાર્દન એવાં નામો છે. વળી જે સ્ત્રી હતી તેનાં ઉમા, ગૌરી સતી, ચંડી, સુંદરી, સુભગા તથા શુભા આવી રીતનાં નામો છે. (૨૪) આ રીતે થયા પછી તે યુવતીઓએ એક

પુરુષને જલદી પ્રાપ્ત કર્યો. જેઓને આત્મસાક્ષાત્કાર થયેલો હોય છે તેઓ આવી રીતની સામ્યતાને જોઈ શકે છે, પણ આત્મસાક્ષાત્કારથી રહિત આ સર્વ એકજરૂપે છે એમ જાણી શકતા નથી. (૨૫) હે સુરથ રાજા ! મહાલક્ષ્મીએ આમાં જે ત્રયી અથવા વિદ્યારૂપે જે ઓળખાય છે તેને પત્નીરૂપે બ્રહ્માને આપી વળી વરદા અથવા ગૌરીરૂપે જે ઓળખાય છે તેને રુદ્રને આપી તથા જે શ્રીરૂપે ઓળખાય છે, તેને પત્નીરૂપે વાસુદેવને આપી. (૨૬) પ્રધાનાદિ કાર્યોત્પત્તિઃ- स्वरया सह संभूय विरिंचोऽण्डमजीजनत् ॥ बिभेद भगवान्रुद्रस्तद्गौर्या सह-वीर्यवान् (२७) अण्डमध्ये प्राधानादिकार्यजातमभून्नृप ॥ महाभूतात्मकं सर्वं जगत्स्थावरजंगमम् (२८) पुपोष पालयामास तल्लक्ष्म्या सह केशवः ॥ संजहार जगत्सर्वं सह गौर्या महेश्वरः (२९) महालक्ष्मीर्महाराज सर्वसत्त्वमयीश्वरी ॥ निराकारा च साकारा सैव नानाभिधानभृत् (३०) नामान्तरैर्निरूप्यैषा नाम्ना नान्येन केनचित् (३१) इति प्राधानिकं रहस्यं समाप्तम् ॥ અર્થ:-હે સુરથ ! વિરિંચ અથવા બ્રહ્માએ સ્વરા અથવા ત્રયી નામની પોતાની પત્નીની સાથે રહી એક ઈંડાને ઉત્પન્ન કર્યું. પછી ગૌરી નામની શક્તિની સાથે રહી પરાક્રમી રુદ્ર ભગવાને તે ઇંડાના બે વિભાગો કર્યા. (૨૭) હે સુરથરાજા ! સ્થાવર તથા જંગમ-

વાળું, મહાભૂતાત્મક સ્વરૂપવાળું અખિલ જગત્ આ ઇંડાના મધ્યભાગને વિશે પ્રધાનાદિ કાર્ય સ્વરૂપે હતું. (૨૮) કેશવ ભગવાન પોતાની લક્ષ્મીરૂપ શકિતની સાથે મળી, આ જગતનું પાલન તથા વૃદ્ધિને કરવા લાગ્યા. તેમજ મહેશ્વર ભગવાન્ પોતાની ગૌરી નામની શકિત સહવર્તમાન આ જગતનો સંહાર કરવા લાગ્યા. (૨૯) હે મહારાજ! મહાલક્ષ્મી પોતે સર્વ પ્રકારના સત્વવાળાં તથા ઇશ્વરી સ્વરૂપે છે. તેઓ નિરાકારસ્વરૂપે તેમજ સાકારસ્વરૂપે છે. તેઓ પોતે અનેક પ્રકારનાં સ્વરૂપોને ધારણ કરનાવાળાં છે. (૩૦) અનેક પ્રકારનાં નામોવડે આ મહાલક્ષ્મીનું વર્ણન થાય છે. પણ આ મહાલક્ષ્મી સિવાય બીજા કોઇ અન્ય નામવડે આ સર્વ પ્રકારના નામોનું નિરૂપણ નથી. (૩૧) આ રીતે પ્રાધાનિક રહસ્ય સમાપ્ત.

વૈકૃતિક રહસ્યઃ—યોગનિદ્રોત્પત્તિઃ—ऋषिरुवाच ॥ त्रिगुणा तामसी देवी सात्त्विकी या त्वयोदिता ॥ सा शर्वा चण्डिका दुर्गा भद्रा भगवतीर्यते ॥१॥ योगनिद्रा हरेरुक्ता महाकाली तमोगुणा ॥ मधुकैटभनाशार्थं यां तुष्टावाम्बुजासनः ॥२॥ दशवक्त्रा दशभुजा दशपादाञ्जनप्रभा ॥ विशालया राजमाना त्रिंशल्लो-चनमालया ॥३॥ स्फुरद्दशनदंता सा भीमरूपापि भूमिप ॥ रूपसौभाग्यकान्तीनां सा प्रतिष्ठा महाश्रियाम् ॥ खड्गबाणगदाशूलशंखचक्रभुशुण्डिभृत् ॥ परिघं कार्मुकं

शीर्षं निश्च्योतद्रुधिरं दधौ ॥८॥ ઋષિ કહેવા લાગ્યા;-ત્રણ ગુણવાળાં, તામસ સ્વરૂપવાળાં તથા સાત્વિક સ્વરૂપવાળાં જે દેવીનું તમારાવડે વર્ણન કરાયું છે અર્થાત્ જે દેવી રજોગુણ સ્વભાવવાળાં છે તે શર્વા, ચંડિકા, દુર્ગા, ભદ્રા તથા ભગવતી એવા નામવડે ઓળખાય છે. (૧) આ દેવી વિષ્ણુ ભગવાનની યોગનિદ્રાસ્વરૂપે છે. તે તમોગુણ સ્વરૂપવાળાં મહાકાલી કહેવાય છે. મધુ તથા કૈટભનો નાશ કરવા માટે બ્રહ્માએ આ દેવીની સ્તુતિ કરી હતી. (૨) તેઓ દશ મુખવાળાં, દશ ભુજાવાળાં તથા દશ પગવાળાં છે. કાજળના સરખો તેમનો વર્ણ છે. ત્રીશ વિશાળ લોચનોવડે તેઓ શોભાથી યુકત છે. (૩) પ્રકાશમાન દાઢ તથા દાંતવાળાં તેઓ છે. હે સુરથરાજા! તેઓ ભયાનક સ્વરૂપવાળાં છે. રૂપ, સૌભાગ્ય તથા કાંતિયુકત મહા શોભાના તેઓ આશ્રયસ્વરૂપે છે. (૪) તેઓ પોતાના હાથને વિશે ખડ્ગ, બાણ, ગદા, શુલ, શંખ, ચક્ર તથા ભુશુંડિને ધારણ કરે છે. વળી તેઓ પરિઘ, કાર્મુક, શીષ તથા ટપકતા રૂધિરને તેઓ ધારણ કરે છે. (૫) મહાલક્ષ્મી સ્વરૂપઃ-एषा सा वैष्णवी माया महाकाली दुरत्यया ॥ आराधिता वशीकुर्यात्पूजाकर्तुश्चराचरम् ॥ ६ ॥ सर्वदेवशरीरेभ्यो याऽऽविर्भूतामितप्रभा ॥ त्रिगुणा सा महालक्ष्मीः साक्षान्महिषमर्दिनी ॥७॥ श्वेतानना नीलभुजा सुश्वेतस्तनमण्डला ॥ रक्तमध्या रक्तपादा

नीलजंघोरुरुन्मदा ॥८॥ सुचित्रजघना चित्रमाल्याम्बरविभूषणा ॥ चित्रानुलेपना कान्तिरूपसौभाग्यशालिनी ॥ ९ ॥ अष्टादशभुजापूज्या सा सहस्रभुजा सती ॥ आयुधान्यत्र वक्ष्यन्ते दक्षिणाधः करक्रमात् ॥१०॥ આ દેવી વિષ્ણુ ભગવાનની માયા-રૂપે ઓળખાય છે. આ મહાકાલીનું સ્વરૂપ એવું છે કે, દુઃખે કરી તેની સમીપ જવાઈ શકે એમ છે. જો આ દેવીનું આરાધન કરવામાં આવે છે તો તેનું પૂજન કરવાવાળાને સ્થાવર જંગમરૂપ સઘળું જગત્ વશ થાય છે (૬) સઘળા દેવોમાંથી અત્યંત કાંતિવાળાં તથા ત્રિગુણસ્વરૂપવાળાં જે દેવી પ્રકટ થયાં, ત સાક્ષાત્ મહિષાસુરનો નાશ કરવાવાળાં મહાલક્ષ્મીદેવી છે. (૭) આ મહાલક્ષ્મીદેવી શ્વેત મુખવાળાં, કૃષ્ણભુજાવાળાં અત્યંત શ્વેત સ્તનમંડલવાળાં, મધ્યમાં રકતવર્ણવાળાં, રકત ગવાળાં. કૃષ્ણજંઘા તથા ઊરૂવાળાં તથા અત્યંત મદથી યુકત છે (૮) તઓ સારા શોભાયમાન જઘનવાળાં, શોભાયમાન પુષ્પ, વસ્ત્ર તથા અલંકારોથી યુકત છે. સુંદર લેપન તેઓના અંગને વિશે છે. તેઓ કાંતિ, રૂપ તથા સૌભાગ્યથી યુકત છે. (૯) તેઓ અઢાર ભુજાવાળાં છે. તેઓ પૂજ્ય સ્વરૂપે છે. વળી તેઓ હજાર ભુજાને પણ ધારણ કરે છે. જમણા હાથથી લઈ ડાબા હાથ સુધીમાં તેમનાં જે આયુધો છે તેઓનું હું ક્રમે કરી વર્ણન કરૂં છું. (૧૦) સરસ્વતી સ્વરૂપઃ—अक्षमाला च कमलं

बाणोऽसिः कुलिशं गदा ॥ चक्रं त्रिशूलं परशुः शंखो घण्टा च पाशकः ॥११॥ शक्तिर्दण्डश्चर्मचापं पानपात्रं कमण्डलुः ॥ अलंकृतभुजामेभिरायुधैः कमलासनाम् ॥१२॥ सर्वदेवमयीमीशां महालक्ष्मीमिमां नृप ॥ पूजयेत् सर्वलोकानां स देवानां प्रभुर्भवेत् ॥ १३ ॥ गौरीदेहात्समुद्भूता या सत्त्वैकगुणाश्रया ॥ साक्षात्सरस्वती प्रोक्ता शुंभासुरनिबर्हिणी ॥१४॥ दधौ चाष्टभुजा बाणान् मुसलं शूलचक्रभृत् ॥ शंखं घण्टां लांगलं च कार्मुकं वसुधाधिप ॥१५॥ તેઓ અક્ષની માળાને, કમળને, બાણને, તલવારને, કુલિશને, ગદાને, ચક્ર, ત્રિશૂલ, પરશુ, શંખ, ઘંટા તથા પાશને ધારણ કરવાવાળાં છે. (૧૧) વળી તેઓ શકિત, દંડ, ચર્મ, ચાપ, પીવાનું પાત્ર, કમંડલુ, આ સર્વને ધારણ કરે છે. આવી રીતનાં અનેક પ્રકારનાં આયુધોવડે તેમના હાથો શોભી રહેલ છે. વળી કમળરૂપી આસનવાળાં તેઓ છે. (૧૨) સર્વ દેવોની શકિત યુકત તથા નિયામકરૂપે આ મહાલક્ષ્મી છે. હે રાજન્! જે લોકો આ મહાલક્ષ્મીનું પૂજન કરે છે તેઓ દેવોના પણ સ્વામીરૂપે થાય છે. (૧૩) હવે ગૌરીદેહમાંથી જેમની ઉત્પત્તિ છે, જે કેવળ સત્વગુણના આશ્રયવાળાં છે તે સાક્ષાત સરસ્વતીરૂપે છે. તેઓ શુંભાસુરનો નાશ કરવાવાળાં છે. (૧૪) તેઓ પોતાની આઠ ભુજાઓને વિષે બાણ, મુસલ, શૂલ, ચક્ર, શંખ, ઘંટા, લાંગલ તથા કાર્મુક

આયુધને હે નૃપ! ધારણ કરે છે. (૧૫) મહાલક્ષ્મીની પૃથક્ ઉપાસનાઓઃ-
एषा संपूजिता भक्त्या सर्वज्ञत्वं प्रयच्छति॥ निशुंभमथिनी देवी शुंभासुरनिबर्हिणी ॥१६॥ इत्युक्तानि स्वरूपाणि मूर्तीनां तत्र पार्थिव ॥ उपासनं जगन्मातुः पृथगासां निशामय ॥१७॥ महालक्ष्मीर्यदा पूज्या महाकाली सरस्वती ॥ दक्षिणोत्तरयोः पूज्ये पृष्ठतो मिथुनत्रयम् ॥ १८ ॥ विरंचिः स्वरया मध्ये रुद्रो गौर्या च दक्षिणे ॥ वामे लक्ष्म्या हृषीकेशः पुरतो देवतात्रयम् ॥१९॥ अष्टादशभुजा मध्ये वामे चास्या दशानना ॥ दक्षिणेऽष्टभुजा लक्ष्मीर्महतीति समर्चयेत् ॥२०॥
સરસ્વતી દેવીનું ભકિતવડે પૂજન કરવામાં આવે છે તો તે સર્વજ્ઞપણાને પામે છે. આ દેવી શુંભ તથા નિશુંભનો નાશ કરવાવાળાં છે. (૧૬) આ રીતે દેવીની મૂર્તિઓનાં સ્વરૂપો કહેલાં છે. જગતનાં માતારૂપ આ મહાલક્ષ્મીનાં જે સ્વરૂપો છે તેઓની ભિન્નભિન્નરૂપે ઉપાસનાઓને, હે રાજન્! તમો સાંભળો. (૧૭) મહાલક્ષ્મીના પૂજન સમયે દક્ષિણ તથા ઉત્તર ભાગનેવિશે મહાકાલી તથા સરસ્વતીનું પૂજન કરવું. પછાડીના ભાગમાં ત્રણ યુગલનું પૂજન કરવું. (૧૮) જેમકે સ્વરાશકિત સહિત બ્રહ્માનું મધ્ય ભાગ વિશે, ગૌરી શકિત સહિત રૂદ્રનું દક્ષિણ ભાગને વિશે, લક્ષ્મી સહિત હૃષીકેશનું વામભાગને વિશે તથા આગળના ભાગમાં ત્રણે દેવીઓનું પૂજન કરવું. (૧૯)

મધ્યભાગમાં અઢાર ભુજાવાળાં દેવી છે, તેમની ડાબી બાજુમાં દશાનનાદેવી રહેલાં છે. વળી દક્ષિણ ભાગને વિશે આઠ ભુજાવાળાં મહાલક્ષ્મીનું પૂજન કરવું જોઇએ. (૨૦)

પૂજનવિધિઃ-पूर्वादिदलतः पूज्या असिताङ्गादिभैरवाः ॥ अष्टादशभुजा चैषा यदा पूज्या नराधिप ॥२१॥ दशानना चाष्टभुजा दक्षिणोत्तरयोस्तदा ॥ दशानना यदा पूज्या दक्षिणोत्तरयोस्तदा ॥२२॥ कालमृत्यू च संपूज्यौ सर्वारिष्टप्रशान्तये ॥ यदा चाष्टभुजा पूज्या शुंभासुरनिबर्हिणी ॥२३॥ नवास्याः शक्तयः पूज्यास्तदा रुद्रविनायकौ ॥ नमो देव्या इति स्तोत्रैर्महालक्ष्मीं समर्चयेत् ॥२४॥ अवतार-त्रयार्चायां स्तोत्रमन्त्रास्तदाश्रयाः ॥ अष्टादशभुजा चैषा पूज्या महिषमर्दिनी ॥२५॥

પૂર્વાદિના ક્રમવડે કૃષ્ણ અંગવાળા ભૈરવાદિનું, અઢાર ભુજાઓમાં દેવીનું જ્યારે પૂજન કરવામાં આવે ત્યારે હે રાજન્! પૂજન કરવું જોઇએ. (૨૧) જ્યારે દક્ષિણ તથા ઉત્તરને વિશે દશાનનવાળાં શકિતનું પૂજન કરવું હોય તો દશાનન શકિત-વાળાં તથા અષ્ટ ભુજાવાળી શકિતઓનું દક્ષિણ તથા ઉત્તર ભાગમાં પૂજન કરવું. (૨૨) વળી શુંભાસુરનો નાશ કરવાવાળાં આઠ ભુજાવાળાં દેવીનું પૂજન કરવું હોય તો સર્વ પ્રકારના અરિષ્ટની શાંતિને માટે કાળ તથા મૃત્યુ આ બેઉ દેવોનું પૂજન કરવું જોઇએ. (૨૩) જ્યારે કવચમાં કહેલ નવ શકિતઓનું પૂજન કરવું હોય ત્યારે

પ્રથમ રુદ્ર તથા વિનાયકનું પૂજન કરવું. વળી नमो देव्यै० ઇત્યાદિ સ્તોત્રોવડે મહાલક્ષ્મીનું પૂજન કરવું જોઇએ. (૨૪) દેવીના ત્રણ અવતારો સંબંધીના પૂજનમાં તે તે સ્તોત્ર તથા મંત્રના આશ્રયવાળા શ્લોકોવડે પૂજન કરવું. મહિષનો નાશ કરવાવાળાં અઢાર ભુજાવાળાં શકિતનું પૂજન કરવું જોઇએ. (૨૫) પૂજનથી થતું ફળઃ–

महालक्ष्मीर्महाकाली सैव प्रोक्ता सरस्वती ॥ ईश्वरी पुण्यपापानां सर्वलोकमहेश्वरी ॥२६॥ महिषान्तकरी येन पूजिता स जगत्प्रभुः ॥ पूजयेज्जगतां धात्रीं चण्डिकां भक्तवत्सलाम् ॥२७॥ अर्घादिभिरलंकारैर्गन्धपुष्पैस्तथोत्तमैः ॥ धूपैर्दीपैश्च नैवेद्यैर्नानाभक्ष्यसमन्वितैः ॥ २८ ॥ रुधिराक्तेन बलिना मांसेन सुरया नृप ॥ बलिमांसादिपूजेयं विप्रवर्ज्या मयेरिता ॥१९॥ तेषां किल सुरामांसैर्नोक्ता पूजा नृप क्वचित् ॥ प्रणामाचमनीयैश्च चन्दनेन सुगन्धिना ॥३०॥ જે મહાલક્ષ્મી છે તેજ મહાકાલી તથા મહાસરસ્વતીરૂપે છે. તેઓ પુણ્ય તથા પાપના નિયામકસ્વરૂપે છે. તે સર્વ લોકને વિષે મહાન્ ઇશ્વરી શકિતરૂપે છે. (૨૬) મહિષાસુરનો નાશ કરવાવાળાં મહાલક્ષ્મીનું જે પૂજન કરે છે, તે જગતના સ્વામીરૂપે થાય છે. ભકતો જેને વહાલા છે એવાં ચંડિકાદેવીનું તેમજ જગતના નિર્માણને કરનારાં બ્રાહ્મી શકિતનું પૂજન કરવું જોઇએ. (૨૭) અર્ઘ આદિવડે, અલંકારોવડે, ઉત્તમ ગંધ

તથા પુષ્પોવડે, ધૂપ, દીપ તેમજ અનેક પ્રકારના ભક્ષ્ય પદાર્થોથી યુકત નૈવેદ્યવડે આ દેવીનું પૂજન કરવું. (૨૮) વળી હે રાજન્! રૂધિરથી ભરપૂર બલિવડે, માંસવડે તથા સુરાવડે દેવીનું પૂજન કરવું. પણ મેં એમ કહેલ છે કે, આ બલિરૂપે માંસાદિ પૂજા બ્રાહ્મણને વર્જ્ય છે. (૨૯) હે નૃપ! બ્રાહ્મણોને માટે દારૂ તથા માંસાદિવડે પૂજા કહેવામાં આવેલ નથી. બ્રાહ્મણોએ તો કેવળ પ્રણામ, આચમન તથા સુગંધી ચંદનવડે દેવીનું પૂજન કરવું જોઈએ. (૩૦) सकर्पूरैश्च ताम्बूलैर्भक्तिभावसमन्वितैः ॥ वामभागेऽग्रतो देव्याश्छिन्नशीर्षं महासुरम् ॥३१॥ पूजयेन्महिषं येन प्राप्तं सायुज्यमीशया ॥ दक्षिणे पुरतः सिंहं समग्रं धर्ममीश्वरम् ॥ ३२ ॥ वाहनं पूजयेद्देव्या धृतं येन चराचरम् ॥ ततः कृतांजलिर्भूत्वा स्तुवीत चरितैरिमैः ॥३३॥ एकेन या मध्यमेन नैकेनेतरयोरिह ॥ चरितार्धं तु न जपेज्जपञ्छिद्रमवाप्नुयात् ॥३४॥ स्तोत्रमन्त्रैः स्तुवीतेमां यदि वा जगदंबिकाम् ॥ प्रदक्षिणा नमस्कारान् कृत्वा मूर्ध्नि कृतांजलिः ॥३५॥ ભકિતભાવથી યુકત થઈ કર્પૂર તથા તાંબૂલવડે દેવીનું પૂજન કરવું. દેવીના ડાબા ભાગને વિશે છિન્ન મસ્તકવાળા મહાન્ અસુરનું પૂજન કરવું. (૩૧) જે મહિષાસુર ઇશાની સાથે સાયુજ્ય મુકિતને પામ્યો હતો, તેનું પૂજન કરવું. આગળના ભાગમાં સંપૂર્ણ ધર્મરૂપ તથા ઇશ્વર સ્વરૂપ

સિંહનું દક્ષિણને વિશે પૂજન કરવું. (૩૨) જેનાવડે આ ચરાચર સર્વ જગત્ રહેલ છે. દેવીના તે વાહનનું પૂજન કરવું. ત્યારબાદ હાથ જોડી ઉપર આવી ગયેલ ત્રણ ચરિત્રોના સમુચ્ચયવડે દેવીની સ્તુતિ કરવી. (૩૩) કેવળ એકલા મધ્યમ ચરિત્રવડે સ્તુતિ કરવી, પણ પ્રથમ તથા ઉત્તમ આ બે ચરિત્રોમાંથી એકવડે સ્તુતિ કરવી નહિ. અડધા ચરિતનો જપ કરવો જોઇએ નહિ. જો તેમ કરવામાં આવે તો તેને વિઘ્ન આવી પડે. (૩૪) અથવા તો જગદંબિકાનું કવચ, અર્ગલા, કીલક તથા દેવીસૂકત આ ચાર સ્તોત્રોવડે દેવીની સ્તુતિ કરવી, દેવીની પ્રદક્ષિણા કરવી તથા મસ્તકવડે દેવીને બે હાથ જોડી નમસ્કાર કરવા. (૩૫) સ્તુતિમંત્રોવડે દેવીને હોમઃ-

क्षमापयेज्जगद्धात्रीं मुहुर्मुहुरतन्द्रितः ॥ प्रतिश्लोकं च जुहुयात्पायसं तिलसर्पिषा ॥३६॥ जुहुयात्स्तोत्रमन्त्रैर्वा चण्डिकायै शुभं हविः ॥ भूयो नामपदैर्देवीं पूजयेत् सुसमाहितः ॥३७॥ प्रयतः प्रांजलिः प्रह्वः प्राणानारोप्य चात्मनि ॥ सुचिरं भावयेद्देवीं चण्डिकां तन्मयो भवेत् ॥३८॥ एवं यः पूजयेद्भक्त्या प्रत्यहं परमेश्वरीम् ॥ भुक्त्वा भोगान् यथाकामं देवीसायुज्यमाप्नुयात् ॥३९॥ यो न पूजयते नित्यं चण्डिकां भक्तवत्सलाम् ॥ भस्मीकृत्यास्य पुण्यानि निर्दहेत्परमेश्वरी ॥४०॥ तस्मात्पूजय भूपाल सर्वलोकमहेश्वरीम् ॥ यथोक्तेन विधानेन चण्डिकां सुख-

माप्स्यसि ॥४१॥ इति वैकृतिकं रहस्यं समाप्तम् ॥ અર્થઃ—આળસથી રહિત થઈ જગતના ધાતારૂપ દેવીને ક્ષમાપના કરવી, દૂધપાક, તલ તથા ઘી વડે દરેક શ્લોક બોલી દેવીને હોમ કરવો. (૩૬) અથવા તો સ્તોત્રના મંત્રોવડે ચંડિકાદેવીને પવિત્ર હવિનો હોમ આપવો. એક ચિત્તવાળા થઇ નામ તથા પદવડે દેવીનું પૂજન કરવું. (૩૭) નિયમનથી યુકત થઈ, નમસ્કાર યુકત થઇ તેમજ ભકિતયુકત થઈ તેમજ ઇન્દ્રિયોનું પોતાના શરીરને વિશે રૂંધન કરી લાંબા સમય સૂધી દેવી ચંડિકાનું ધ્યાન કરવું. તેમ કરવાવડે તે કેવળ દેવીમય થાય છે. (૩૮) આ રીતે ભકિતવડે જે પરમેશ્વરીનું દરરોજ પૂજન કરે છે તે યથેચ્છ ભોગને ભોગવી દેવીની સાથે સાયુજ્ય મુકિતને પામે છે. (૩૯) ભકતોને જે વહાલા છે એવી ચંડિકાદેવીનું જે પુરૂષ દરરોજ પૂજન નથી કરતો, તેનાં પુણ્યો નાશ પામે છે તથા પરમેશ્વરી તેનું દહન કરે છે. (૪૦) તે માટે, હે રાજન્! સર્વ લોકને વિશે મહાઇશ્વરી સ્વરૂપવાળાં ભગવતીનું તમો પૂજન કરો. ઉપર કહેલ વિધાનવડે ચંડિકાનું પૂજન થવાથી તમો સુખને મેળવશો. (૪૧) આ રીતે વૈકૃતિક રહસ્ય સમાપ્ત.

મૂર્તિ રહસ્યઃ—રક્તદંતિકાનું સ્વરૂપઃ—ऋषिरुवाच ॥ नन्दा भगवती नाम या भविष्यति नन्दजा ॥ स्तुता संपूजिता भक्त्या वशी कुर्याज्जगत्त्रयम् ॥१॥

कनकोत्तमकान्तिः सा सुकान्तिकनकाम्बरा ॥ देवी कनकवर्णाभा कनकोत्तमभूषणा ॥२॥ कमलाङ्कुशपाशाब्जैरलंकृतचतुर्भुजा ॥ इन्दिरा कमलालक्ष्मीः सा श्रीरुक्मांबुजासना ॥३॥ या रक्तदन्तिका नाम देवी प्रोक्ता मयाऽनघ ॥ तस्याः स्वरूपं वक्ष्यामि शृणु सर्वभयापहम् ॥४॥ यच्छ्रुत्वा सर्वपापेभ्यो मुच्यते नात्र संशयः ॥ रक्ताम्वरा रक्तवर्णा रक्तसर्वांगभूषणा ॥५॥ અર્થઃ-ઋષિ બોલ્યા;-નંદવડે ઉત્પન્ન થયેલ દેવી ભગવતી નંદા એવા નામે કરી થશે. ભકિતવડે તેની સ્તુતિ તથા પૂજન કરવાથી ત્રણે જગત વશ થાય છે. (૧) તેઓ સુવર્ણ સદૃશ ઉત્તમ કાંતિવાળાં છે રમણીય સુવર્ણ સદૃશ વસ્ત્રને તેઓ ધારણ કરે છે. આ દેવી સુવર્ણના વર્ણ સરખી કાંતિવાળાં તથા સુવર્ણ સદૃશ ઉત્તમ ભૃષણવાળાં છે. (૨) આ દેવી ચાર ભુજાઓને વિશે કમલ, અંકુશ, પાશ તથા શંખને ધારણ કરે છે. તેઓ ઇન્દિરા, કમલા તથા લક્ષ્મીરૂપે કહેવાય છે. તેઓ રૂકમ કમલનાપર બેસવાવાળાં છે. (૩) હે પાપરહિત નૃપ! મેં રકતદંતિકા નામની જે દેવીનું વર્ણન કર્યું, તેનું સ્વરૂપ કેવું છે, તે હું તમોને કહીશ. તઓ સર્વ પ્રકારના ભયનો નાશ કરવાવાળાં છે. (૪) આ રકતદંતિકાદેવી રકતવસ્ત્રથી યુકત, રકતવર્ણવાળાં, સઘળા અંગપર રકત આભરણવાળાં, રકત આયુધવાળાં, રકત નેત્રવાળાં તથા રકત કેશવાળાં છે.

તેઓનું સ્વરૂપ અત્યંત ભયંકર છે. (૫) રક્તદંતિકા રકત ચામુંડારૂપેઃ- रक्तायुधा रक्तनेत्रा रक्तकेशाऽतिभीषणा ॥ रक्ततीक्ष्णनखा रक्तरसना रक्तदन्तिका (६) पतिं नारी वाऽनुरक्ता देवो भक्तं भजेज्जनम् ॥ वसुधेव विशाला सा सुमेरुयुगलस्तनी (७) दीर्घौ लम्बावतिस्थूलौ तावतीव मनोहरौ ॥ कर्कशावतिकान्तौ तौ सर्वानन्दपयोनिधी ( ८ ) भक्तान् संपाययेद्देवी सर्वकामदुघौ स्तनौ ॥ खड्गपात्रशिरः खेटैरलंकृतचतुर्भुजा ( ९ ) आख्याता रक्तचामुण्डा देवी योगेश्वरीति च ॥ अनया व्याप्तमखिलं जगत्स्थावरजंगमम् ( १० ) આ દેવી રકત આયુધવાળાં છે, તેઓ રકત નેત્રવાળાં છે, રકત કેશવાળાં છે, તેઓ ભયંકર સ્વરૂપવાળાં છે, રકત તથા તીક્ષ્ણ નખવાળાં તેઓ છે, રકતજીભવાવાળાં છે તથા રકત દાંતવાળાં છે. (૬) જેવી રીતે પતિને નારી અનુસરે છે, તે રીતે આ દેવી પોતાના ભકતને અનુસરે છે. જેમ પૃથ્વી અત્યંત વિશાળ છે તે રીતે આ દેવી મેરૂ સદૃશ છાતીવાળાં છે. (૭) તેમની છાતી દીર્ઘ, લંબ તથા અત્યંત સ્થૂલ છે તેમજ તે અત્યંત મનોહર છે. તે કર્કશ તથા અત્યંત રમણીય છે. વળી સર્વને આનંદ આપનાર દૂધને ધારણ કરવાવાળી આ છાતી છે. (૮) આ છાતી ભકતોને સર્વ પ્રકારની કામના પૂરી પાડવાવાળી છે. તેઓ

પોતાના ચાર હાથને વિશે ખડ્ગ, મધુપાનનું પાત્ર, મસ્તક તથા ખેટને ધારણ કરે છે. (૯) આ યોગનાં નિયામકદેવી રકત ચામુંડા એવા નામે વિખ્યાત છે. આ રકત ચામુંડાવડે સ્થાવર જંગમાત્મક અખિલ જગત વ્યાપીને રહેલ છે. (૧૦) રકતચંડિકા મૃત્યુના નાશકરૂપેઃ-इमां यः पूजयेद्भक्त्या स व्याप्नोति चराचरम् ॥ भुक्त्वा भोगान् यथाकामं देवीसायुज्यमाप्नुयात् (११) अधीते य इमं नित्यं रक्तदन्त्या वपुः स्तवम् ॥ तं सा परिचरेद्देवी पतिं प्रियमिवांगना (१२) शाकंभरी नीलवर्णा नीलोत्पलविलोचना ॥ गम्भीरनाभिस्त्रिवलीविभूषिततनूदरी (१३) सुकर्कशसमोत्तुंगवृत्तपीनघनस्तनी ॥ मुष्टिं शिलीमुखा पूर्णं कमलं कमलालया (१४) पुष्पपल्लवमूलादिफलाढ्यं शाकसंचयम् ॥ काम्यानन्तरसैर्युक्तं क्षुत्तृण्मृत्युजरापहम् (१५) અર્થઃ-જે મનુષ્ય આ દેવીનું ભકિતયુકત થઇ પૂજન કરે છે. તે સ્થાવર તથા જંગમ સર્વને વિશે વ્યાપી રહે છે. તે મનુષ્ય યથેચ્છ ભોગને ભોગવી દેવીની સાયુજ્યતાને પામે છે. (૧૧) રકતદંતી દેવીના શરીરની સ્તુતિનો જે મનુષ્ય હરરોજ પાઠ કરે છે તે જેમ સ્ત્રી પોતાના પ્રિય પતિની સેવા કરે છે તેમ તે ભકતની સર્વ પ્રકારની આકાંક્ષાને દેવી પૂરી પાડે છે. (૧૨) તેઓ શાકંભરીરૂપે, નીલવર્ણ સ્વરૂપે, નીલકમળ સરખાં લોચનવાળાં, ગંભીર નાભિવાળાં તથા ત્રિવલીવડે

અલંકૃત શરીર તથા ઉદરવાળાં છે. (૧૩) અત્યંત કર્કશની માફક ઉન્નત, વર્તુલ જાડાં તથા નિબિડ છાતીવાળાં તેઓ છે. બાણોથી પૂર્ણ મુષ્ટિને તથા કમળને તેઓ ધારણ કરે છે. તેઓ કમળનું આસનવાળાં છે. (૧૪) તેઓ અત્યંત પુષ્પ, પલ્લવ મૂલાદિ તથા ફળને ધારણ કરે છે. તેઓ શાકસમૂહને ધારણ કરે છે, કે જે ઇચ્છવા યોગ્ય અનંત રસોથી ભરપૂર તથા ક્ષુધા, તૃષા, મૃત્યુ તથા વૃધ્ધાવસ્થાનો નાશ કરે છે. (૧૫)

દેવીના ગુણવડે અનેક નામોઃ–कार्मुकं च स्फुरत्कान्ति बिभर्ति परमेश्वरी ॥ शाकंभरी शताक्षी सा सैव दुर्गा प्रकीर्तिता (१६) उमा गौरी सती चंडी कालिका सा च पार्वती ॥ शाकंभरीं स्तुवन् ध्यायन् जपन् संपूजयन्नमन् (१७) अक्षय्यमश्नुते शीघ्रमन्नपानामृतं फलम् ॥ भीमापि नीलवर्णा सा दंष्ट्रादशन-भासुरा (१८) विशाललोचना नारी वृत्तपीनपयोधरा ॥ चन्द्रहासं च डमरुं शिरः पात्रं च बिभ्रती (१९) एकवीरा कालरात्रिः सैवोक्ता कामदा स्तुता ॥ तेजो-मण्डलदुर्धर्षा भ्रामरी चित्रकान्तिभृत् (२०) चित्रभ्रमरसंकाशा महामारीति गीयते ॥ इत्येता मूर्तयो देव्या व्याख्याता वसुधाधिप (२१) ૧૨ અર્થઃ–પ્રકાશમાન તથા રમણીય કાર્મુક ધનુષને તેઓ ધારણ કરે છે. તેઓ મહાન્ નિયામક સ્વરૂપે છે. તેઓ શાકને ધારણ કરનારાં હોવાથી શાકંભરી, સો આંખવાળાં હોવાથી શતાક્ષી,

તથા દુઃખે કરી સમીપ જવા યોગ્ય હોવાથી દુર્ગા કહેવાય છે. (૧૬) આ દેવીનાં બીજાં નામો ઉમા ગૌરી, સતી, ચંડી, કાલિકા તથા પાર્વતી છે. આ શાકંભરી દેવીનું જે સ્તવન કરે છે, જે કોઇ ધ્યાન ધરે છે, જે કોઈ તેનો જપ કરે છે. જે કોઇ પૂજા કરે છે તથા જે કોઈ તેને નમસ્કાર કરે છે, (૧૭) તે મનુષ્ય નાશથી રહિત એવા અન્ન, પાન તથા અમૃતરૂપ ફળને જલદી મેળવે છે. તેઓ ભયાનક છતાં નીલવર્ણવાળાં છે. વળી દાઢ તથા દાંતોવડે અત્યંત પ્રકાશમાન છે. (૧૮) તેઓ વિશાલ લોચનવાળાં છે. તેઓ નારી સ્વરૂપે છે. વળી વર્તુલ તથા સ્થૂલ છાતીવાળાં છે. ચંદ્રહાસ ડમરૂ તથા મસ્તકરૂપ પાત્રને તેઓ ધારણ કરે છે. (૧૯) તેઓ અદ્વિતીય વીરતાવાળાં તથા કાળ રાત્રિસ્વરૂપે છે. જો સ્તુતિ કરવામાં આવે છે તો સઘળાની કામનાને તેઓ પૂરી પાડવાવાળાં હોવાથી કામદા કહેવાય છે. તેજસમૂહવડે પરાભવ કરવા અશકય, ભ્રામરીરૂપે તથા વિચિત્ર કાંતિને તેઓ ધારણ કરે છે. (૨૦) વિચિત્ર ભ્રમરના સદૃશ તેઓ છે. તેઓ મહામારી એવા નામવડે વિખ્યાત છે, હે પૃથ્વીના રાજા સુરથ! આ દેવીનાં આ રીતે અનેક સ્વરૂપો કહેવાય છે. (૨૧) **દિવ્યમૂર્તિના ધ્યાનથી પાપનો નાશઃ**—**जगन्मातुश्चण्डिकायाः कीर्तिताः कामधेनवः ॥ इदं रहस्यं परमं न वाच्यं कस्यचित्त्वया (२२) आख्यानं दिव्यमूर्तीनामधीष्वावहितः स्वयम् ॥ एतस्यास्त्वं**

प्रसादेन सर्वमान्यो भविष्यसि (२३) सप्तजन्मार्जितैर्घोरैर्ब्रह्महत्यासमैरपि ॥ पाठमात्रेण मंत्राणां मुच्यते सर्वकिल्बिषैः (२४) देव्या ध्यानं मया ख्यातं गुह्याद्गुह्यतरं महत् ॥ सर्वरूपमयो देवी सर्वं देवोमयं जगत् (२५) ततोऽहं विश्वरूपां त्वां नमामि परमेश्वरीम् (२६) इति मूर्तिरहस्यं समाप्तम् ॥ અર્થ:—જગતના માતારૂપ ચંડિકાદેવીનાં આ સ્વરૂપો કામધેનુની માફક ઇચ્છા પૂરી પાડવાવાળાં છે. જે અધિકારથી રહિત હોય, તેવાને આ ગૂઢ ચરિત્ર તમારે કહેવું નહિ. (૨૨) તમો સર્વદા એક ચિત્તવાળા થઈ આ દિવ્ય સ્વરૂપોના ઇતિહાસોનું મનન કરો. આ દેવીની કૃપા થવાથી તમો સર્વને વિશે માન્ય ગણાશો. [૨૩] સાત જન્મોમાં બ્રહ્મહત્યા સમાન ઘોરપાપો કરેલ હોય, છતાં આ મંત્રોના પાઠ કરવાથી તે સઘળાં પાપોથી મુક્ત થાય છે. [૨૪] મેં તમોને દેવીનું રહસ્ય કહ્યું, જે ગૂઢ કરતાં પણ વધારે ગૂઢ છે. આ દેવી સર્વ પ્રકારનાં સ્વરૂપવાળાં છે. આ સઘળું જગત્ દેવીમય અર્થાત્ પ્રકૃતિમય છે. [૨૫] આમ હોવાથી વિશ્વસ્વરૂપવાળાં ભગવતી પરમેશ્વરીને હું નમસ્કાર કરૂં છું. [૨૬] આ રીતે મૂર્તિ રહસ્ય સમાપ્ત.

अपराधशतं कृत्वा जगदंबेति चोच्चरेत् ॥ यां गतिं समवाप्नोति न तां ब्रह्मादयः सुराः ॥ सापराधोऽस्मि शरणं प्राप्तस्त्वां जगदंबिके ॥ इदानोमनुकंप्योहं यथेच्छसि

तथा कुरु ॥ अज्ञानाद्विस्मृतेर्भ्रांत्या यन्न्यूनमधिकं कृतम् ॥ तत्सर्वं क्षम्यतां देवि प्रसीद परमेश्वरि ॥ कामेश्वरि जगन्मातः सच्चिदानंदविग्रहे ॥ गृहाणार्चामिमां प्रीत्या प्रसीद परमेश्वरि ॥ सर्वरूपमयी देवी सर्वं देवीमयं जगत् ॥ अतोऽहं विश्वरूपां त्वां नमामि परमेश्वरीम् ॥ गुह्यातिगुह्यगोप्त्री त्वं गृहाणास्मत्कृतं जपम् ॥ सिद्धिर्भवतु मे देवि त्वत्प्रसादान्महेश्वरीति मंत्रेण देव्या दक्षिणकरे जपं समर्प्य यथासुखं विहरेदिति ॥ श्रीजगदंबा प्रसन्ना भवतु ॥ અર્થ:—સેંકડો પ્રકારના અપરાધો કરવા પછી જગદંબાનું જે નામ લે છે તો તે મનુષ્યને જે ગતિ મળે છે તે ગતિ બ્રહ્માદિદેવો પણ આપી શકવા સમર્થ નથી. હે જગદંબિકા ! હું અપરાધથી યુક્ત છું. હું આપને શરણે આવેલ છું. આપની દયાને હું પાત્ર છું. જેમ આપની ઈચ્છા થાય તેમ મારાપર કૃપા કરો. અજ્ઞાનને લીધે, વિસ્મૃતિથી, ભ્રાંતિથી જે કાંઈ મારાવડે ન્યૂન કે અધિક કરવામાં આવેલ હોય તે સઘળું, હે દેવિ ! આપ ક્ષમા કરો. હે પરમેશ્વરિ ! આપ મારાપર પ્રસન્ન થાઓ. કામનાઓનાં નિયામક, જગતનાં માતારૂપ તથા સત્, ચિત્ તથા આનંદયુક્ત શરીરવાળાં હે દેવિ ! આપ મારી પૂજાને પ્રીતિવડે સ્વીકાર કરો. હે પરમેશ્વરિ ! મારાપર આપ પ્રસન્ન થાઓ. દેવી સર્વ પ્રકારનાં સ્વરૂપવાળાં તથા આ સઘળું જગત દેવીમયજ છે. આથી હું

વિશ્વસ્વરૂપવાળાં પરમેશ્વરી જગદંબાને નમસ્કાર કરૂં છું. આપ ગુહ્યથી પણ વધારે ગુહ્ય રીતે રક્ષણ કરવાવાળાં છો. અમારાવડે કરવામાં આવેલ જપનો આપ સ્વીકાર કરો. હે દેવિ પરમેશ્વરિ ! આપની કૃપાથી મને સિધ્ધિની પ્રાપ્તિ થાઓ. આ મંત્ર કહી દેવીના જમણા હાથને વિશે જપનું જળ સમર્પણ કરવું. પછી યથેચ્છ ફરવું. શ્રી જગદંબાદેવી મારાપર સાનુકૂલ થાઓ.

॥ इति दुर्गाशप्तसती समाप्ता ॥

**કામ્યપ્રયોગ વિધિ. કવચમાં રહેલ દેવી કામ્યપ્રયોગઃ**-શતચંડીનો વિધિ તથા મંત્રના વિભાગ સંબંધી કારિકા જાણવી જોઇએ. પ્રથમના છ શ્લોકમાં ઘણા પુસ્તકોમાં ઓછાવત્તી જોવામ આવે છે. આનુ નિરાકરણ કેવી રીતે કરવું, તે સંબંધી નીચે પ્રમાણે કહેલ છેઃ-દુર્ગા પ્રદીપમાં કહ્યું છે કે, કોઇમાં શ્લોક વધારે હોય છે તથા કોઇમા ઓછા હોય છે તે સર્વ પ્રકારના દોષ ટાળવા માટે દેવીના નામો સંબંધી ક્રમ હું જણાવું છું. આ શ્લોકો પ્રાચીન ગ્રથમાં રહેલ તથ સાંપ્રદાયિક છે. **દેવીની શકિતનાં નામોઃ**-પ્રથમ દશ દિકપાલ દેવો તથા પછી ચામુંડા છે. ત્યારબાદ જયા, વિજયા, અજિતા તથા અપરાજતા છે. (૧) ઉધોતિની, ઉમા, માલાધારી, તથા યશસ્વની છે. ત્રિનેત્રા, યમઘંટા, શંખિની તથા દ્વારવાસિની છે. (૨) કાલિકા, શાકભરી. સુગંધા તથા ચચિકા છે. અમૃતાદિકળારૂપ તથા સરસ્વતી છે. (૩) કૌમારી, ચંડિકા, ચિત્રઘંટા તથા મહામાયાદિરૂપે છે. કામાક્ષી, સર્વ મંગળા તથા ભદ્રકાલીરૂપે છે. (૪) ધનુર્ધરી, નીલગ્રીવા, નલકૂબરી, ખડ્ગ ધારિણી તથા વજ્રધારિણી આ શકિતનાં નામો છે. (૫) દંડિની, અંબિકા, શૂલેશાના, તથા નગ્નેશ્વરી તેનાં નામો છે. વળી મનઃશોક વિનાશા, લલિતા તથા શૂલધારિણી એવાં નામ છે. (૬) કામિની, ગુણા, ઇશ્વરી, ભુતનાથા, તથા મહામહિષવાહિની તેનાં નામો છે. (૭) ભગવતી, વિંધ્યસ્થા મહાબલા, વિનાયકી, નારસિંહી તથા અમિતૌજસી આ શકિતનાં નામો છે (૮) શ્રી વહ્નિની, પાતાલ વાસિની. કરાલિની, ઉર્ધ્વકેશી, કૌબેરી, વાગીશા તથા પાર્વતી, શક્તિનાં નામો છે (૯) કાળરાત્રી મુકુટેશાની, પદ્માવતી. ચૂડામણી, જવાળા મુખી, અભેદા, આદિ નામો છે (૧૦ બ્રહ્માણી, છત્રપુર્ણા, ઇશ્વરી, ધર્મચારિણી, ચક્રિણી, ઇન્દ્રવધૂ, ચડી, મહાલક્ષ્મી તથા ભેરવીઆદિ નામો છે. (૧૧) ક્ષેત્ર

કરી, વિજયા તથા જયંતિકા આ પ્રમાણે કવચને વિશે રહેલ દેવીની શકિતનાં નામો છે (૧૨) **કવચાદિ શ્લોકની સંખ્યાઃ**–વારાહી તંત્રમાં કહ્યું છે કે, કવચમાં પચાસ તથા અર્ધા શ્લોકની સંખ્યા છે. અર્ગલાના શ્લોકની સંખ્યા ત્રેવીશ છે તથા કીલકની સંખ્યા ચાૈદ શ્લોકની છે. પ્રાધાનિક રહસ્યની સંખ્યા ત્રીશ તથા અર્ધા શ્લોકની છે. વૈકૃતિક રહસ્યની સંખ્યા ઓગણચાલીશ શ્લોકની છે. મૂર્તિ રહસ્યની સંખ્યા પચીસ શ્લોકની છે. આ પ્રમાણે દુર્ગાપ્રદીપમાં જણાવેલ છે આ ઉપરાંત જેટલા વધારે શ્લોકો હોય તેટલા શ્લોકો પ્રક્ષિપ્ત જાણવા પાઠ કરનાર કેટલાક સપ્તશતીના પાઠના આરંભમાં શાપોદ્ધારકાદિની ઇચ્છા કરે છે. આ પ્રકાર તંત્રોમાં જણાવેલ છે **શાપોદ્ધારનો પ્રકારઃ** જેમ કે, તેરમો તથા પહેલો અધ્યાય, બારમો તથા બીજો, અગીઆરમો તથા ત્રીજો, દશમો તથા ચોથો, નવમો તથા પાંચમો, આઠમો તથા છઠ્ઠો, આ પ્રમાણે અધ્યાયોના પાઠ કર્યા પછી ૭મો અધ્યાય બે વાર ભણવો. **કીલન પ્રકારઃ**–પ્રથમ મધ્યમ ચરિત્રનો પાઠ કરવો.પછી પ્રથમ ચરિત્રનો તથા છેવટે તૃતીય ચરિત્રનો પાઠ કરવો. રહસ્યની અંદર કહેલ છે કે **एकेन वा मध्यमेन नैकेनेतरयोरिह** આ વચનવડે એમ કહ્યું છે કે, જેને એક પાઠનો વખત નહિ હોય તેણે મધ્યમ ચરિત્રનો પાઠ કરવો. હવે તે મનુષ્યને શાપોદ્ધાર તથા ઉત્કીલન કરવાનો સંભવ નહિ હોવાથી તે સબંધી આજ્ઞા વ્યર્થ છે. તે મનુષ્યને શાપોદ્ધારાદિ જરૂરનાં નથી, એમ માલમ પડે છે. હવે બીજું એ કે કીલક સ્તોત્રમાં કહ્યું છે કે, દાન તથા પ્રતિગ્રહ નામનું કીલન અવશ્ય કરવું જોઇએ. ત્યાં કહ્યું છે કે, કૃષ્ણ પક્ષમા ચાૈદશે અથવા આઠમે એક ચિત્તવાળા થઇ દાન આપવું તથા પ્રતિગ્રહ કરવો. આ બેથી ભિન્ન રીતે વર્તનાર મનુષ્યને દેવી પ્રસન્ન થતાં નથી. આ બાબતનો ખરો

ભાવ એ છે કે, કૃષ્ણ પક્ષની ચૌદશે અથવા કૃષ્ણ પક્ષની આઠમે ઉપાસકે એક ચિત્તવાળા તથા એકાગ્રમનવાળા થવું. તેણે ન્યાયવડે મેળવેલ સર્વ દ્રવ્ય દેવીને અર્પણ કરવું. અર્પણ કરતી વખતે તેણે કહેવું કે, હે દેવિ! અમુક દિવસથી આરંભી મેં આ જે સઘળું ધન મેળવેલ છે તે મેં આપને આપેલ છે, આ રીતે કહી સમર્પણ કરવું. ત્યારબાદ સંસારયાત્રાના નિર્વાહ માટે મારા પ્રસાદરૂપ આ ધન તમો ગ્રહણ કરો, આ રીતની દેવીની અનુજ્ઞાને મનવડે ગ્રહણ કરી, દેવીના પ્રસાદરૂપે હું આ ગ્રહણ કરું છું, આમ વિચારી ગ્રહણ કરી તે દ્રવ્યના પાંચ ભાગ કરવા. તેમાંથી પાંચમો ભાગ ગુરૂને અર્પણ કરવો અથવા તો પાંચમો ભાગ પુત્રાદિને આપવો. અવશેષવાળો ચોથો ભાગ પોતાવડે કરવામાં આવતા પંચ મહાયજ્ઞાદિ ધર્મવ્યયને માટે લેવો. અવશેષ ત્રણ ભાગ કામનાથી રહિત થઇ પોતાના વાપરવાવિશે યોજના કરવી. આ રીતે હમેશા દરમહિને જે કરવાવાળો છે, તે દેવીને આધીન થાય છે. આવાના પર દેવી પ્રસન્ન થાય છે. આથી ભિન્ન રીતવડે નહિ કીલકનો આ રીતનો અર્થ કીલક પટલમાં, ગુપ્તવતીમાં તથા દુર્ગાપ્રદીપમાં જણાવેલ છે.

**સંપુટ વ્યવસ્થા:**-પાર્વતીએ એકવાર મહાદેવને પ્રશ્ન કર્યો. દેવી બોલ્યાં;-હે સ્વામિન્! સંપુટ કેટલા પ્રકારના છે. હું તે સંબંધી સવિસ્તર જાણવા ઇચ્છું છું. હે દેવોના નિયામક! હું જો આપને પ્રિય હોઉં તો તે સંબંધી મને કહો. ત્યારે મહાદેવ બોલ્યા;-સંપુટ બે પ્રકારનો જાણવો, જેવો કે ઉદય કરનાર તથા અસ્ત કરનાર. પ્રથમ ઉદયકર સંપુટ સંબંધી કહું છું તથા પછી અસ્તકર સંબંધી કહીશ. પ્રથમ સંપુટવાળો મંત્ર લેવો, પછી શ્લોક લેવો તથા ફરી મંત્ર લેવો. ફરી મંત્ર તથા ફરી શ્લોક આ રીતનો ક્રમ ઉદય સંપુટ સંબંધી છે. ઉદય, ઉત્કર્ષ તથા

લાભને માટે આ સંપુટ છે. ચિકિત્સા શાસ્ત્રોમાં શરાત્રવડે અસ્ત સંપુટ થાય છે. હું તમને તે કહું છું. તમો એક ચિત્તવાળાં થઇ સાંભળો. પ્રથમ મંત્ર, ફરી શ્લોક તથા છેવટે મંત્ર વિપર્યય, ફરી મંત્ર, ફરી શ્લોક તથા ફરી મંત્ર વિપર્યય. આ સંપુટ મારણ, ઉચ્ચાટન તથા બંધન સંબંધી કહેવાય છે. આ સર્વ પ્રકારનો અનાદર કરી પોતાની મરજી પ્રમાણે જે કોઇ કરે છે તે પ્રલયકાળ થતાં સુધી રૌરવાદિ નરકોમાં પડે છે. **પુરશ્ચરણ સ્વરૂપઃ**—કાત્યાયની તંત્રમાં આવેલ મરીચિ કલ્પમાં કહેલ છે. કૃષ્ણ પક્ષની ચૌદશ આવે ત્યાંસુધી જે પૂર્વે સંપુટ લીધેલ હોય, તેનો ક્રમે કરી પૂર્ણ કરતાં ઉત્તરમાં એકએક સંપુટ વધારવો. હે દેવિ! આ રીતનો પુરશ્ચરણનો ક્રમ છે. આ રીતે થયા પછી દરેક શ્લોક બોલી દુધપાકવડે હોમ કરવો. રાત્રીસૂકતની દરેક ઋચા લેવી. તેજ પ્રમાણે દેવીસૂકત લેવું. આ રીતે હોમ કર્યા પછી સ્તોત્રનો જપ કરવો તથા પ્રથમ પૂજાદિક કરવાં. પ્રથમ રાત્રીસૂકત તથા દેવી સૂકતોવડે સંપુટ લેવું. કાત્યાયની તંત્રમાં કહ્યું છે કે, રાત્રીસૂકત તથા દેવીસૂકતની દરેક ઋચાનો હોમ કરવો. છેવટે પુરશ્ચરણની અંતે યથેચ્છ સ્તોત્ર મંત્રનો જપ કરવો. આ જ રીતે જે સિદ્ધ મંત્ર હોય, તેનો કામ્યપ્રયોગ કરવો.

**કામ્ય પ્રયોગઃ**—દરેક શ્લોકની આદિ તથા અંતમાં મંત્રનો જપ કરવો. આમ કરવાથી મંત્રસિદ્ધિ છે. (૧) પ્રથમ ત્રણ વ્યાહુતિ હોમ કરી પ્રણવ સહિત અનુલોમ તથા અંતે વિલોમ, આ રીતે સો આવૃત્તિ પાઠની કરવાથી કામ્ય સિદ્ધિ જલદી થાય છે. (૨) દરેક શ્લોકના આદિમાં **जातवेदसे सुनवाम सोम०** આ રીતની ઋચાનો પાઠ કરવાથી સર્વ કામનાની સિદ્ધિ થાય છે. (૩) વળી અપમૃત્યુનો નાશ કરવા માટે ત્ર્યંબકં, ઇત્યાદિ મંત્રનો પાઠ કરવો. દરેક શ્લોકના

આદિ તથા અંતમાં આ શ્લોકનો જપ કરવો. (૪) વળી દરેક શ્લોકના આદિ તથા અંતમાં **शूलेनपाहिनो देवि०** આ રીતનો પાઠ કરવાથી અપમૃત્યુનો નાશ થાય છે. વળી આ મંત્રનો લાખવાર, દશ હજારવાર, હજારવાર અથવા તો સો વાર જપ થવાથી અપમૃત્યુનો નાશ થાય છે. (૫) દરેક શ્લોકના આદિ તથા અંતને વિશે શરણાગત૦ આદિ શ્લોકનો પાઠ કરવાથી સર્વ પ્રકારની સિદ્ધિ થાય છે. (૬) દરેક શ્લોકની આદિ તથા અંતમાં કરોતુ સા નઃ શુભ૦ ઇત્યાદિ અર્ધા શ્લોકનો પાઠ કરવાથી સર્વ પ્રકારના કાર્યની સિદ્ધિ થાય છે. (૭) દરેક શ્લોકના આદિમાં તથા અંતમાં એવં દેવ્યા વરંલબ્ધ્વા૦ ઇત્યાદિ શ્લોકનો પાઠ કરવાથી ઇચ્છિત ફળની પ્રાપ્તિ થાય છે. દુર્ગે સ્મૃતા૦ ઇત્યાદિ મંત્ર દરેક શ્લોકના આદિમાં તથા અંતમાં લેવાથી સર્વ પ્રકારની આપત્તિનો નાશ થાય છે. કાર્યને અનુસરીને કેવળ આ શ્લોકનો જપ એક લાખવાર, દશ હજારવાર, હજાર વાર અથવા સો વાર કરવાથી ઇચ્છિત ફળ થાય છે. (૯) સર્વા બાધા૦ ઇત્યાદિ શ્લોકનો એક લાખ વાર જપ કરવાથી અથવા તો આનો સંપુટ લેવાથી શ્લોકમાં કહ્યા પ્રમાણે શત્રુનો નાશ થાય છે. (૧૦) ઇત્થં યદા યદા બાધા૦ ઇત્યાદિ શ્લોકનો જપ અથવા સંપુટ કરવાથી મહા મારીની શાંતિ થાય છે. (૧૧) તતો વવ્રે નૃપો રાજ્યં૦ આ મંત્રનો જપ કરવાથી સ્વરાજ્યનો લાભ થાય છે. (૧૨) હિનસ્તિ દૈત્ય તેજાંસિ૦ ઇત્યાદિ શ્લોકવડે દીપ યુકત બલિદાન તથા ઘંટા બંધનવડે બાળગ્રહની શાંતિ થાય છે. (૧૩) અનુલોમવડે પ્રથમાવૃત્તિનો પાઠ કરી, ત્યાર પછી વિપરીત ક્રમવડે અનુલોમથી દ્વિતીયાવૃત્તિનો પાઠ કરી, તથા અનુલોમવડે તૃતીયાવૃત્તિનો પાઠ કરવાથી આમ કરવાથી જલદી કાર્યની સિદ્ધિ થાય છે. (૧૪) સર્વ પ્રકારની આપત્તિનો નાશ કરવા દુર્ગે

સ્મૃતા૦ અર્ધ શ્લોકનો પાઠ, यद्दंति यच्च दूरके ઇત્યાદિ ઋચાનો પાઠ તેમજ દારિદ્રય દુઃખ૦ ઇત્યાદિ અર્ધા શ્લોકનો કાર્યને અનુસરી લાખવાર, દશ હજારવાર, હજારવાર, અથવા તો સો વાર જપ કરવાથી અથવા આનો સંપુટ લેવાથી અવશ્ય કાર્યની સિદ્ધિ થાય છે. (૧૫) કાંસો સ્મિતા૦ ઇત્યાદિ ઋચાનો સંપુટ લેવાથી લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે. (૧૬) અનૃણા અસ્મિન્ ઇત્યાદિ ઋચાનો સંપુટ લેવાથી જે કાંઈ ઋણ થયું હોય તેનો નાશ થાય છે. (૧૭) સમુત્પતતિ૦ ઇત્યાદિ શ્લોકનો સંપુટ લેવાથી મારણ થાય છે. આ શ્લોકનો જપ કરવાથી પણ તેવા પ્રકારના ફળની સિદ્ધિ થાય છે. (૧૮) જ્ઞાનિનામપિ ચેતાંસિ૦ આ શ્લોકનો જપ કરવાથી મોહન થઈ શકે છે. તેમજ આ શ્લોકનો સંપુટ લેવાથી અવશ્ય મોહની સિદ્ધિ થાય છે. (૧૯) રોગાનશેષાન્ ઇત્યાદિ શ્લોકનો સંપુટ લેવાથી તેમજ આ શ્લોકનો જપ કરવાથી સર્વ પ્રકારના રોગનો નાશ થાય છે (૨૦) ઇત્યુક્ત્વા સા તદા દેવી૦ આ શ્લોકનો સંપુટ લેવાથી અથવા આનો જપ કરવાથી વિદ્યાની પ્રાપ્તિ તેમજ વાણીના વિકારનો નાશ થાય છે. (૨૧) ભગવત્યા કૃતં સર્વં ઇત્યાદિ લઇ એકસો વાર અક્ષરનો મંત્ર જપવાથી સર્વ પ્રકારની કામનાની પ્રાપ્તિ તથા સર્વ પ્રકારની આપત્તિનો નાશ થાય છે. (૨૨) હે દેવિ! "પ્રપન્નાર્તિહરે૦" આ શ્લોકનો કાર્ય પરત્વે એક લાખ, દશ હજાર અથવા સોની સંખ્યાનો જપ કરવાથી અથવા તો આના સંપૂટવડે પાઠ કરવાથી સર્વ પ્રકારની આપત્તિનો નાશ થાય છે તથા સર્વ પ્રકારની કામના પૂર્ણ થાય છે. આ પ્રયોગોમાં દરેક શ્લોક ભણી દીપસમીપ કેવળ નમસ્કાર કરવાથી જલદી સિદ્ધિ થાય છે. વળી એકતાળીસ દિવસ સુધી રોજ ત્રણવાર આ કામબીજ શ્લોકનો સંપુટ લેવાથી સર્વ પ્રકારની કામનાની સિદ્ધિ થાય છે. (૨૩)

એકવીશ દિવસ સુધી ઉકત રીત પ્રમાણે દરરોજ તેર આવૃત્તિ થવાથી કોઇને પણ વશ કરી શકાય છે. (૨૪) માયા બીજનો સંપુટ છ પલ્લવ સહ વર્તમાન સાત દિવસ સુધી દરરોજ તેર આવૃત્તિ કરવાથી સર્વ પ્રકારની ઉચ્ચાટનની સિદ્ધિ થાય છે. (૨૫) તેજ પ્રમાણે માયા બીજનો સંપુટ ચાર દિવસ સુધી દરરોજ અગિઆર આવૃત્તિ કરવાથી સર્વ પ્રકારના ઉપદ્રવનો નાશ થાય છે. (૨૬) ઓગણ પચાસ દિવસ સુધી દરેક શ્લોકને વિશે શ્રી બીજનો સંપુટ લેવાથી તથા દરરોજ પંદર આવૃત્તિ કરવાથી લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે. (૨૭) દરેક શ્લોકને વિશે વાક્ બીજનો સંપુટ લઇ સો આવૃત્તિ કરવાથી વિદ્યાની પ્રાપ્તિ થાય છે. (૨૮)

**શતચંડી વિધિ:**—મંત્રમહોદધિમાં શતચંડીનું જે વિધાન છે તે મનુષ્યોના હિત માટે કહેવામાં આવેલ છે. રાજા તરફથી ઉપદ્રવ, આપત્તિ, દુકાળ તથા ધરતીકંપઆદિ આ વિધાનવડે નાશ પામે છે. (૧) અતિવૃષ્ટિ અનાવૃષ્ટિ, શત્રુના ચક્રનો ભય, તથા ક્ષયથી થનારાં સર્વ વિઘ્નો શતચંડીનું વિધાન કરવાથી નાશ પામે છે. (૨) રોગનો નાશ, વૈરીનો નાશ, ધનની તથા પુત્રની સમૃદ્ધિ, શંકર અથવા ભવાનીની કૃપાથી થયા વિના રહેતો નથી. (૩) દ્વાર તથા વેદીથી યુકત મંડપ કરવો. તેને ધ્વજા તથા તોરણવડે શણગારવો. તે મંડળમાં એક કુંડ કરવો. પશ્ચિમમાં અથવા તો મધ્યમાંજ કરવો. (૪) યજમાને સ્નાન કરી તથા નિત્ય ક્રિયા કર્યા પછી દશ બ્રાહ્મણોનું વરણ કરવું. આ બ્રાહ્મણો જિતેન્દ્રિય સદાચારવાળા, કુલીન તથા સત્યવાદી હોવા જોઇએ. (૫) અર્થને જાણવાવાળા, ચંડીનો પાઠ કરવામાં સદાઆસકત, લજ્જાવાળા, દયાવાળા આ બ્રાહ્મણો હોવા જોઇએ. મધુપર્કવડે તથા સ્વર્ણ તેમજ વસ્ત્રઆદિ દાનવડે તેઓને સંતોષવા. (૬) આ

બ્રાહ્મણોને જપ કરવા આસન તથા માળા આપવી. કર્મને અંતે દરરોજ ભોજન આપવું. આ બ્રાહ્મણો હવિષ્યાન્ન ખાવાવાળા તથા મંત્રાર્થને વિશે લાગેલ મનવાળા હોવા જોઇએ. (૭) તેઓએ પૃથ્વીપર શયન કરવું. દરેકે ચંડિકાની સ્તુતિ કરવી. એક ચિત્તવાળા થઇ દશવાર માર્કંડેયમાં કહેલ છે તે પ્રમાણે સ્તવન કરવું. (૮) દશ હજાર ચંડિકાના નવાર્ણ મંત્રનો દરેક જણે જપ કરવો. (કારણ કે સંપુટી કરણનો જૂદોજૂદો પાઠ કરવાવાળા છે.) દરેક બ્રાહ્મણે દશ હજાર જપ કરવો. વળી આરંભ એવી રીતે કરવો કે જે રીતે આઠેમ, નોમ, ચૌદશ અથવા પુર્ણિમાને વિશે સો આવૃત્તિની સમાપ્તિ થાય. વળી આમાં યજમાને નવ કન્યાઓનું પૂજન કરવું. (૯) બીજા વર્ષથી આરંભી દશ વર્ષ સુધીની કુમારીકાનું પૂજન કરવું. એક વર્ષવાળી કન્યાના પૂજનનો અભાવ છે. વળી અગીઆર વર્ષે તથા તેથી ઉપરની કુમારીનો ત્યાગ કરવો.(૧૦) આ કન્યા અધિક અંગવાળી હોવી ન જોઇએ. હીન અંગવાળી, કોઢવાળી, તથા વ્રણવાળી હોવી ન જોઇએ. અંધ, કાણી, કેકર, કુરૂપવાળી, પુષ્કળ રૂવાંવાળી, દાસીથી થયેલ, રોગયુક્ત તેમજ દુષ્ટ એવી કન્યાનો ત્યાગ કરવો. તેનું કદી પૂજન કરવું નહિ. (૧૧) સર્વ પ્રકારની કામનાની સિદ્ધિને માટે બ્રાહ્મણ કન્યા લેવી, યશ મેળવવા ક્ષત્રિય કન્યા લેવી, ધનના લાભ માટે વૈશ્ય કન્યા લેવી તથા પુત્રપ્રાપ્તિ માટે શૂદ્રની કન્યાનું યજન કરવું. (૧૨) બે વર્ષની કન્યા કુમારી કહેવાય છે, ત્રણ વર્ષવાળી ત્રિમૂર્તિરૂપે છે, ચાર વર્ષવાળી કલ્યાણીરૂપે તથા પાંચ વર્ષવાળી રોહિણીરૂપે છે (૧૩) ૭ વર્ષવાળી કાલિકારૂપે, સાત વર્ષવાળી ચંડિકારૂપે, આઠ વર્ષવાળી શાંભવીરૂપે તથા નવ વર્ષવાળી દુર્ગારૂપે છે. (૧૪) તેમજ દશ વર્ષવાળી સુભદ્રા કહેવાય છે. તેઓનું મંત્રોવડે પૂજન કરવું. શંકરવડે કહેવાયેલ મંત્રોવડે આ કન્યાનું આવાહન

કરવું. (૧૫) મંત્રાક્ષરવાળી, લક્ષ્મીરૂપ, માતૃશકિતના રૂપને ધારણ કરનાર, તથા નવદુર્ગાત્મક એવી સાક્ષાત્ કન્યાનું હું આવાહન કરૂં છું, એમ કહી આવાહન કરવું. (૧૬) હવે કુમારિકાઆદિ કન્યાઓની પૂજા તથા મંત્રોને હું કહું છુ. (૧૭) હે કૌમારિ! તમો જગતને વિશે પૂજ્યરૂપે, જગતને વંદવા યોગ્ય, સર્વ શકિતના સ્વરૂપવાળાં છો તમો મારા પૂજનને ગ્રહણ કરો. હે જગતના માતા! તમોને મારા નમસ્કાર છે. (૧૮) ત્રણ શરીરવાળાં, ત્રણ શરીરના આધારવાળાં. ત્રણ પ્રકારના જ્ઞાનવાળાં ત્રણ લોકવડે વંદિત. એવાં ત્રિમૂર્તિ સ્વરૂપ કન્યા દેવીનું હું પૂજન કરૂં છું. (૧૯) કળાત્મક સ્વરૂપવાળાં, કળાને ઉલ્લંઘન કરનારાં, કરૂણ યુકત હૃદયવાળાં, શિવારૂપ, કલ્યાણ કરનારાં એવી દેવી કલ્યાણીનુ હું પૂજન કરૂં છું (૨૦) અણિમાદિ ગુણના આધારવાળા, અકારાદિ અક્ષરવાળાં, અનંત શકિતવાળાં તથા લક્ષ્મી સ્વરૂપ રોહિણીનું હું પૂજન કરૂં છુ (૨૧) કામના પ્રમાણે આચારવાળાં, શુભ સ્વરૂપવળાં, કાંતરૂપવાળાં, કાળચક્ર સ્વરૂપવાળાં, કામના પુરનારાં, કરૂણ તથા ઉદારતાવાળાં, કાલિકા દેવીનું હું પૂજન કરૂં છું (૨૨) ચંડ વીરવાળાં, પ્રચંડ માયાવાળાં, ચંડ તથા મુંડનો નાશ કરનારાં, તથા પ્રચંડ પરાક્રમવાળા ચંડિકાદેવીનુ હું સર્વદા પૂજન કરૂં છું. (૨૩) સર્વદા આનંદ કરનારાં, શાંત સ્વરૂપવાળાં, સર્વ દેવવડે નમસ્કાર કરાયેલ, સર્વ ભુતાત્મકવાળાં, તથા લક્ષ્મી સ્વરૂપ શાંભવી શકિતનુ હુ પૂજન કરૂં છું. (૨૪) દુર્ગમ તથા દુસ્તર કાર્યને વિશે તેમજ સંસારમાં થનારા દુઃખનો નાશ કરનારાં, તેમજ દુઃખે કરી ગમન યોગ્ય તથા દુઃખનો નાશ કરનારાં દુર્ગાદેવીનુ હું ભકિતવડે પૂજન કરૂં છું. (૨૫) સુંદર રૂપ, સ્વર્ણ સમાન વર્ણવાળાં, સુખ તથા સૌભાગ્યને આપનારાં, કલ્યાણને કરનારાં એવાં સુભદ્રા દેવીનું હું પૂજન કરૂં છું. (૨૬) આ રીતના પુરાણોકત મંત્રવડે તે કન્યાઓનું પૂજન કરવું.

તેઓનું પૂજન ગંધ, ભક્ષ્ય, ભોજ્ય પદાર્થોવડે, વસ્ત્રોવડે તથા આભરણોવડે કરવું. (૨૭) વેદીના ઉપર રમ્ય એવું સર્વતો ભદ્ર મંડળનો સાથીઓ કાઢવો. મંત્રવડે વચમાં ઘડાને સ્થાપવો તથા શિવનું આવાહન કરી તેનું પૂજન તથા પછી બ્રાહ્મણોનુ પૂજન કરવું વિવિધ ઉપચારોવડે તથ પુર્વોક્ત આવરણોવડે પુજન કરવું (૨૯) આ રીતે ચાર દિવસ કર્યા પછી પાંચમે દિવસે હોમ કરવો. પાયસાન્ન, ત્રિમધુવડે, દ્રાક્ષ, તથા રંભાફળ આદિવડે હોમ કરવો. (૩૦) માતુલિંગ, શેરડી, નારિએલ, પુર, તિલ, જાતીફલ, આમ્રફલ, તથા અન્ય મધુર વસ્તુવડે હોમ કરવો. (૩૧) સપ્તશતીના મંત્રે લઈ દશાંશ હોમ કરવો. વિધિયુક્ત અગ્નિ સ્થાપ્યા પછી સર્વ કરવું તેમજ નવર્ણવ મંત્રવડે દશહજાર આહુતિ આપવી. (૩૨) નામ મંત્રવડે આવરણ દેવોને હોમ આપવો. સારી રીતે પૂર્ણાહુતિ કર્યા પછી દેવ તથા અગ્નિનું વિસર્જન કરવું. (૩૩) કળશના જળવડે બ્રાહ્મણોએ યજમાનને અભિષેક કરવો. એક સોનામહોર દક્ષિણા દરેક બ્રાહ્મણને આપવી. (૩૪) અનેક પ્રકારનાં ભોજનવડે સો બ્રાહ્મણોને જમાડવા. તેઓને દક્ષિણા આપવી તથા તેઓની આશીષ લેવી. (૩૬) આ રીતે કરવાથી જગત વશ થાય છે તથા ઉપદ્રવોનો નાશ થાય છે. આમ કરનારને રાજ્ય, ધન, યશ, પુત્રો તથા અન્ય ઇષ્ટની પ્રાપ્તિ થાય છે. આ રીતે મંત્ર મહોદધિમાં શતચંડીનો વિધિ છે.

**સપ્તશતીની વાચન ક્રમ પદ્ધતિઃ**–દુર્ગાર્ચાના સાર સંગ્રહમાં તેમજ વારાહી તંત્રમાં પદ્ધતિ કહેલ છે. કેટલાક એમ કહે છે કે પ્રથમ ચરિતમાં બીજ રૂપે ઐં લેવું. વળી કેટલાક એમ કહે છે કે, આદ્ય ચરિતમાં હ્રીં, મધ્યમમાં શ્રીં તથા અંતિમ ચરિતમાં ક્લીં લેવુ કેટલાક એમ કહે છે કે, ઐં બીજ પ્રથમ અધ્યાયમાં, હ્રીં બીજ દ્વિતીય અધ્યાયમાં, ક્લીં તૃતીય અધ્યાયમાં, તેમજ ફરી ચોથામાં ઐં, પાંચમાથી બાર અધ્યાય પર્યંત અનુક્રમે બીજ મંત્રો

લેવા તથા તેરમામાં ઐં હ્રીં તથા ક્લીં આ ત્રણ બીજ સાથે લેવા. જ્યાં સુધી અધ્યાય પૂરો ન થાય ત્યાં સુધીમાં પાઠ કરતાં વિરામ પામવું નહિ હે પ્રિયા ! પ્રમાદથી અધ્યાયની વચમા વિરામ પડે તો તે અધ્યાયનો આરંભ ફરી કરવો. હે દેવિ ! આમ અનુક્રમ વડે પાઠ કરવો. પાઠ કરતાં વચમાં શિરનું કંપવું આદિ થવું જોઇએ નહિ. પાઠ મનમાં કરવો નહિ વાંચતાં હોઇએ તેમ પાઠ કરવો વધારે સારો છે. પોતે લખેલ સ્તોત્રનો તથા બ્રાહ્મણ વર્ણથી રહિત વર્ણવડે લખેલ લીપીવડે પાઠ કરવો નહિ. પુસ્તક ઉપરથી પાઠના અભાવે કંઠવડે વાંચવું. હાથમાં પુસ્તક રાખી વાંચવાથી અડધું ફળ મળે છે. વળી તેમાંજ કહેલું છે કે, પુસ્તક હાથમાં રાખી હજારથી અધિક મંત્રનો પાઠ કરવાથી જે ફળ થાય છે, તે ફળ પુસ્તક વિના હજારથી ઓછા મંત્ર મોઢેથી વાંચવાથી મળે છે. જો મોઢેથી વાંચવાનો અભાવ હોય તો પુસ્તકને આધાર આપી તે વાંચવું. આધાર ઉપર સ્થાપન કરેલ પુસ્તક ઉપરથી પાઠ હજારથી અધિક મંત્રોના વાંચનવડે થાય છે. મૂળ સ્તોત્રમાં તો હજારથી ઓછા મંત્ર છે. માટે વૈકૃતિક રહસ્યમાં કહેવા પ્રમાણે **स्तुवीत चरितै रिमैः** અહીં લગણ હાથ જોડીને વાંચવું. પાઠ મોઢે ન હોય તો પુસ્તકને આધાર સ્થાપન કરી વાંચવું. પણ જો મોઢે હોય તો પુસ્તક વિના કેવળ હાથ જોડી પાઠ કરવો તે વધારે સારો છે. આમ શકિત સંગમ તંત્રમાં જણાવેલ છે. તેજ પ્રમાણે દુર્ગાપ્રદીપમાં પણ કહેલ છે. સપ્તશતીની પદ્ધતિનો લોપ થવાથી આ પદ્ધતિ રચવામાં આવેલ છે. આ પદ્ધતિવડે ત્રિપુરેશ્વરીવાળાં અંબા દેવી પ્રસન્ન થાઓ. (૧) આમાં સઘળે ઠેકાણે મૂળ વચનો જોવાં હોય તો દુર્ગામહોદધિને વિશે જોવાં. પ્રયોગ વિધિ સમાપ્ત.

**સપ્તશતી મંત્રની કારિકા:**-માર્કંડેય ઉવાચ આ પ્રથમ મંત્ર કહેવાય છે. ત્યારબાદ સત્તર મંત્રો છે. આ સત્તરમામાં એક અર્ધ મંત્ર છે. (૧) પછી વૈશ્યોકિત છે. ત્યારબાદ ત્રણ મંત્રો છે

તથા એક અર્ધ મંત્ર છે. પછી "કથંત" આ રીતનો અર્ધ મંત્ર છે. તે પછી રાજોવાચ મંત્ર છે. (૨) ત્યારબાદ બે અડધા મંત્રો આવે છે. તે પછી વૈશ્યોક્તિ છે તે પછી અર્ધ મંત્ર છે. તેમજ ત્રણ શ્લોક આવે છે. કરોમિ આ રીતના અડધા મંત્ર પછી માર્કંડેય ઉવાચ મંત્ર આવે છે તે પછી અર્ધ શ્લોક છે. (૪) તથા એક આખા શ્લોક પછી ઉપવિષ્ટ નામનો અડધો શ્લોક છે. રાજોવાચ નામનો પછી મંત્ર છે. भगवन् આ રીતનો અર્ધ શ્લોક, તે પછી ચાર શ્લોક છે. (૫) મમાસ્યચ આ અર્ધ મંત્ર પછી ઋષિરૂવાચ મંત્ર છે. પછી જ્ઞાનમસ્તિ આ અર્ધ મંત્ર છે. તે પછીના દશ મંત્રો છે. (૬) 'સંસાર' આ રીતના અર્ધ મંત્ર પછી રાજોવાચ મંત્ર છે. भगवन् આ અર્ધ શ્લોક એક શ્લોકાત્મક છે. તત્સર્વં આ અર્ધ શ્લોક છે. તે પછી મુનિવચન, તે પછી નિત્યૈવ અર્ધ મંત્ર, તે પછી છ મંત્રો, તે પછી નિદ્રાં ભગવતીં આ અર્ધ મંત્ર, (૮) તે પછી બ્રહ્મોવાચ, તે પછી તેર મંત્રો, તે પછી બોધશ્ચ આ અર્ધ મંત્ર, પછી મુનિવચન. (૯) 'એવંસ્તુતા આ અર્ધ મંત્ર, તે પછી પાંચ મંત્રો, 'ઉક્તવંતૌ' આ અર્ધ મંત્ર, પછી ભગવાનુવાચ છે. (૧૦) ભવેતામ્ આ અર્ધ મંત્ર, પછી કિમન્યેન આ અર્ધ મંત્ર, પછી ઋષિ રૂવાચ, તે પછી અર્ધ શ્લોક, તે પછી કેટલાક શ્લોક, પછી ઋષિ વચન તથા તે પછી બે મંત્રો છે. આ રીતે પ્રથમ અધ્યાયના મંત્રની સંખ્યા ૧૦૪ ની છે. (૧૧-૧૨) બીજા અધ્યાયમાં ઋષિ વચન, તથા ૬૮ શ્લોક છે. ત્રીજા અધ્યાયમાં ઋષિ વચન, પછી ૩૫ મંત્ર (૧૩) તે પછી દેવ્યુવાચ, તે પછી એક શ્લોક, તે પછી ઋષિ રૂવાચ, તે પછી પાંચ શ્લોકો છે. આ રીતે ત્રીજામાં બધું મળી ૪૪ છે. (૧૪) ચોથા અધ્યાયમાં ઋષિ રૂવાચ, તે પછી ૨૬ શ્લોક, તે પછી મુનિરૂવાચ,

એ પછી દેવ્યુવાચ, (૧૫) તે પછી અર્ધ શ્લોકવાળો મંત્ર. પછી દેવા ઉચુઃ પછી ભગવત્યા અર્ધ મંત્ર, તે પછી ત્રણ શ્લોક, (૧૬) તે પછી ઋષિ રૂવાચ, તે પછી ચાર મંત્રો, આમ બેતાળીસની સંખ્યા ચોથાની છે. હવે પાંચમામાં ઋષિ રૂવાચ, તે પછી છ શ્લોક, તે પછી દેવા ઉચુઃ (૧૭) તે પછી પાંચ શ્લોક, પછી યા દેવીથી ભ્રાંતિ સુધી એકવીશના ત્રણ વિભાગ કરવાથી ૬૩ ની સંખ્યા આહુતિ માટે છે. વીસ અક્ષરનો એક ખંડ કહેવાય છે. (૧૯) બીજો મંત્ર ચાર અક્ષરવાળો તથા ત્રીજો આઠ અક્ષરવાળો કહેવાય છે. ઇન્દ્રિયાણાં ઇત્યાદિ એક આખો મંત્ર છે. ત્યારબાદ બે મંત્રો છે. તે બાદ ઋષિ રૂવાચ છે. તે પછી સત્તર મંત્રો છે. પછી મુનિ વચન છે. તે બાદ ત્રણ મંત્રો છે. (૨૧) તે પછી દૂત વચન, તે પછી નવ શ્લોક, પછી મુનિ વચન,તે પછી એક શ્લોક, તે પછી દેવી વચન, તે પછી ચાર મંત્ર, તે પછી દૂત વચન છે (૨૨) તે પછી ચાર શ્લોક, પછી દેવી વચન, તથા પછી બે શ્લોકો છે. એમ કુલ્લે એકસો ઓગણત્રીશ થાય છે. છઠ્ઠા અધ્યાયમાં ઋષિ વચન. તે પછી ચાર શ્લોક છે. (૨૩) તે પછી ઋષિ વચન, તે પછી ત્રણ મત્રો, પછી દેવી વચન, તે પછી એક શ્લોક છે. પછી ઋષિ વચન, તથા તે પછી બાર મંત્રો છે. (૨૪) સાતમા અધ્યાયમાં મુનિ વચન, ત્રેવીશ શ્લોક, મુનિ વચન, તથા બે શ્લોકો છે. આ રીતે સત્તાવીશ મત્રો છે આઠમા અધ્યાયમાં (૨૫) ઋષિ વચન, ત્રેસઠ મંત્રો તથા છેવટે અર્ધ મંત્ર છે. નવમામાં રાજો-વાચ, બે શ્લોક છે. (૨૬) ઋષિવચન, તથા સાડત્રીસ શ્લોક છે. દશમામાં મુનિવચન, બે મંત્ર, (૨૭) પછી દેવીવચન, બે શ્લોક, દેવીવચન, એક શ્લોક, મુનિવચન, તથા બાવીશ મંત્રો છે. (૨૮) તે પછી છેવટે અર્ધ મંત્ર છે. અગીઆરમા અધ્યાયમાં ઋષિવચન, પાંત્રીશ શ્લોક, દેવી વચન,

એક શ્લોક, દેવા ઉચુઃ, તે પછી એક મંત્ર, દેવીવચન, તે પછી ચૌદ મંત્રો છે. પછી અર્ધ મંત્ર આ રીતે પંચાવન મંત્રો છે. બારમામાં દેવીવચન, અઠ્ઠાવીશ મંત્રો, પછી અર્ધ મંત્ર. (૩૧) પછી ઋષિવચન, પછી અર્ધ શ્લોક, તે પછી નવ શ્લોકો છે. તેરમામાં અગીઆર અર્ધ શ્લોકો, બાર આખા શ્લોક, (૩૨) ઉવાચ વચન છ છે, એમ સઘળું મળી ઓગણુતીશ થાય છે. આ રીતે ગૌડપાદીય ભાષ્યમાં કારિકા છે. આ કારિકાનો ઉપયોગ કરવાથી સ્મૃતિનો નાશ થતો અટકે છે. (૩૩)

**બ્રહ્મશાપ વિમોચનઃ**—આ ચંડિકા સ્તોત્રના બ્રહ્મશાપ વિમોચન મંત્રના વસિષ્ઠ તથા નારદ સંવાદરૂપ અધિપતિ છે, ઋષિ બ્રહ્મા છે, સર્વ ઐશ્વર્યના કારણુરૂપ દુર્ગા દેવતારૂપે છે, ત્રણુ ચરિત્રના બીજરૂપે છે. હે હ્રીં શક્તિરૂપિણિ ! કલ્પેલ કાર્યની સિદ્ધિ માટે જપ કરવામાં આવે છે **ॐ रामैः स्वरूपायै मधुकैटभमर्द्दिन्यै ब्रह्मशापविमुक्ताभव ॥ ॐ श्रीं बुद्धिरूपिण्यै महिषासुरसैन्यनाशिन्यै ब्रह्मशाप विमुक्ताभव ॥ ॐ रं रक्तरूपिण्यै महिषासुरमर्दिन्यै शुंभवधकारिण्यै ब्रह्मशापविमुक्ता भव ॥ ॐ शांशक्तिरूपिण्यै वेदस्तुत्यै ब्रह्मशाप विमुक्ताभव ॥ ॐ श्रद्धारूपिण्यै फलदाऽयै ब्रह्मशापविक्ताभव ॥ ॐ मां मातृरूपिण्यै मनर्गलसहितायै ब्रह्मशापविमुक्ताभव ॥ ॐ श्रीं ह्रीं ॐ नमः शिवायै अभेद्यकवचरूपिण्यै ब्रह्मशापविमुक्ताभव ॥ ॐ कल्पकालि ह्रीं फट्स्वाहायै ऋग्वेदरूपिण्यै ब्रह्मशापविमुक्ताभव ॥** ઇતિ ચંડિકા શાપમોચન. **પાઠક્રમઃ**—ગુપ્તવતી ટીકાને આધારે ન્યાસ તથા ધ્યાનાદિપૂર્વક પાઠ કરવો. ન્યાસ પૂર્વે ભુશુદ્ધિ, તે પછી દેવી અર્ચન, પછી બલિદાન, પછી કુમારિકા પૂજન, એકાદશ ન્યાસ, ઋક ન્યાસ, નવાર્ણક, આ પ્રમાણે કર્યા પછી સપ્ત શતીનો પાઠ કરવો.